જમનાદાસ ભગવાનદાસ સ્મારક માળા–૧૧

# ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર

[ શ્રી. રિ. બ. ગ્રેગ લિખિત ]

અનુવાદકો :

નગીનદાસ નારણદાસ પારેખ

જેઠાલાલ જીવણલાલ ગાંધી

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

ાદીની પ્ર

તકાળની

ાંકડા જો ૧૨–૦

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

સં. ૧૯૮૭

# નિવેદન

આજથી લગભગ બે વર્ષ પહેલાં મુ. શ્રી. કાકાસાહેબની ચનાથી અમે આ પુસ્તકનો અનુવાદ કરવાનું શરૂ કરેલું. પુસ્તક એકદમ શાસ્ત્રીય હોવાથી તે ગૂજરાતી જાણનાર સામાન્ય જનતા એકદમ નહિ સમજી શકે—અને તેમાં પણ ખાસ કરીને શરૂઆતનાં બે પ્રકરણો—એવો ભય હતો. તેથી તે જેટલી સરળ રીતે સમજાવી શકાય એટલી સરળ રીતે તે વાચક સમક્ષ મૂકવાનો પ્રયત્ન કર્યો છે, અને અમને આશા છે કે તેમાં રહેલ શાસ્ત્રીય સિદ્ધાંતો અને ભાષાથી એકદમ ભડકી ન ઊઠતાં વાચક ઊંડા ઉતરીને તથા થોડો શ્રમ લઈને પૂરેપૂરાં સમજવા પ્રયત્ન કરશે. એક વખત તેનું રહસ્ય મજયા પછી તેમાંથી મળતું જ્ઞાન પુષ્કળ માર્ગદર્શક થઈ શે.

આ પુસ્તક લખાવાને આજે ત્રણ વર્ષ ઉપરાંત સમય તી ગયો છે. તેમાં લેખકે આપેલી માહિતી આજે જ્યારે ટ્રવ્યાપી હિલચાલનું મોજું દેશમાં ફરી વળ્યું છે અને દીની પ્રવૃત્તિ નહિ ધારેલા પ્રમાણોમાં વધી ગઈ છે ત્યારે તકાળની લાગે. છેલ્લાં ત્રણ વર્ષના ચર્ખાસંઘના અહેવાલના ંકડા જોતાં પ્રકરણ ૯ માં આપેલી બધી માહિતી અને

તેમાં રાખેલી અપેક્ષાઓ તો ક્યાંય પાછળ રહી ગઈ છે, ગયાં દસ વર્ષમાં ખાદીની પ્રવૃત્તિ જે સ્થિતિએ પહોંચી છે તેથી દોઢગણી સ્થિતિએ માત્ર છેલ્લા એક વર્ષમાં તે પહોંચી ગઈ છે, અને હજી તો તે કેટલે સુધી જશે તે આજે ચોક્કસ પણે કહી ન શકાય. પરંતુ ૧૯૨૭–કે જ્યાં સુધીની માહિતી લેખકે પોતાના પુસ્તકમાં આપી છે તે સમય–પછી ખાદી કામને કેટલો વેગ મળ્યો છે તે બતાવનાર થોડા આંકડા નીચે આપ્યા છે. ખાદીનું ઉત્પન્ન જે ૧૯૨૭ માં રૂ. ૨૪ લાખનું હતું તે ૧૯૨૮–૨૯ માં રૂા. ૩૧ લાખનું અને ૧૯૨૯–૩૦ માં તો ૫૩ લાખનું થઈ ગયું છે. એટલે કે માત્ર એક જ વર્ષમાં ૬૮ ટકા જેટલું ઉત્પન્ન વધ્યું છે; જો કે કેટલાક પ્રાંતોમાં તો તે ૧૦૦ ટકા અને એક જગ્યાએ (સંયુક્ત પ્રાંતોમાં) તો ૨૦૦ ટકા જેટલું વધ્યું છે. વેચાણ પણ ૧૯૨૭–૨૮ ના ૩૩ લાખથી ૧૯૨૯–૩૦ માં ૬૩½ લાખ સુધી પહોંચી ગયું છે. તેમાં પણ છેલ્લા એક વર્ષમાં ૬૧ ટકાનો વધારો થયો છે. આ બન્ને આંકડામાં ખાનગી સંસ્થાઓ અને વ્યક્તિઓ મારફતે થયેલી ઉત્પત્તિ અને વેચાણનો સમાવેશ થતો નથી. એનો સમાવેશ કરીએ તો તો આંકડો કેટલે પહોંચે એ કહેવું મુશ્કેલ છે, કારણ કે ગયે વર્ષે લગભગ દરેક તાલુકે ઓછામાં ઓછું એક ખાદી મથક તો સ્થપાયું જ છે. વળી આ આંકડામાં બ્રિટિશ ગૂજરાતના એક પણ ખાદી મથક મારફતે થયેલા ખાદી ઉત્પન્ન અને વેચાણના આંકડાનો સમાવેશ થયો નથી.

એ જ રીતે ખાદી ઉત્પાદનનાં મથકોની બાબત. ૧૯૨૮–૨૯ માં ૧૭૬ ઉત્પાદન મથકો અને ૨૦૮ વેચાણ મથકો ચાલતાં હતાં તેને ઠેકાણે ૧૯૨૯–૩૦ માં તે સંખ્યા અનુક્રમે ૩૫૯ અને

૯૪૧ થઈ છે. આ મથકો મારફતે ચર્ખાસંઘ ૬૪૯૮ ગામડાંને પહોંચી વળે છે અને ૧,૩૯,૯૬૯ કાંતનારા અને ૧૧,૪૨૬ વણકરોને આશ્રય આપે છે. આ આંકડા પણ સંપૂર્ણ નથી કારણ કે ગયું આખું વર્ષ લડતનું વર્ષ હોવાથી લગભગ બધા મુખ્ય કાર્યકર્તાઓ જેલમાં ગયેલા અને કેટલીક જગાએ તો ચર્ખાસંઘનાં કાર્યાલયો અને મથકો પણ સરકારના સપાટામાં આવી ગયેલાં હોવાથી બધેથી પૂરેપૂરી માહિતીદર્શક આંકડા મળ્યા નથી. પીંજનારાના આંકડા તો માત્ર ૪ પ્રાંતોના જ મળ્યા છે. અને તે આંકડા મુજબ ૧,૦૦૬ પીંજનારાને કામ મળ્યું હતું

ખાદીની આટલી બધી માગ વધી ગઈ હોવા છતાં ખાદીની કિંમત તો ઘટતી જ રહી છે, અને ૧૯૨૯–૩૦ માં એકંદરે ૧૨½ ટકાનો ખાદીની કિંમતમાં ઘટાડો થયો છે એમ કહી શકાય. ખાદી પ્રવૃત્તિને મળેલા આ વેગને લીધે ચર્ખાસંઘની કેટલીયે શાખાઓ નાણાં વિષયક બાબતોમાં પગભર થઈ ગઈ છે એટલું જ નહિ પણ તેમણે કાંઈક બચત પણ કરી છે. ચાલુ વર્ષમાં ખાદી ખાતે રૂ.૫½ લાખ વધારે રોકાયા છે. કુલ મૂડી રોકાણ રૂ.૨૭½ લાખનું થયું છે. ચર્ખાસંઘના સભ્યોની સંખ્યા ૧૯૨૮ છે.

આ વર્ષની લડતને પરિણામે બીજી પણ એક વસ્તુનો આપણને અનુભવ થયો છે કે ખાદીની પ્રવૃત્તિ મિલને બાધક નથી પણ સહાયક છે. આ વર્ષ દરમ્યાન સ્વદેશીના પ્રચંડ મોજામાં મિલનું કાપડ ખાદીને દબાવી ન દે એટલા માટે મહાસભાએ મિલો પાસે એવો કરાર કરાવેલો કે તે ખાદીની સામે હરીફાઈમાં મૂકાય એવી એક પણ જાતનું કાપડ બનાવે

નહિ. એવી કબૂલાત કુલ ૧૧૩ મિલો તરફથી મળેલી અને તેમાં અમદાવાદની સઘળી મિલો હતી. પરિણામે આપણે જોઈએ છીએ કે આજે જો કોઈ પણ જગાની મિલો વધારેમાં વધારે ફાવી હોય તો તે અમદાવાદની મિલો છે.

ખાદીમાં થયેલાં સ્વાવલંબનના આંકડા તો કેટલા માણસોએ પોતે સૂતર કાંતીને ખાદી વણાવી એ જાણીએ ત્યારે જ કહી શકીએ. એકલા અમદાવાદના જ સરંજામ કાર્યાલય મારફતે છેલ્લા ૧૦ માસમાં ઓછાવત્તા વજનનાં (પાંચશેરથી ઓછું નહિ) ૭ સો ને દસ પોટલાં વણાઈ ગયાં છે. એટલે અમદાવાદમાં એટલા માણસો તો બજારમાંથી ખાદી ન ખરીદતાં સ્વાવલંબી બન્યા. આ સ્થિતિ તો બધે જ છે.

ટૂંકમાં પુસ્તકના લેખક કલ્પ્યા કરતાં ખાદીની પ્રવૃત્તિ પુષ્કળ આગળ વધી ગઈ છે. વળી ખાદીની પ્રવૃત્તિ મારફતે જે સંકટોમાં રાહતો આપી શકાય એમાં એક તો ઉમેરો થયો છે, અને તે હિજરત વખતે. જે વખતે સરકાર સામે જમીન મહેસૂલ ન ભરવાનો સત્યાગ્રહ કરી લોકો હિજરતે નીકળેલા ત્યારે રેંટિયો તેમને અને પરિણામે લડતને એક આશીર્વાદ રૂપ નીવડ્યો છે, અને હિજરતીઓ ઘેર આવ્યા પછી પણ તેણે પોતાનું સ્થાન કાયમનું કરી લીધું છે, તે આજે બારડોલી અને બોરસદમાં કાંતણ પીંજણનાં સાધનોની વધી પડેલી માગ ઉપરથી જોઈ શકીએ છીએ.

આ રીતે ખાદી એ હિંદની સર્વ આર્થિક, સામાજિક નૈતિક અને રાજકીય મુશ્કેલીઓમાંથી ઉગરવા સર્વવ્યાપી કરી શકાય એવું એકમાત્ર સાધન છે, એ વાત સમજાવવા દલીલો મૂકવી પડે એમ નથી; અને માત્ર સાત પૈસા પણ

યોજના ન આપી શકે એવી વસ્તુ પણ કરોડોને કેવી રીતે જીવાડી શકશે એ સમજવું સહેલું થઈ ગયું છે, અને એટલા પ્રમાણમાં પાશ્ચાત્ય વિદ્યાની અને સંકુચિત અર્થશાસ્ત્રની ગુલામગીરીમાંથી છૂટી આપણે વ્યાપક–રાષ્ટ્રીય અર્થશાસ્ત્રની ખુલ્લી હવામાં વિચરતા અને વિચારતા થયા છીએ. એ માર્ગે હિંદની સર્વપક્ષી મુક્તિ થવાની છે એ વસ્તુ સમજાઈ ગઈ છે અને એનો સંપૂર્ણ અમલ થાય તો 'સૂતરને તાંતણે સ્વરાજ્ય' એ આશા મૃગજળ સમાન નથી પણ સિદ્ધ વસ્તુ છે એ સમજાશે.

આ પુસ્તકના લેખકે અગાધ પરિશ્રમ ઉઠાવી આપણને અને હિંદની બહારના વતનીઓને ખાદીનું રહસ્ય જે અભ્યાસપૂર્ણ દૃષ્ટિથી સમજાવ્યું છે તે મનન કરવા યોગ્ય છે. તેનો અનુવાદ કરવાનો અમને મોકો આપવા માટે અમે તેમના અને મુ. શ્રી. કાકાસાહેબના ઋણી છીએ.

અનુવાદની મૂળ નકલ તપાસી જઈ કરેલી સૂચનાઓ માટે તેમ જ છેલ્લાં પ્રૂફ તપાસી કરી આપેલી અનુકૂળતા માટે અમો વિદ્યાપીઠના અમારા સાથીઓના આભારી છીએ.

વિદ્યાપીઠ,
૧૦: ૪: ૩૧.

અનુવાદકો.

# અનુક્રમણિકા


ઉપોદ્ઘાત . . . . શ્રી કાકાસાહેબ ૧૧
પ્રસ્તાવના . . . . . ૨૦
પ્રકરણ
૧. યંત્ર શાસ્ત્રની દૃષ્ટિએ . . . . ૧
૨. યાંત્રિક વિગતો . . . . . ૯
૩. મિલ કાપડ અને ખાદી વચ્ચેની હરીફાઈ . ૨૫
૪. હરીફાઈ ઘટાડનારાં તત્ત્વો . . ૪૧
૫. ખરીદશક્તિમાં વધારો . . . ૫૯
૬. ઉત્પત્તિ અને વહેંચણી . . . . ૭૦
૭. બેકારી . . . . . ૯૨
૮. રૂ વિષે થોડીક શાસ્ત્રીય માહિતી . . ૧૧૨
૯. વ્યવહારમાં કેમ ચાલે છે . . . ૧૨૬
૧૦. કેટલાક વાંધા . . . ૧૩૭
૧૧. સુધારાની બીજી યોજનાઓ સાથે રેંટિયાની યોજનાની સરખામણી . . . . ૧૫૪
૧૨. કિંમતની કસોટીએ . . . . ૧૬૬
ઉપસંહાર . . . . ૧૭૩

પરિશિષ્ટો

૧. હિંદનો એક જ ગૃહ ઉદ્યોગ રેંટિયો . . . ૧૭૭
રેંટિયો કે હાથસાળ? . . . . . ૨૦૫
હાથસાળના વણાટનો ભ્રમ . . . . ૨૧૨
૨. હિંદનાં ગામડાંમાં બેકારીનો વિસ્તાર . . ૨૧૫
૩. કાપડની કૂંચી . . . . . ૨૨૪
એક કુટુંબને પૂરતાં વસ્ત્ર . . . ૨૨૭
૪. યંત્રોની મર્યાદા . . . . . ૨૩૦
૫. પૂર્વ અને પશ્ચિમના ભાવી સંબંધની બે દૃષ્ટિઓ. . ૨૪૪
મૂડીવાદનું શક્ય રૂપાંતર ૨૫૨
૬. કાર્યશક્તિ વિષે નોંધ . . . ૨૫૫
૭. ગ્રંથ અને તેના ગ્રંથકારનો પરિચય . . ૨૫૭
૮. હિંદમાં હાથ કાંતણ અને હાથ વણાટ તથા ખાદી પ્રવૃત્તિને લગતા સાહિત્યની સૂચી . . . ૨૬૭

## સુધારો

| પાનું | લીટી | ખોટું | ખરું |
|---|---|---|---|
| ૨૭ | ૧૨ | ૨૧ | ૧૧ |
| ૨૯ | ૭ | વાર | રતલ |
| ૩૦ | ૩ | ૨૩૬ | ૨૮૬ |
| ૫૪ | ૧ | વેપારમાં આ ઘટાડાથી | વેપારમાં થયેલા આ ઘટાડાની |
| ૫૬ | ૮ | વધારેમાં | વધારેમાં વધારે |

# ઉપોદ્ઘાત

ગાંધીજીએ ખાદીનો સંદેશો હિંદુસ્તાનને આપ્યો એને આજ બાર વર્ષ કરતાંયે વધારે વખત થઈ ગયો છે. એ રાષ્ટ્રીય પ્રવૃત્તિનું મહત્ત્વ જોતાં અત્યાર સુધી ખાદી વિષે કેટલુંયે સાહિત્ય તૈયાર થવું જોઈતું હતું. પણ ખાદીની કલ્પના જ એટલી બધી લોક વિલક્ષણ કે ભણતરની રૂઢિમાં સપડાયલા લોકોનું ધ્યાન એ તરફ ગયું જ નહિ. ચુસ્ત સનાતની લોકો જેમ પોતાની વિચારની કે અવિચારની ઘરેડ છોડી શક્તા નથી, તેમ આજનું ભણતર પામેલા લોકો પણ એ જ સનાતની વૃત્તિથી અમુક ઘરેડને પકડી રાખે છે, અને તે છોડી શકતા નથી. વિરુદ્ધનું સાહિત્ય જોઈએ તો પણ તેમાં બધે બુદ્ધિનું અને અને કલ્પનાનું દારિદ્ર્ય જ દેખાય છે. ગોકુળમાં શ્રી કૃષ્ણનો જન્મ થયો છતાં એને કોઈ ઓળખી ન શક્યું. શત્રુ અને મિત્ર બન્ને તરફથી એની ઉપેક્ષા જ થઈ અને છતાં એ ઉપેક્ષાના વાતાવરણમાં એ અવતારી પુરુષ વધતો જ ગયો. તેવી જ રીતે ખાદીનું પણ થયું છે.

આખરે વિદ્વાનો લલચાયા, ખાદી ઉપર નિબંધ લખવા લાગ્યા, અનેક દિશાએ ખાદીનું મહત્ત્વ દેખાવા લાગ્યું, ખાદીને માટે વિદ્યાર્થીઓ મળ્યા, વિરોધીઓ મળ્યા અને બન્નેને માટે

આખરે સાહિત્ય તૈયાર કરવું પડ્યું. હવે તો ખાદી માટે એકલા પુણતાંબેકર અને વર્દાચારીની ચોપડીથી સંતોષ માનવાના દિવસો નથી રહ્યા. બાલુભાઈ મહેતાએ લખેલી 'ખાદી મીમાંસા' અથવા ભાઈ મનમોહન ગાંધીએ લખેલી 'પરદેશી કાપડ સામે હરીફાઈ કેમ કરવી' એ ચોપડીઓ આપણને ખાદીનું રહસ્ય સમજાવવા સમર્થ છે. એકાદ પંડિત ગણેશદત્ત શર્મા પણ ખાદીનો ઇતિહાસ આપણા હાથમાં મૂકે છે, સતીશ બાબુનું 'ખાદી મૅન્યુઅલ', સ્વ. મગનલાલભાઈનું 'વણાટ શાસ્ત્ર' અને રાજેન્દ્ર બાબુનું 'ખાદીનું અર્થશાસ્ત્ર'—એ ચોપડીઓ વાંચ્યા વગર આપણો છૂટકો જ નથી. છતાં જે ચોપડીએ ખાદીને બધી બાજૂએ તપાસી છે, યંત્રશાસ્ત્ર, વેપારશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર ઇત્યાદિ અનેક શાસ્ત્રોની દૃષ્ટિએ ખાદીની કેફિયત રજૂ કરી છે, મનુષ્ય જીવનના ભવિષ્ય સાથે ખાદી કેટલી વણાઈ છે એ બધું જે ગ્રંથમાં સપ્રમાણ રજૂ કર્યું છે એવી ચોપડી તો હજીયે 'ગોવિંદજી'એ લખેલી 'ઈકોનોમિક્સ ઓફ ખદ્દર' એ જ છે. આ ચોપડી એટલી બધી વ્યાપક દૃષ્ટિએ લખેલી છે કે નવીનતા અને તૃપ્તિ એ બન્ને દૃષ્ટિએ લાંબા વખત સુધી ખાદી માટે આ જ ચોપડી મુખ્ય ગણાશે.

મહાભારત કાળ પછી આપણા સમાજની જે પડતી થઈ તેની મુખ્ય અસર આપણી સામાજિક વ્યાપક દૃષ્ટિ નષ્ટ થઈ એ છે. ત્યાર પછી આપણે અનેક વાર ભાગ્યનો ઉદય જોયો પણ સમાજ હિતની વ્યાપક યોજનાઓ આપણે અજમાવી છે એમ ન કહી શકીએ. હવે એ દૃષ્ટિએ આખા સમાજનો વિચાર કરવાની અને તે અનુસાર સમાજ ધર્મનું નવું સંસ્કરણ કરવાની આવશ્યક્તા ઉત્પન્ન થઈ છે. એવે વખતે સમાજે કઈ

કઈ બાજૂએ વિચાર કરવો ઘટે છે. અર્થશાસ્ત્રનો, ધર્મશાસ્ત્ર એટલે કે સમાજ હિત સાથે કેવો સંબંધ હોય છે, એ બધું જાણવા તપાસવાની આવશ્યકતા છે. 'ગોવિંદજી'ની આ ચોપડી ખાદીનું રહસ્ય આપણને સમજાવવા ઉપરાંત સામાજિક હિતનો વિચાર કઈ બાજૂએ કરવો, આપણી રહેણીકરણીની અસર કેટલે સુધી પહોંચી શકે છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિની સામાન્ય અસર શી છે એ બધાનો ખ્યાલ આપવાને સમર્થ છે.

'ગોવિંદજી'ની આ ચોપડીની વિશેષતા એ છે કે એની પાછળ રાજદ્વારી જુસ્સો કે બબળતરાનો લવલેશ નથી. સાવ તટસ્થ અને શાસ્ત્રીય રીતે એમણે એ લખેલી છે. ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિ હિંદુસ્તાનમાં કે દુનિયામાં ફરી જગાડવાનો વૈદિક આગ્રહ પણ એમનામાં નથી. માણસજાતે અત્યાર સુધી જે પ્રગતિ કરી છે તેનો વિચાર કરી, અત્યાર સુધી મળેલી ભૂલો ટાળી, દુનિયા હજી આગળ કેમ વધી શકે એ આદર્શ નજર આગળ રાખીને જ ગ્રંથકારે બધું વિવેચન કર્યું છે. ખાદી, પુરાણપ્રિય લોકોના જીર્ણોદ્ધારનો કાર્યક્રમ નથી પણ સર્વોદયકારી નિષ્પાપ ભવિષ્યકાળના પ્રાકટ્ય માટેની પૂર્વ તૈયારી રૂપ છે, એ એમણે આ ચોપડીમાં બહુ સારી રીતે બતાવ્યું છે. આધુનિક કાળને મોખરે બિરાજતા હેન્રી ફોર્ડ, પ્રો. સૉડી તથા ઑસ્ટીન ફ્રિમન જેવા લોકોનાં વચનો ટાંકીને જ એમણે ખાદી આજના જમાના માટે છે એમ પૂરવાર કરી આપ્યું છે.

અને એમાં કશું આશ્ચર્ય નથી. છેલ્લાં બસો વરસમાં યુરોપના વિદ્વાન લોકોએ માણસ પૈસાદાર કેમ થાય એ એક જ નજર પ્રધાન રાખી સંપત્તિશાસ્ત્ર રચ્યું. કેવળ પૈસો મેળ-

વવા જતાં જીવન ખોઈ બેસીએ છીએ એ અનુભવ એમને ન હતો. એટલે સંપત્તિશાસ્ત્રના એકાંગી સિદ્ધાંતો બાંધી એમણે આખી દુનિયાને દોરવાની શરૂઆત કરી હતી. હવે બધે જ એ વિચાર શ્રેણી વિષે શંકા ઉત્પન્ન થઈ છે અને તેથી સંપત્તિ શાસ્ત્રના સિદ્ધાંતો ફરી ફરી તપાસી નવેસર ગોઠવવાના પ્રયત્નો ચાલ્યા જ કરે છે. હવે સંપત્તિશાસ્ત્ર સ્વતઃ પ્રમાણ રહ્યું નથી. જીવનશાસ્ત્રની કસોટીએ એ કસાવા લાગ્યું છે.

'યાંત્રિક યુગના દિવસોમાં તમારો રેંટિયો કેમ ચાલે' એ સવાલના જવાબમાં જ ગ્રંથકારે પોતાના વિવેચનની શરૂઆત કરી છે. આજના જમાનાને યંત્ર યુગ ન કહો, શક્તિ યુગ કહો. યંત્ર તો કેવળ શક્તિનો પ્રયોગ કરવાનું એક ઓજાર છે. કરામત યંત્રમાં નથી પણ મનુષ્યને હાથ લાગેલી અદ્ભૂત ભૌતિક શક્તિમાં જ છે. તેલ, કોલસા, વીજળી વગેરે શક્તિનાં સાધનો માણસ વાપરતાં શીખ્યો અને એણે જીવનમાં ક્રાંતિ કરી. હવે એ જ માણસ એ શક્તિનું મૂળ તપાસતો હતો અને અંતે એને જડયું કે શક્તિનું ઊગમસ્થાન ભગવાન સૂર્ય નારાયણના તેજમાં છે. એ જ શકિત કોલસામાં પ્રગટ થઈ છે, એ જ શકિત ઘાસપાનમાં છે, એ જ શકિત ઘાસલેટમાં છે, અને એ જ શકિત પશુઓમાં પણ છે. એ શકિત ઓછામાં ઓછે ખર્ચે, વધુમાં વધુ કેમ વપરાય અને એનો વિનિયોગ ઇચ્છિત રીતે જ બુદ્ધિપુરઃસર કેમ થાય એ જ દુનિયાની આગળનો [illegible] છે. **सूर्य आत्मा जगत स्तस्थुशश्चः।** ચરાચર સર્વ વસ્તુની અંદરની આદ્ય પ્રેરક શકિત સૂર્ય જ છે. એ ઉપનિષત્ કાલિન્ શોધ પાશ્ચાત્ય દેશોના આગેવાનો હવે વાપરવા લાગ્યા છે. **प्राणः प्रजानां उदयति एषु सूर्य।**

એટલું જ કહીને એ લોકો હવે થોભતા નથી, પણ એ પ્રાણ પાસેથી બધી જાતનું પોષણ કેમ મેળવી શકાય એની તપાસ હવે એમણે ચલાવી છે. આપણા વિશ્વનું મોટામાં મોટું બૉઇલર સૂર્ય છે. એની શક્તિમાંથી આપણે આપણો બધો વ્યવહાર ચલાવી શકીએ. નદી કાંઠે બેઠેલા લોકો લોટા પાણી માટે જેમ માહોમાંહે લડતા નથી પણ જેટલું જોઈએ છે તેટલું પાણી નદીના અખૂટ ભંડારમાંથી લઈ લે છે, તેવી જ રીતે જ્ઞાન શક્તિથી સંપન્ન એવો માણસ અંદર અંદર યુદ્ધ કરવાને બદલે ધારે તો સૂર્ય પાસેથી અખૂટ શક્તિ મેળવી શકે એમ છે, એ વિચાર ઉપર વૈજ્ઞાનિકો આવવા લાગ્યા છે.

સૂર્યની એ શક્તિ માણસના કામમાં લગાડવાના અનેક યંત્રોમાં સસ્તામાં સસ્તું, વધારેમાં વધારે અસરકારક અને ઓછામાં ઓછી દેખરેખથી ચાલતું યંત્ર તે મનુષ્યનું શરીર છે. તેથી જ્યાં સુધી માણસ પાસેથી કામ લઈ શકાય ત્યાં સુધી બીજાં યંત્રોની પાછળ પડવું એ ખર્ચાળ અને અજ્ઞાન દશાનું સૂચક છે.

માણસાઈની દૃષ્ટિએ વિચાર કરતાં પણ જ્યાં સુધી કોઈ પણ માનવબંધુ કામ વગર ભૂખે મરે છે, બેકાર છે ત્યાં સુધી એને છોડીને યંત્રો મારફતે–તેલ કોલસા મારફતે–કામ લેવું એ મનુષ્યદ્રોહનો રસ્તો છે, એ પણ આપણે જરા વિચાર કરતાં જોઈ શકીએ. માણસની અવગણના કરીને, વરાળ, ધૂમાડો અને વીજળીને શરણ જઈશું તો આખું સમાજ તંત્ર તૂટવાનું છે, ન્યાય નીતિ તો રહેવાનાં જ નથી. આપણો ઉદ્દેશ કોઈ કાળે એ તો ન જ હોય કે માણસ જાતનો દ્રોહ કરી, ઘણા લોકોને પીડી આપણે પૈસાદાર થઈ જઈએ. લોકોને

સુખી રાખીને આપણે સુખી થવા માગીએ છીએ. જીવનનો આનંદ એમાં જ રહેલો છે. કોઈ પણ ધંધો કરતી વખતે આપણે કેવળ નફાનો જ ખ્યાલ નથી રાખતા પણ એ ધંધા દરમ્યાન લોકો સાથે આપણો કેવો સંબંધ કેળવાય છે, આપણે એમાં ચડીએ છીએ કે પડીએ છીએ, આપણી સર્વ શકિત-ઓનો વિકાસ થાય છે કે હ્રાસ થાય છે એનો પણ આપણે વિચાર કરીએ છીએ. બીજા ધંધાના પ્રમાણમાં પ્રામાણિક ખેતીમાં નહિ જેવો જ નફો થાય છે, છતાં કેટલાયે લોકો ખેતી કરવાના આનંદને માટે જ ખેતીને પસંદ કરે છે અને જે નફો મળે તેટલાથી સંતોષ માને છે. ત્રણે ઋતુ સાથેનો પૂરેપૂરો પરિચય, ધરતી માતાનો પરિચય, આકાશ વાદળાંનો પરિચય, ઝાડપાન સાથેની દોસ્તી, પશુપક્ષી ઇત્યાદિ ભાંડુ-ઓના જીવનમાં ઓતપ્રોત થવાની તક, મહેનત મજૂરી કરતી વખતે પડોશીઓ સાથે આવતો સીધો સંબંધ, સાર્વજનિક હિતમાં કરવો પડતો સહકાર ઇત્યાદિક સામાજિક આનંદ એ ખેતીનો સાચો નફો છે. એમાં રોકેલી મૂડી ઉપર કેટલા ટકા વ્યાજ પરવડે છે એનો વિચાર મનમાં આવતો જ નથી; ખોટ ન ખાઈએ એટલે બસ.

જેમ ખેતીનું તેમ જ ઘર સંસાર ચલાવવાના ધંધાનું છે. આર્થિક દૃષ્ટિએ ઘર ચલાવવાનો ધંધો સોંઘો છે કે મોંઘો છે એનો કોઈ વિચાર નથી કરતું કેમકે એ જીવન એ જ આપણે મન મુખ્ય છે, એને માટે બાકીનું બધું છે. ખાદીની બાબતમાં પણ જ્યારે એ જ વૃત્તિ આપણે કેળવીશું ત્યારે આપણામાં કેટલાયે સામાજિક સદ્ગુણો વિશેષ રૂપે ખીલશે. પૈસામાં અમૂક દરજ્જે સમાજ દ્રોહ રહેલો છે જ. એની

અસર તળે આપણે ન આવીએ એટલી સાવચેતી રાખવી એ પણ સંપત્તિશાસ્ત્રનું જ કામ છે. જેમ આહારશાસ્ત્ર કેવળ સ્વાદનો વિચાર ન કરે પણ આરોગ્યનો પણ વિચાર કરે, એટલું જ નહિ પણ એને પ્રધાનપદ આપે, તેવી જ રીતે સંપત્તિશાસ્ત્રે કેવળ ધનલાભનો વિચાર ન કરવો ઘટે. એને મુખ્યત્વે જીવનલાભ, જીવનસમૃદ્ધિ, સામાજિકસામર્થ્ય અને હાર્દિક સંતોષ એનો વિચાર પ્રધાન રાખવો ઘટે છે.

મોટા જથામાં માલ તૈયાર કરવો, મોટાં મોટાં કારખાનાંઓમાં રાક્ષસ જેવા સંચાઓ ઊભા કરવા, અને તેમાં હજારો અને લાખો લોકોને નીચોવી એમાંથી પૈસાનો વરસાદ પાડવો, એમાં એક જાતનો લાભ હશે. પણ અસંખ્ય લોકો પોતપોતાને ઠેકાણે સમાધાનથી રહે, કુટુંબીઓ સાથે સહકાર કરતાં ચૌદ ચૌદ કલાક કામ કરતાં છતાં થાકે કે કંટાળે નહિ એવી રીતે નાના પાયા ઉપર જ્યાંત્યાં સમાજોપયોગી એવી વસ્તુઓ તૈયાર કરે, બજાર અને એની તેજીમંદી ઉપર ઝાઝો આધાર રાખવો ન પડે, હરીફાઈને બની શકે તેટલી દૂર રાખવામાં આવે, માલનું 'માર્કેટ' શોધવા ખાતર ગૃહજીવન તોડવાનો પ્રસંગ ન આવે, પોતાના સ્વાર્થ ખાતર લોકોને દબાવવાની બુદ્ધિ જાગૃત ન થાય, સમાજદ્રોહ કરવા ખાતર રાજભક્તિ કેળવવાને દુર્મતિ ન સૂઝે, ગરીબોની કફોડી દશાનો લાભ ઉઠાવી એમને જાનવરોની પેઠે વાપરવાની કળા ન કેળવાય એમાં પણ અમુક જાતનો શ્રેષ્ઠ આનંદ રહેલો છે જ.

આજે યુરપમાં જે યંત્રયુગ જામ્યો છે તે કેવળ યંત્રોની શ્રેષ્ઠતાને લીધે નહિ જ પણ યંત્રોને રાજશક્તિની મદદ પ્રથમથી

મળતી આવી છે તેથી. યંત્રોએ રાજશક્તિને લલચાવી મદદમાં લીધી ત્યારે જ હાથઉદ્યોગ અને હુન્નરને તેઓ દબાવી શક્યા. હવે યંત્રોના ભોગ થઈ પડેલા ગરીબ મજૂરો એ જ યંત્રો પોતાના હાથમાં લઈ એ જ રાજશક્તિ ઉપર કાબૂ મેળવી યંત્રોના આશીર્વાદથી તવંગર થયેલા મૂડીવાળાઓનો ઘાણ કાઢવા મથે છે. ખાદીનું અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર આથી જુદું છે. મનુષ્યપ્રાણી એ જ એક અદ્‌ભૂત શક્તિવાળું, ચૈતન્ય મય યંત્ર છે. અને યોગ્ય રીતે વાપરવાથી ધર્મ અને અર્થ, નીતિ અને નફો બન્નેનો બરાબર મેળ બેસે છે, અને તેથી સામાજિક જીવનના બધા ઉચ્ચ હેતુઓ પાર પડે છે, એમ ખાદીશાસ્ત્ર શીખવે છે. એટલા ખાતર જ સંપત્તિનું ઉત્પાદન અને એની વહેંચણી એકહથુ ન કરાય એવો ખાદીનો આગ્રહ છે. વ્યક્તિનો વિકાસ એ જ મુખ્ય છે. દરેક વ્યક્તિ સંસ્કાર સંપન્ન થાય, દરેક વ્યક્તિ આખો દિવસ ઉદ્યોગમાં રહે અને છતાં એ નીચોવાઈ ન જાય, દરેક વ્યક્તિની ખરીદશક્તિ અને તેથી સમાજમાં સરવાળે નિર્દોષ આનંદ, સમાધાન, સહકાર, શાંતિ અને સામર્થ્ય વધે એ ઇંતેજારી ખાદીશાસ્ત્રની છે.

યંત્રોથી કારખાનદારો નફો કરી શકે છે એ તો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ, પણ યંત્રોની મદદથી બેકારી ઘટી છે એવો તો અનુભવ ક્યાંયે નથી થયો. રાજસત્તાથી માણસ જાતિ ઉપર અત્યાચાર કરી, બેકારી પોતાના દેશમાંથી કાઢી પરદેશમાં મોકલી દેવી એટલું કામ જરૂર થઈ શકે, અને આજે ચાલ્યું પણ છે. પણ તેથી જ દુનિયાના મોટા મોટા ઝઘડાઓ પેદા થયા છે. બેકારી પરદેશ મોકલવી પડે છે અને મનુષ્ય સમાજ અસ્થિર થઈ જાય છે એનો ઈલાજ પણ ખાદી

પ્રવૃત્તિમાં જ રહેલો છે, એ આખી દુનિયા હવે પછી ધીમે ધીમે સમજશે એવી આપણે આશા રાખીશું.

ટૂંકામાં કહીએ તો વ્યાપારપરાયણ બજારુ અર્થશાસ્ત્રને તાબે થઈને લગભગ બસો વરસ સુધી આપણે માણસને દબાવતા આવ્યા, એને નાનો કર્યો, સંપત્તિને મોટી કરી એને ઠેકાણે માણસોને મોટા કરવાનો આપણે પ્રયત્ન કરીશું. એની શરૂઆત તે ખાદી.

•

કાકા કાલેલકર

# પ્રસ્તાવના

જૂના વખતમાં હિંદુસ્તાન ઘણો સમૃદ્ધ દેશ ગણાતો, અને કંઈ નહિ તોયે મુસલમાનોએ જીત્યો તે પહેલાં તેની સંપત્તિ લોકોમાં સારા પ્રમાણમાં વહેંચાયલી હતી. તેની પેદાશ અને સંપત્તિની કીર્તિ યુરોપમાં તો મહાન સિકંદરના વખતથી પહોંચેલી હતી. યુરોપના ઇતિહાસમાં અતિ મહત્વની એવી નૌકાની, દેશો શોધવાની, વેપારની, શરાફીની અને રાજકારણની મોટી મોટી પ્રવૃત્તિઓ અને અમેરિકાની શોધની મુખ્ય પ્રેરણા સુદ્ધાં હિંદુસ્તાનની આ સંપત્તિમાં ભાગ પડાવવાની આશામાંથી જ જન્મી હતી.

પરંતુ આજે પણ જો કે હિંદુસ્તાન ભારે સંપત્તિનું મૂળ ગણાય છે તેમ છતાં તેના લોકોની ગણતરી દુનિયાના ગરીબ લોકોમાં થાય છે. પશ્ચિમના દેશોની પરિસ્થિતિ સાથે સરખાવી શકાય એવી રીતે તેમની વાસ્તવિક ગરીબાઈનું માપ કાઢવું મુશ્કેલ છે. પશ્ચિમમાં મૂડી અને મિલ્કત, આવક, બેંકમાં સિલક, વસ્તુના ભાવ અને જીવન નિર્વાહનું ખર્ચ—એ બધાં ઉપરથી આબાદીનો કે ગરીબાઈનો સારો સરખો ખ્યાલ આવી શકે, પણ કેટલીક પરિસ્થિતિઓને લીધે હિંદુસ્તાનમાં આ સાધનો દ્વારા આબાદીનું ચોક્કસ માપ કાઢી શકાય એમ નથી. અત્યંત

ગરીબાઈનો ફેલાવો કરવા પૂરતી તો સંયુક્ત કુટુંબની પ્રથા ત્યાં હજી વર્તમાન છે. (પણ એથી સંપત્તિ વધતી નથી એ ધ્યાનમાં રાખવું જોઇએ) દાન એ એક ધાર્મિક અને આવશ્યક કર્તવ્ય મનાય છે અને તેનું પાલન પણ થાય છે. કોમ કોમ વચ્ચેના સંબંધને લીધે કેટલીક મુશ્કેલીઓ હળવી થાય છે. કેટલાક જીલ્લાઓમાં અને કેટલાક ધંધાઓમાં હજી વિનિમય અને માલના અદલાબદલાની પદ્ધતિ ઠીક ઠીક પ્રમાણમાં ચાલુ છે, અને તેથી નાણાંની આવક ઉપરથી આવકનો ક્યાસ ચોક્કસ બાંધી શકાતો નથી. હૂંડી, ચેક જેવાં ધીરધારનાં સાધનો પશ્ચિમમાં જેટલા બહોળા પ્રમાણમાં વપરાય છે તેટલાં અહીં વપરાતાં નથી. જ્યાં પ્રજાનો આવડો મોટો ભાગ ખેડૂત હોય ત્યાં આવકનો મોટો ભાગ સીધો અનાજ રૂપે જ હોય. ઉત્તરના અને પર્વતના પ્રદેશોમાં શિયાળા સિવાય ઉષ્ણ આબોહવાને લીધે ગરમી માટે બળતણની જરૂર રહેતી નથી. અને એથી રહેવાની વ્યવસ્થા બહુ જ સાદી રહી શકે છે. વળી હિંદુસ્તાનમાં સંપૂર્ણ આંકડા પણ નથી.

આમ છતાં ઘણી છૂટછાટો મૂકીએ તો પણ કચડી નાખે એવી ગરીબાઈ ચારે કોર પ્રસરેલી છે એ વાત નિર્વિવાદ છે. એના પુરાવા શહેરો કરતાં ગામડાંમાં વધારે નજરે ચઢે છે અને તેથી સામાન્ય મુસાફર એ વાત પૂરેપૂરી જોઈ શકતા નથી. આમ છતાં વસ્તીના ૯૦ ટકા જેટલા લોકો ઘણે ભાગે રેલ્વેથી દૂર આવેલાં ગામડાંઓમાં જ વસે છે. બધોય દોષ બાળ લગ્નને માથે ઢોળવાના પ્રયત્નો હાલમાં હિંદુસ્તાનમાં થાય છે, તેમ છતાં બધા દેશોની માફક હિંદની ગરીબાઈનું માપ સમાજની તંદુરસ્તી અને જન્મ મરણના આંકડાઓ

ઉપરથી સારી રીતે આવી શકે છે. આખી દુનિયામાં હિંદુસ્તાનમાં જ આવરદા ઓછામાં ઓછું મનાય છે અને દિવસે દિવસે તેનું પ્રમાણ ઘટતું જ જાય છે. બાળ મરણનું પ્રમાણ ભયંકર છે. રોગોનું પ્રમાણ પણ બેહદ છે. ગામડાંમાં સર્વત્ર નજરે પડતો કેળવણીનો અભાવ પણ કેટલેક અંશે ગરીબાઈની જ સાક્ષી પૂરે છે. દેશમાં બધે જ જમીનના નાના નાના ટુકડા પડી ગયા છે એ પણ ગરીબાઈનો બીજો પુરાવો તેમ જ કારણ છે. વ્યક્તિગત દેવું, વ્યાજના ચાલુ દર અને નાની નાની ધીરધારની આખી પદ્ધતિનો વિચાર કરતાં પણ કંપારી છૂટે છે. ખેડૂતનાં અને શહેરમાં કામ કરનાર મજૂરોનાં કુટુંબોનાં જીવન નિર્વાહનાં સાધનો જોતાં જણાય છે કે તેમની પાસે કાંઈ જ નથી. જૂના વખતથી એવું કહેવાતું આવ્યું છે કે હિંદુસ્તાનમાં પુષ્કળ સોનું અને ચાંદી આયાત થાય છે, લોકો પૈસા સંઘરે છે અને ઘરેણાં ગાંઠાં તથા બીજી મિલકત દાટી મૂકે છે. પણ જો સોના ચાંદીની કુલ વાર્ષિક આયાતને કુલ વસ્તીના આંકડાથી ભાગીએ, હિંદુસ્તાનમાં હૂંડી, ચેક વગેરે ધીરનાં સાધનો બહુ જ ઓછાં વપરાય છે એટલે પશ્ચિમના દેશો કરતાં અહીં વેપારી વ્યવહારમાં સિક્કા બહુ જ વધારે પ્રમાણમાં વપરાય છે એ વાત ધ્યાનમાં લઇએ, સિક્કાના ઘસારાની પણ યોગ્ય છૂટ મૂકીએ, અને પછી પશ્ચિમના દેશોમાં બધાંય કામોમાં માથા દીઠ વપરાતાં સોના ચાંદીના આંકડા સાથે સરખાવીએ તો આ વાત મૂર્ખાઇ ભરી લાગે છે. શહેરો અને ગામડાંઓની આર્થિક તેમ જ સામાજિક સ્થિતિ તપાસનાર જે જે અનુભવીઓએ વસ્તુસ્થિતિનો અભ્યાસ કર્યો છે તે બધા સ્વીકારે છે કે ગરીબાઈ ભયંકર છે

અને ચોમેર ફેલાયલી છે. મદ્રાસ યુનિવર્સિટીના અધ્યાપક ગિલ્બર્ટ સ્લેટરે કહ્યું છે કે 'હિંદુસ્તાનની ગરીબાઈ એ ભયાનક સત્ય છે'.*

આ બધી બાબતોને ધ્યાનમાં રાખવા છતાં લોકોની માથા દીઠ વાર્ષિક આવક વિષે મળી શકે એટલી માહિતી આપણે જોઈશું. ઉપર જણાવેલાં કારણોને લીધે આ માહિતી અધૂરી તો છે જ; તેમ છતાં બીજા દેશોની સાથે સરખાવતાં હિંદની સ્થિતિ કેવી છે તેનો કંઈક ખ્યાલ તેનાથી મળી રહેશે. પશ્ચિમના લોકોની સાથે પોતાની સ્થિતિ સરખાવનાર હિંદીના મનમાં શું થતું હશે તેનો કંઈક ખ્યાલ આપણને આવી શકશે. અને આરામ એ અનુભવનો વિષય હોવાથી આ આંકડાઓ અને તેમના ઉપરથી સૂચવાતી મનની સ્થિતિ કરતાં પરિસ્થિતિનો વધુ સારો અને જલદી ખ્યાલ આપનાર બીજું કોઈ સાધન મળે એમ નથી.

હિંદમાં માથા દીઠ વાર્ષિક આવક બહુ જ ઓછી છે. ૧૯૦૦ થી માંડીને ઇંગ્લંડના અને હિંદુસ્તાનના પ્રમાણભૂત લેખકોએ કાઢેલા અડસટ્ટા મુજબ આ આવક રૂા. ૩૦ થી રૂા. ૧૧૬ સુધીની બતાવવામાં આવે છે. માથા દીઠ રૂા. ૩૦ નો અડસટ્ટો ૧૯૦૧ માં તે વખતના હિંદના વાઈસરાય લૉર્ડ કર્ઝને કાઢ્યો હતો. કલકત્તા યુનિવર્સિટીના પ્રો. ઘોષે ૧૯૨૫ માં કાઢેલો છેલ્લામાં છેલ્લો અડસટ્ટો રૂા. ૪૬-૬-૦ નો છે. બહુ જ થોડા હિંદી અર્થશાસ્ત્રીઓ કે અભ્યાસીઓ માથા દીઠ વાર્ષિક આવક રૂા. ૫૦ થી વધારે છે એમ માને અને આવા

* શ્રી. પી. પી. પિલાઇના 'ઇકોનોમિક કન્ડિશન્સ ઇન ઇન્ડિયા' પુસ્તકનો ઉપોદ્‌ઘાત.

આવા અઢાર અડસટ્ટાઓમાંથી માત્ર ત્રણ જ રૂા. ૬૦ ની ઉપર જાય છે. આમાંના બે તો એક જ જણે જુદે જુદે વખતે કાઢયા હતા.આ

ગામડાંના લોકોના અંદાજ પત્રોના વિગતવાર અભ્યાસનું પરિણામ પણ એવું જ આવે છે. ડૉ. માને ૧૯૧૭ માં કરેલી તપાસ મુજબ દક્ષિણમાં રૂા. ૪૪; જે. સી. જેકે ૧૯૦૬–૧૦ દરમ્યાન કરેલી તપાસ મુજબ બંગાળમાં રૂા. ૫૨; પ્રો. સ્લેટરે ૧૯૧૬–૧૭ માં કરેલી તપાસ મુજબ મદ્રાસમાં રૂા. ૭૨ અને એમ. એલ. ડાર્લિંગે ૧૯૨૫ માં કરેલી તપાસ મુજબ પંજાબમાં રૂા. ૧૦૦ ના અડસટ્ટા કાઢવામાં આવેલા છે.

પચાસ રૂપિયા એ ઇંગ્લંડનાં ૩ પાઉંડ ૧૫ શિલિંગ અથવા તો અમેરિકાના સાડા અઢાર ડૉલર જેટલા થાય. તેની સરખામણીમાં યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૯૨૬ માં માથા દીઠ વાર્ષિક આવકનો ભરોસાપાત્ર અડસટ્ટો ૭૭૦ ડૉલરનો હતો, અને માત્ર કમાણી કરનાર વ્યક્તિઓ જ ગણીએ તો ૨૦૧૦ ડૉલરનો હતો. કમાણી કરનાર વ્યક્તિઓમાં કુટુંબના મુખ્ય માણસને ઘરની ખેતીના કામમાં મદદ કરનાર સ્ત્રીઓ અને

---

આ. આવા અડસટ્ટાની યાદી અને ટીકા માટે

૧૯૨૫ ના એપ્રિલનું માઇસોર ઇકૉનોમિક જર્નલ, પા. ૧૭૭ તેમ જ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ તરફથી ૧૯૨૬ માં પ્રગટ થયેલો શ્રી. શ્રી. વે. પુણતાંબેકર અને શ્રી. એન. એસ. વરદાચારીના 'હેંડ સ્પીનીંગ એંડ હેંડ વીવિંગ' નો અનુવાદ 'ખાદી નિબંધ' પા. ૧૦૬–૯ જુઓ હિંદની ગરીબાઈ અને તેના કારણો દર્શાવતાં પુસ્તકોની યાદી પરિશિષ્ટ ૮ (૨) માં આપેલી છે.

બાળકોનો સમાવેશ થતો નથીફ. આજના હિસાબે ૭૭૦ ડૉલર એટલે ૧૭૨૫ રૂપિયા અને ૨૦૧૦ ડૉલર એટલે ૫૦૨૫ રૂપિયા થાય.

હિંદુસ્તાન, ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સમાં મજૂરીના દરના નવા આંકડા મળતા નથી. ૧૯૨૬ ના સપ્ટેમ્બરના 'બૉમ્બે લેબર ગૅઝેટ'માં હિંદુસ્તાન, ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સના જીવન નિર્વાહના ખર્ચના આંકડાઓની સરખામણી આપી છે.

## જીવન નિર્વાહના ખર્ચના આંકડા

| વર્ષ | હિંદ (મુંબઈ) | ગ્રેટબ્રિટન | યુનાઇટેડ સ્ટે. |
|---|---|---|---|
| જુલાઈ ૧૯૧૪ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ,, ૧૯૧૫ | ૧૦૪ | ૧૨૫ | ૧૦૫ |
| ,, ૧૯૧૬ | ૧૦૮ | ૧૪૮ | ૧૧૮ |
| ,, ૧૯૧૭ | ૧૧૮ | ૧૮૦ | ૧૪૨ |
| ,, ૧૯૧૮ | ૧૪૯ | ૨૦૩ | ૧૭૪ |
| ,, ૧૯૧૯ | ૧૮૬ | ૨૦૮ | ૧૯૯ |
| ,, ૧૯૨૦ | ૧૯૦ | ૧૫૨ | ૨૦૦ |
| ,, ૧૯૨૧ | ૧૭૭ | ૨૧૯ | ૧૭૪ |
| ,, ૧૯૨૨ | ૧૬૫ | ૧૮૪ | ૧૭૦ |
| ,, ૧૯૨૩ | ૧૫૩ | ૧૬૯ | ૧૭૩ |
| ,, ૧૯૨૪ | ૧૫૭ | ૧૭૦ | ૧૭૩ |
| ,, ૧૯૨૫ | ૧૫૭ | ૧૭૩ | ૧૭૪(જૂન) |
| ,, ૧૯૨૬ | ૧૫૭ | ૧૭૦ | — |

ફ. માર્ચ ૫, ૧૯૧૭ના ન્યૂયૉર્કના 'લિટરરી ડાઇજેસ્ટ'માં બહાર પડેલો યુનાઇટેડ સ્ટેટ્સના નૅશનલ બ્યુરો ઑફ ઇકૉનૉમિક રિસર્ચ તરફનો અટસટ્ટો.

આ આંકડાઓ ઉપરથી હિંદુસ્તાનની સ્થિતિ સારી હોય એમ લાગે છે, પણ આપણે એ યાદ રાખવું જોઈએ કે હિંદમાં સાધારણ રીતે જીવન નિર્વાહના ખર્ચ ઉપરાંત માણસ પાસે કાંઈ પણ બચત રહેતી નથી.

હિંદનાં શહેરોમાં કેટલીક છૂટક વસ્તુઓ ખરીદવામાં એક રૂપિયાની ખરીદશક્તિ, જેટલી ચાર શિલિંગની હોય અથવા અમેરિકામાં જેટલી એક ડૉલરની હોય તેટલી લગભગ ગણવી જોઈએ. ગામડાંમાં તો વળી રૂપિયાની ખરીદશક્તિ પ્રમાણમાં વધારે છે. ઉષ્ણ પ્રદેશોમાં મનુષ્યની ઘણી જરૂરિયાતો ઘટાડી શકાય છે એ સ્વભાવિક છે; પણ સમશીતોષ્ણ અને શીત કટિબંધમાં વસતી કેટલીક જાતિઓ અને પેટા જાતિઓનાં જીવન તપાસતાં જણાય છે કે કોઈ પણ પરિસ્થિતિમાં હાજતો ઓછી કરવી એ એટલું જ સહેલું છે. પણ વાર્ષિક ૧૦ પાઉંડ કે ૫૦ ડૉલરની આવકમાં અથવા તો એથી બમણી આવકમાં કોઈ પણ અમેરિકન પોતાનો ગુજારો નહિ કરી શકે.

મુંબઈ ઈલાકાના ખેતીવાડી ખાતાના વાનપ્રસ્થ ડિરેક્ટર ડૉ. હેરોલ્ડ માને 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના પ્રતિનિધિએ લીધેલી તેમની મુલાકાત દરમ્યાન જે કહેલું તે તે પત્રના ૨૨ મી ઑક્ટોબર, ૧૯૨૭ ના અંકમાં પ્રસિદ્ધ થયું હતું. તેમાંનો એક ભાગ નીચે મુજબ છે:

"જો કે ખેડૂતોના જીવનનું ધોરણ સુધર્યું છે એમાં શંકા નથી, તેમ છતાં બધા લોકો એ ધોરણે જ ગુજારો કરતા નથી, એમ લેશ પણ સંકોચ વિના કહી શકાય. તપાસને પરિણામે મને માલૂમ પડ્યું હતું કે દુકાળવાળા પ્રદેશના પૂરા ૭૫ ટકા લોકો તેમના જીવનના ધોરણ

કરતાં એટલી બધી હલકી રીતે રહેતા હતા કે તેમની સ્થિતિ કંગાળ ગણવી પડી હતી. જ્યારે સમૃદ્ધ ગણાતા ભાગોમાં પણ માત્ર ૬૬ ટકા લોકોની જ આર્થિક સ્થિતિ સારી હતી. હું કબૂલ કરૂં છું કે સરખામણી કરી શકાય એવી માહિતી બહુ ઓછી હોવાને કારણે આ વિષે વિગતવાર કાંઇ પણ કહી શકાય એમ નથી. પણ વીસ વર્ષના મારા ઊંડા અભ્યાસ અને વિચારને પરિણામે બંધાયલો મારો પ્રામાણિક અભિપ્રાય એ છે કે આ બે દાયકામાં જીવનનું ધોરણ સુધર્યું છે ખરું, પણ લોકોનો મોટો ભાગ એ ધોરણે રહેતો થયો નથી."

૧૯૨૨ માં હિંદી સરકારના ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્ફર્મેશન મિ. રશબ્રુક વિલિયમ્સે લખ્યું હતું, "(હિંદના લોકો નો) મોટો ભાગ, પશ્ચિમના લોકોના ખ્યાલમાં પણ ન આવે એટલો ગરીબ અને નિરાધાર છે."ફ વળી ૧૯૨૪ માં તેમણે લખ્યું હતું, "કંઈ નહિ તોયે હિંદના કેટલાક ભાગોમાં તો લોકોના મોટા ભાગની આર્થિક સ્થિતિ ધીમે ધીમે સુધરતી જાય છે એમ કંઈક અંશે નિશ્ચયપૂર્વક કહી શકાય એમ લાગે છે, તેમ છતાં પશ્ચિમમાં ઓછી ગરમીવાળા પ્રદેશોમાં જ્યાં તાણ ઓછી હોય છે ત્યાં પણ જેનો જોટો ન મળે એવી ગરીબાઇમાં એ લોકો સડી રહ્યા છે, એ વાત ભૂલવી ન જોઇએ. જે કંઈ સુધારો થાય છે તે કીડીવેગે થઈ રહ્યો છે."ઉ

---

ફ. 'ઇન્ડિયા ઈન ૧૯૨૧-૨૨', હિંદી સરકારના કાયદાની ૨૬ મી કલમ મુજબ પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરવા માટે તૈયાર થતું નિવેદન, પા. ૧૯૧ પ્ર. ક. હિંદી સરકારનું મધ્યસ્થ પ્રકાશન ખાતું; કલકત્તા.

ઉ. 'ઇંડિયા ઇન ૧૯૨૩-૨૪' પા. ૧૯૩.

૧૯૨૭ ના ઑગસ્ટની ૧૭ મી તારીખના લાહોરના 'ટ્રિબ્યૂન' પત્રમાં જણાવવામાં આવ્યું છે કે બિહાર અને ઓરિસ્સાના માજી ગવર્નર લૉર્ડ સિંહએ આમની સભામાં હિંદ વિષે તાજેતરમાં થયેલી ચર્ચા વિષે બોલતાં કહ્યું હતું, "એ તો છે જ કે આર્થિક પ્રગતિ બહુ જ ધીમી થઈ છે. માત્ર બંગાળનેક વિષે હું કહું છું કે ત્યાંના લોકો ત્રીસ તો શું પચાસ વર્ષ પહેલાં જે સ્થિતિમાં હતા, તેના કરતાં આજે જરા ય સુખી નથી. ખરેખર મને તો એમ લાગે છે કે તેઓ વધારે દુઃખી છે." ગાંધીજી માને છે કે હિંદના બીજા ભાગોના લોકોના મોટા ભાગને વિષે પણ આ જ વાત સાચી છે.

હિંદીઓ નમ્ર અને ધીરજવાળા લોકો છે. પણ આજે તેમનામાંના ઘણાને આ સ્થિતિ પ્રત્યે ભારે અણગમો ઉત્પન્ન થયો છે, અને તેઓ તેમાંથી છૂટવાનો માર્ગ શોધી રહ્યા છે. એમાં કાંઈ નવાઈ નથી. ઘણીયે યોજનાઓ સૂચવાય છે અને અજમાવી જોવાય છે. તેમાંની એક ખાદી અને રેંટિયાની પ્રવૃત્તિ ગાંધીજીએ સૂચવી છે અને તેઓ તેમ જ તેમના સાથીઓ તે મુજબ કામ કરી રહ્યા છે. એ પ્રવૃત્તિનો ઉદ્દેશ હાથ કંતામણ અને હાથ વણાટનાખ દેશી ઉદ્યોગને ફરી સજીવન કરવાનો છે. અને તેમાં કાંતણ ઉપર ખાસ ભાર દેવામાં આવે છે. વપરાતા સૂતરની જાતનો વિચાર બાદ કરીએ તો હાથ

ક. ૧૯૨૧ ની વસ્તીગણતરી મુજબ બંગાળાની વસ્તી ૪ કરોડ ૬૬ લાખ ૯૫ હજારની એટલે લગભગ ગ્રેટબ્રિટનની વસ્તી જેટલી હતી.

ખ. હિંદથી અપરિચિત વાચક માટે જણાવવું જોઈએ કે ખાદી એટલે હાથે કાંતેલા સૂતરનું હાથે વણેલું કાપડ. ચરખો (રેંટિયો) હિંદનું જૂનામાં જૂનું ઘરગથ્થુ કાંતવાનું સાધન છે.

વણાટે છેલ્લાં પંદર કે તેથી વધુ વર્ષ સુધી ઝીક ઝીલી છે. અને તેને ઘણી પ્રાંતિક સરકારો તરફથી મદદ અને ઉત્તેજન મળ્યાં છે.

આ યોજનાના ચુસ્ત હિમાયતીઓ પણ છે અને ઉગ્ર વિરોધીઓ પણ છે. એને લીધે હિંદમાં તેમ જ બહાર એટલી બધી ચર્ચા ઉત્પન્ન થઈ છે કે એની આર્થિક વ્યવહારુતાની વિગતવાર તપાસ કરીએ તો અયોગ્ય ન ગણાય. બિહારના એક જાડા વેપારીએ અમને પૂછ્યું હતું:–ઈસમેં સે કુછ રૂપૈયા મિલેગા?"

આ નાના પુસ્તકનો ઉદ્દેશ એ પ્રશ્નની ચર્ચા કરવાનો અને બને તો જવાબ વાળવાનો છે. ઘણાય યુરોપિયનો અમેરિકનો અને બીજા જેમને પાશ્ચાત્ય શિક્ષણ અને સંસ્કૃતિનો સંસર્ગ છે તેમને આ પ્રશ્ન હસવા જેવો લાગશે. આજકાલના યાંત્રિક ઉદ્યોગો અને વેપારો એવા તો પ્રબળ અને વિશ્વવ્યાપી છે અને યંત્રોથી ઉત્પન્ન થતો માલ એટલો સોંઘો, મોહક અને ખૂણે ખૂણે પહોંચી ગયેલો છે કે એની સામે મોટા પાયા ઉપર હરીફાઈમાં ઊતરવું એ જ મૂર્ખાઈ ભરેલું લાગે છે.

એમાંથી કલ્યાણ થવાની આશાને કોરે રાખીએ તો પણ પ્રગતિને પાછી વાળવાનો અને જંગલી જમાનાનાં સાધનોને પાછાં સ્વીકારવાનો પ્રયત્ન કરવો એ ઊલટી ગંગા વહેવડાવવા જેવું નથી? બીજી બધી બાબતોમાં પ્રામાણિક અને સાચા દિલના દેખાતા ગાંધીજી હિંદના અજ્ઞાન ખેડૂતોના ભોળપણનો લાભ શા સારુ ઉઠાવે છે? જરૂર આવી પ્રવૃત્તિ નિષ્ફળ જવાને જ નિર્માયલી છે. 'અવળે માર્ગે વળેલો ઉત્સાહ' 'અંધેનૈવ

'નીયમાનો ઈવિ અંધા' 'સુધારાના વિરોધી' 'પાગલ' 'બેવકૂફ' 'ગાંડુ' 'નાદાન' 'ખ્યાલી' 'ભ્રમિત' 'અસિદ્ધ આર્થિક ભ્રમ' 'જૂની પુરાણી અને ફાયદા વિનાની પદ્ધતિ' 'વ્યર્થ આશા' 'આત્મઘાતી પ્રયત્ન' 'બધાંય નવાં વૈજ્ઞાનિક જ્ઞાન અને પ્રગતિના પ્રવાહની અવગણના'–આ બધા શબ્દો આ પ્રવૃત્તિ કે તેના ઉત્પાદક અને હિમાયતીઓ માટે જુદા જુદા સલાહકારો અને ટીકાકારો વાપરે છે.

ઘણા લોકો એમ માને છે કે કોઈ પણ પ્રજાએ–અને કંઈ નહિ તોયે હિંદી પ્રજાએ તો ખાસ–જ્યાંથી સોંઘામાં સોંઘું મળી શકે ત્યાંથી કાપડ ખરીદવાનું છોડીને બીજેથી લેવું એ નિરર્થક છે અને ભારે ભૂલ છે. તેઓ માને છે કે હિંદની સંપત્તિ વધારવાના બીજા ગમે તે ઉપાયો હશે, પણ હાથે બનતા કાપડના પ્રમાણમાં વધારો કરવાના પ્રયત્નથી તો તે નથી જ વધી શકવાની.

અમેરિકામાં ઔદ્યોગિક અને મજૂરોના પ્રશ્નોનો (મોટે ભાગે સુતરાઉ કાપડની મિલોમાં) સાત વર્ષ સુધી અભ્યાસ અને જાત અનુભવ કરનાર અને હિંદુસ્તાનમાં ખાદીની પ્રવૃત્તિનો અભ્યાસ કરનાર માણસને આ યોજના કેવી લાગી છે તે જણાવવાનો આ નાનકડા પુસ્તકનો ઉદ્દેશ છે. છેલ્લાં અઢી વર્ષમાં મેં ગામડાંઓનું અને ખાદી પ્રવૃત્તિઓનાં કેન્દ્રોનું નિરીક્ષણ કર્યું છે. મારા અભ્યાસનો હેતુ મુખ્યત્વે કરીને મારા પોતાના વિચારો વિશદ કરવાનો હતો. તે વિચારો કાંઈ નવા નથી. જો કે મેં કેટલીક જગ્યાએ કરેલો સમન્વય કદાચ નવો લાગશે. આખા પુસ્તક માટે હું આખા વિશ્વનો ઋણી છું.

આ પુસ્તક બહુ જ અપૂર્ણ છે, પણ મેં મુખ્ય મુદ્દાઓ ચર્ચવાનો પ્રયત્ન કર્યો છે અને જ્યાંથી વધુ માહિતી મળી શકે એમ છે તે તે સાધનોનો ઉલ્લેખ કર્યો છે. બધા છેક્ષામાં છેલ્લા આંકડા મેળવવા એ મારે માટે અશક્ય હતું. તેમ છતાં મેં કાઢેલાં અનુમાનો એથી ખોટાં ઠરે છે એમ મને લાગતું નથી.

એક વાત તો ચોક્કસ છે કે ગરમ દેશ અને ગામડાંને અનુકૂળ એવી હિન્દની આર્થિક વ્યવસ્થા તથા પદ્ધતિઓ, સમશીતોષ્ણ પ્રદેશ તેમ જ મોટે ભાગે શહેરી જીવનને અનુકૂળ પદ્ધતિઓ કરતાં તદ્દન જુદી જ છે. બે વચ્ચેનો તફાવત કેટલો મોટો છે એનો ખ્યાલ બંનેનો લાંબા વખત સુધી જાત અનુભવ કર્યા વિના ન આવી શકે.

એ વાત ધ્યાનમાં રાખી, અહીં રજૂ કરવામાં આવેલા પુરાવા સંબંધે વાચક પૂરેપૂરી તપાસ કર્યા વિના કાંઈ પણ અભિપ્રાય બાંધશે નહિ એવી હું આશા રાખું છું.

કોટગઢ,
સિમલા હિલ્સ,
નવેમ્બર, ૧૯૨૭.

રિ૦ બ૦ ગ્રેગ

# ૧

# યંત્રશાસ્ત્રની દૃષ્ટિએ

આજકાલ પ્રજાઓની સંપત્તિ અને સુખનો આધાર તેમની ભૌતિક વસ્તુઓ ઉત્પન્ન કરવાની શક્તિ ઉપર હોય એમ લાગે છે. આવા ઉત્પાદન સારુ પુષ્કળ યંત્રો અને શારીરિક શક્તિની જરૂર પડે છે. જુદા જુદા દેશોમાં હાલ મજૂર દીઠ નીચેના પ્રમાણમાં અશ્વબલ (એક અશ્વબલ એટલે ૫૫૦ રતલ વજન એક સેકંડમાં એક ફૂટ ઊંચે ઉપાડવાની શક્તિ) વપરાય છે.[1]

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૩.૬ |
| ઇંગ્લંડ | ૨.૪ |
| જર્મની | ૧.૫ |
| ફ્રાંસ | .૯૭ |
| ઇટલી | .૩૧ |
| ચીન | .૧૨ |

જર્મની ઉપર નાખવામાં આવેલા કેટલાક વિઘાતક

---

૧. યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકાના 'લિટરરી ડાઇજેસ્ટ' ના મે ૭, ૧૯૨૭ ના અંકમાં પા. ૬૧ ઉપર છાપેલી ડ્યુક પાવર કંપનીની જાહેરાતમાંથી.

રાજકીય અંકુશોથી તેની સ્થિતિ ઉપર જે અસર થાય છે, તેને બાદ કરીએ તો સાધારણ રીતે આ પ્રજાઓની સંપત્તિ પણ ઉપરના ક્રમમાં જ માલૂમ પડશે.

મિ. હેન્રી ફોર્ડ લખે છે:[૨]

"વિકાસ પામેલી શક્તિ એ જ ભૌતિક સંસ્કૃતિનું મૂળ છે. જો આપણા હાથમાં આ વિકસિત શક્તિ હશે તો તેનો ઉપયોગ કરવાનો માર્ગ સહેજે જડશે. આ શક્તિનો ઉપયોગ કરવાનું એક સાધન યંત્ર છે. અને જેમ આપણે મોટરને શક્તિ વાપરવાનું સાધન ન ગણતાં સ્વતંત્ર શક્તિ જ સમજીએ છીએ, તેવી જ રીતે યંત્રને પણ શક્તિને અસરકારક બનાવવાનું સાધન ન ગણતાં સ્વતંત્ર શક્તિ જ ગણીએ છીએ, એ ભૂલ છે. આજે 'યંત્રયુગ' ચાલી રહ્યો છે એમ આપણે કહીએ છીએ, પણ ખરી રીતે જોતાં આપણે જે યુગમાં પ્રવેશ કરીએ છીએ તે તો 'શક્તિયુગ' છે. અને તે શક્તિયુગનો મહિમા એ છે કે તે માલ વધારેમાં વધારે અને સસ્તામાં સસ્તો પેદા કરી શકે છે, જેથી આપણને સૌને દુનિયાની સારી સારી વસ્તુઓ વધારે પ્રમાણમાં મળી શકે. શક્તિ-

૨. લંડન, હેઇનમાન, તરફથી પ્રસિદ્ધ થયેલું પુસ્તક 'ટુડે એન્ડ ટુમૉરો', પા. ૧૬૭.

આ પુસ્તકમાં મિ. ફોર્ડનાં વચનો ટાંકવામાં આવ્યાં છે કારણ કે તે એક સ્વતંત્ર વિચારક અને આપબળે બનેલો વેપારી તેમ જ કારખાનદાર છે. તેની યોજનાઓ ઘણા દેશમાં અતિશય સફળ નીવડી છે અને તેથી તે યોજનાઓ સાંપત્તિક દૃષ્ટિએ ઉપયોગી તેમ જ વિચાર કરવા યોગ્ય છે.

દ્વારા જ સ્વાતંત્ર્ય મળશે, શક્તિદ્વારા જ સૌને સમાન તક મળી શકે; અને શક્તિદ્વારા જ ખાલી શબ્દોને બદલે ચોક્કસ પરિણામો લાવી શકાય. યંત્ર તો નિમિત્તમાત્ર છે.”

શક્તિનો યોગ્ય ઉપયોગ એ જ મહત્ત્વની વસ્તુ છે; યંત્ર તો ગૌણ છે. એ વિચાર ધ્યાનમાં રાખીએ. આગળ ઉપર આપણે ફરી એનો વિચાર કરીશું.

ગ્રેટબ્રિટનમાં વીજળી પૂરી પાડવા બાબત બ્રિટિશ ‘રિકન્સ્ટ્રક્શન કમિટીના ૧૯૧૭ના વચગાળાના નિવેદનમાં જણાવવામાં આવ્યું છે:

“એ તો સ્પષ્ટ જ છે કે કોઈ પણ દેશની વેપારી ઉન્નતિ, એટલે વ્યક્તિની સરેરાશ ખરીદશક્તિનો આધાર માથાદીઠ ઉત્પન્નના વધારા ઉપર છે. એ ઉન્નતિ સાધવાનો એકમાત્ર માર્ગ એ છે કે રોકવામાં આવેલા મજૂરોનું માથાદીઠ ચોખ્ખું ઉત્પન્ન વધારવું. મજૂરીના દર ઘટાડવાનો સૌથી સચોટ ઉપાય યંત્રશક્તિ વધારવી એ છે, અથવા કારખાનદારની દૃષ્ટિએ વિચાર કરતાં મજૂરીના દર વધતા જતા અટકાવવાનો ઉપાય યંત્રશક્તિનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરવો એ છે. આવી રીતે મજૂરના તેમજ માલિકના પ્રશ્નનો ઉકેલ એક જ છે કે યંત્રશક્તિનો ઉપયોગ બને એટલો વધારે કરવો. આમ હોવાથી જ ઓછામાં ઓછાં બળતણથી જોઈએ એટલી અને સોંઘી શક્તિનો સંચય રાખવો એ અતિ મહત્ત્વની વસ્તુ છે.”[૩]

---

૩. જેમ્સ ફેરગ્રીવનું ‘જ્યોગ્રૅફી ઍન્ડ વર્લ્ડ-પાવર’ જુઓ.

જો ઉપરની વાતોને સાચી માની લઈએ તો હિંદુસ્તાનમાં મળતી શક્તિનો વધુ ઉપયોગ કરવાને માટે તાબડતોબ યંત્રો ગોઠવવા ઉપર ભાર દેવો એ જ સાચું અર્થશાસ્ત્ર ગણાય.

પણ વ્યવહારકુશળ માણસની માફક સૌથી પહેલાં તો આપણે હિંદુસ્તાનમાં મળતાં જુદી જુદી જાતનાં યંત્રો અને શક્તિઓની તપાસ કરીએ.[૪] શરૂઆતમાં યંત્રો ગોઠવવાનું ખર્ચ, ચલાવવાનું ખર્ચ, યંત્રશક્તિનું ખર્ચ, મજૂરોમાં જોઈતી કુશળતા, માલની જાત અને જથ્થો અને બજારમાં થતો માલનો ઉપાડ તથા ઊપજતી કિંમત—એ બધાંનો વિચાર કરતાં એક પ્રકારનું યંત્ર કે શક્તિ બીજા કરતાં વધુ લાભદાયી અથવા તો લાંબે કાળે ઓછું ખરચાળ નીવડે. ઉદાહરણ તરીકે, જો કોઈ કારખાનદાર પાણીના મોટા ધોધ પાસે જ રહેતો હોય અને તે વરાળથી ચાલનારું યંત્ર ગોઠવે તો તે મૂર્ખાઈ ગણાય. તેવી જ રીતે જો તેનું કારખાનું કોઈ સારી કોલસાની ખાણ પાસે હોય તો વરાળથી ચાલતું યંત્ર એ જ તેને માટે ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ગણાય એ પણ સ્પષ્ટ છે. અને જ્યાં બજારમાં ૩૦ હજાર અશ્વબલથી ઉત્પન્ન થતો માલ જ ખપી શકે એમ હોય ત્યાં ૫૦ હજાર અશ્વબલ ધરાવનારું યંત્ર ગોઠવવું એ ચોખ્ખી ભૂલ જ ગણાય.

કોઈ પણ જાતના યંત્ર કરતાં શક્તિનો સાચો ઉપયોગ જ વધુ અગત્યની વાત છે, એવા મિ. ફોર્ડના વિચારને અનુસરીને આપણે શારીરિક શક્તિનાં મૂળતત્ત્વો અને તેનો ઉપયોગ

---

૪. ન્યૂયૉર્કની મૅક ગ્રૉ હિલ ઍન્ડ કું. એ બહાર પાડેલું, મિ. ડબલ્યુ. ઍન. પોલોકોવનું પુસ્તક 'માસ્ટરિંગ પાવર-પ્રોડકશન'નું પા. ૩૪ જુઓ.

ટૂંકમાં તપાસી જઈએ અને પછી ખાદીની સૂચનાને તે કસોટીએ કસી જોઈએ. પહેલાં આપણે યંત્રશાસ્ત્રને લગતી દલીલો ટૂંકમાં રજૂ કરીશું અને પછી તેનો વિગતમાં ઊતરીને વિચાર કરીશું.

બધી ભૌતિક શક્તિ છેવટે તો સૂર્યમાંથી જ આવે છે. ભૂતકાળમાં વનસ્પતિએ સૂર્યની જે શક્તિનું રૂપાંતર કરીને તેને સંઘરી રાખી એ ભંડારોમાંથી જ આપણને કોલસો અને પેટ્રોલિયમ મળે છે. સૂર્યનાં કિરણો, સમુદ્રના જળની વરાળ બનાવી, વાદળાં અને વરસાદના રૂપમાં તેને જમીન અને નદીઓમાં પાછું મોકલે છે. એમાંથી જ જલશક્તિ ઉત્પન્ન થાય છે. ઘોડા, ઢોર અને માણસની યાંત્રિક શક્તિ પણ સૂર્યના તાપથી પોષાયેલા છોડ ઉપર પાકેલા ખોરાકમાંથી આવે છે. અત્યારે યાંત્રિક ઉદ્યોગોમાં જે શક્તિ વપરાય છે, અને જે શક્તિનો ઉપયોગ ભૂતકાળમાં માણસે પોતાની આર્થિક પ્રવૃત્તિઓમાં કરેલો છે, તે બધી તેને સૂર્યશક્તિના અખૂટ પ્રવાહમાંથી જ મળેલી છે. પ્રાચીન ઋગ્વેદમાં ભગવાન સવિતાની સ્તુતિ કરવામાં આવી છે તે યોગ્ય જ છે. તેના એક મંત્રમાં કહ્યું છે:

"સૂર્યદેવ યંત્રો (યમન સાધનો=વૃષ્ટિપ્રદાન ઇત્યાદિ ઉપાયો) વડે પૃથિવીને સુખમાં રાખે છે. તેણે આકાશને નિરાલંબ સ્થાનમાં દૃઢ રાખ્યું છે. ઘોડાની પેઠે અંગો હલાવનાર, પાશોથી બદ્ધ મેઘરૂપધારી સમુદ્રનું નિરાલંબ અંતરિક્ષમાં દોહન કરે છે."[૫]

---

૫. ઋગ્વેદ, મંડળ ૧૦, સૂક્ત ૧૪૯.

વળી બીજા એક મંત્રમાં તેની આ પ્રમાણે સ્તુતિ કરવામાં આવી છે:

"તે સુવર્ણાક્ષ સવિતા દેવે પૃથિવીની ચારે દિશા પ્રકાશિત કરી, તેમણે ત્રણે લોક અને સાતે નદીઓને પ્રકાશિત કર્યાં અને હવિ આપનાર યજમાનને તેઓ ઉત્તમ રત્નો આપતા આવ્યા."[૬]

સૂર્યની શક્તિ પહેલાં જેટલી વપરાતી હતી તેના કરતાં વધુ વાપરે અને અસરકારક રીતે તેનું રૂપાંતર કરે એવી કોઈ પણ યોજના યાંત્રિક તેમ જ આર્થિક દૃષ્ટિએ જોતાં લાભદાયી લેખાય.

સાધારણ રીતે આપણે રેંટિયાને યંત્ર નથી ગણતા. પણ ખરું જોતાં તે યંત્ર જ છે. માલ ઉત્પન્ન કરવામાં સ્ત્રી, પુરુષ કે બાળકમાં રહેલી યાંત્રિક શક્તિને તે ઉપયોગમાં લે છે. હાથસાળમાં પણ એમ જ થાય છે. એ યાંત્રિક શક્તિ મનુષ્યના આહારમાંથી ઉત્પન્ન થાય છે. પ્રમાણ, રીતિ અને અને પદ્ધતિમાં ફેર હોવા છતાં, વરાળયંત્ર કે જલયંત્રમાં જે રીતે કામ થાય છે તે જ રીતે અહીં પણ થાય છે. અર્થાત્ અહીં પણ સૂર્યની શક્તિ યાંત્રિક શક્તિમાં રૂપાંતર પામે છે.

આજે હિંદીઓની ઘણી મોટી સંખ્યા બેકાર છે. તેઓ પણ અન્નરૂપી બળતણથી ચાલતાં 'એંજિનો' છે, પણ માલ ઉત્પન્ન કરનાર કોઈ સાંચા સાથે તેમને જોડવામાં આવ્યાં નથી. ગાંધીજી તેમને રેંટિયા સાથે જોડવા માગે છે, અને સૂર્યની શક્તિના ભારે પ્રમાણમાં થઈ રહેલા બગાડને અટકાવવાનું સૂચવે છે.

---

૬. ઋગ્વેદ, મંડળ ૧, સૂક્ત ૩૫.

જો આપણે હિંદમાં યાંત્રિક શક્તિનો ઉપયોગ વધારવા માગતા હોઈએ તો આ જ ટૂંકામાં ટૂંકો અને સસ્તો માર્ગ છે. 'ઇંજિનો' તો તૈયાર છે. માણસમાં પણ બળતણ (ખોરાક)ની શક્તિનું યાંત્રિક શક્તિમાં રૂપાંતર કરવાનું સામર્થ્ય, વરાળયંત્ર જેટલું જ છે. બધી માંગને પહોંચી વળવાને જોઈએ એટલાં કાંતવાનાં અને વણવાનાં સાધનો પણ તૈયાર છે. વધારાની માંગ ઊભી થતાં હિંદના કારીગરો તેને ઝટ અને સસ્તામાં પહોંચી વળે એમ છે. કારણ કે તેમને એ માટે કોઈ વિશિષ્ટ પ્રકારની કારીગરી શીખવાની જરૂર પડવાની નથી. બીજા કોઈ પ્રકારના યંત્ર કરતાં રેંટિયા અને હાથસાળની ઝડપ અને ઉત્પન્ન, હિંદુસ્તાનનાં બજારની માંગ તેમજ ઉત્પાદકોની તેને પહોંચી વળવાની શક્તિને સૌથી વધુ અનુકૂળ છે. આ યંત્ર ખરીદવાને પરદેશથી આણેલી મૂડીની જરૂર પડતી નથી, અને તેથી ભારે વ્યાજ અથવા પરદેશીઓના કાબૂથી ઊભી થતી મુશ્કેલીઓ પણ રહેતી નથી. આવું કારખાનું ચલાવવામાં કાંઈ ખર્ચ લાગતું નથી. અને મળે તેવા મજૂરો પાસેથી સહેજ પણ વધારે તાલીમ આપ્યા સિવાય કામ લઈ શકાય છે. એ યંત્ર ચલાવવાને માટે ઓછામાં ઓછી તાલીમની જરૂર પડે છે અને બીજાં કોઈ પણ પ્રકારનાં યંત્રો ચલાવવાને માટે જોઈતી તાલીમના કરતાં તે સહેલાઈથી મેળવી શકાય છે. માણસથી ચાલતા રેંટિયા સારુ બળતણ કે શક્તિનું ખર્ચ, પ્રજાના આજના ખોરાકીખર્ચ કરતાં જરા પણ વધારે નહિ આવે. સ્થાનાંતર કરવામાં ઓછામાં ઓછું ખર્ચ કરીને હિંદના દરેક પ્રાંતમાં કાચો માલ મેળવી શકાય એમ છે. માલની ખપત તો બધે જ છે.

આ બધાના જવાબમાં કોઈ એવું કહી શકે,—"કલ્પના તો સાદી અને સુંદર છે, પણ આ મનુષ્યરૂપી 'ઍંજિનો'દ્વારા વપરાતી શક્તિ આજનાં યંત્રો અને કારખાનાંઓની શક્તિ સાથે સરખાવતાં નજીવી જ છે, અને આધુનિક યંત્રોદ્વારા ઉત્પન્ન થતી શક્તિના પ્રમાણમાં હાથથી ઉત્પન્ન થતી શક્તિનો વેગ એટલો ધીમો અને નિર્બળ છે કે આખી સૂચના ઊડી જાય છે." આપણે એનો વિચાર કરીએ.

## ૨

# યાંત્રિક વિગતો

ખરું જોતાં સૂર્યની આ શક્તિનું પ્રમાણ કેટલું છે?

એની આપણે વિગતવાર તપાસ કરીશું. એ તપાસનો હેતુ, આ શક્તિનો સંપૂર્ણપણે ઉપયોગ થઈ શકે એમ છે એવી દલીલ કરવાનો નથી; પણ આધુનિક ઉદ્યોગમાં શક્તિના પ્રશ્ન સંબંધે આપણી દૃષ્ટિમાં રહેલો ભ્રમ દૂર કરવાનો છે.

એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા (૧૧મી આવૃત્તિ) માં 'સૂર્ય' ઉપરના લેખમાં જણાવ્યું છે કે સૂર્ય અને પૃથ્વી વચ્ચેના અંતરની સરેરાશ લેતાં પૃથ્વીને દર ચોરસ સેન્ટીમીટરે દર મિનિટે સૂર્યમાંથી ૨.૧ કેલરીઝ અથવા દર ચોરસ મિટરે ૧.૪૭ કિલોવાટ અથવા દર ચોરસ વારે ૧.૭૦ અશ્વબલ જેટલી સૂર્યની શક્તિ મળે છે.

જેમ્સ ફેરગ્રીવ પોતાના "જ્યોગ્રેફી ઍન્ડ વર્લ્ડ-પાવર"[૭]

---

૭. લંડન યુનિવર્સિટીએ ૧૯૨૫ માં પ્રગટ કરેલું; પા. ૩૫૫. આ પુસ્તકમાં પ્રાચીન કાળથી આજ સુધી સર્વ પ્રજાઓના ઇતિહાસમાં શારીરિક બળની વધતા જતા ઉપયોગનું રસમય વર્ણન કરવામાં આવ્યું છે.

નામના ગ્રંથમાં સહરાના રણુ વિષે લખતાં કહે છે, "અહીં (સહરામાં) લંડન અને તેનાં પરાં મળીને જેટલો વિસ્તાર થાય તેટલા વિસ્તારમાં, બ્રિટનમાં આખા વર્ષમાં ઉત્પન્ન થતા બધા કોલસાને બાળવાથી જેટલી શક્તિ ઉત્પન્ન થાય, તેટલી શક્તિ સૂર્યમાંથી મળે છે."

બીજા એક લેખક એનું નીચે પ્રમાણે વર્ણન કરે છે:[૯]

"સૂર્ય કેટલી શકિત ખર્ચે છે તેનો આપણે કંઈક ખ્યાલ કરીએ. મિસિસિપી નદીના કાંઠાના પ્રદેશનો વિસ્તાર ૯,૮૨,૦૦૦ ચોરસ માઈલનો ગણાય છે. અને દર ચોરસ માઈલે દર વરસે ૪૦ ઇંચ વરસાદ પડે છે. ૪૦ ઇંચ ઊંડા એક ચોરસ માઈલ પાણીના વિસ્તારની વરાળ બનાવી દેવાને ૧, ૮૨,૦૦૦ ટન કોલસાની જરૂર પડે. એટલે મિસિસિપીના કાંઠાના આખા પ્રદેશમાં પડતા વરસાદની વરાળ બનાવી દેવાને ૧૭૮,૭૨, ૪૦,૦૦,૦૦૦ ટન કોલસા જોઈએ. દુનિયાની વાર્ષિક કોલસાની પેદાશ લગભગ ૧, ૧૦,૦૦,૦૦,૦૦૦ ટન છે; એટલે મિસિસિપીના પ્રદેશમાં એક વર્ષમાં પડતા વરસાદ માટે પાણીની વરાળ કરવાને દુનિયાની વાર્ષિક કોલસાની પેદાશ કરતાં ૧૫૦ ગણા વધારે કોલસા જોઈએ."

આખા હિંદુસ્તાનને એક વર્ષમાં મળતી સૂર્યની શક્તિનો હિસાબ કરીએ તો તે ૪૯૯૬ ઉપર પંદર મીંડાં ચડાવીએ એટલા અશ્વબળ જેટલી થાય. ૧૯૨૦ની સાલમાં દુનિયાની

---

૯. મિ. આર્થર મીએ સંપાદન કરેલું; લંડન એજ્યુકેશન બુક કાં. લિ. તરફથી બહાર પાડવામાં આવેલું, 'ધિ ચિલ્ડ્રન્સ ટ્રેઝર હાઉસ', પુ. ૮., પા. ૬૫.

બધી ખાણોમાંથી નીકળેલા કોલસા વડે જેટલું અશ્વબળ ઉત્પન્ન કરી શકાય તેના કરતાં આ શક્તિ ૨૯૦૦૦ ગણી વધારે છે.[૯]

'આ ઉપરથી જણાશે કે સૂર્યમાંથી આપણને સતત મળતી શકિત, આપણે કલ્પી શકીએ તે કરતાં અતિશય વધારે છે, અને કોલસા તેમજ ખનીજ તેલના જથ્થા સાથે સરખાવતાં અમાપ છે. હિંદની ભૌતિક સંપત્તિનું સાચું મૂળ તો આ છે. આપણે એનો બહુ જ અલ્પ અંશ ઉપયોગમાં લઈએ છીએ—લઈ શકીએ છીએ; પણ મળી શકે તે સાધનોની ઉપેક્ષા કરવી એમાં તો બુદ્ધિનો અને વૈજ્ઞાનિક દૃષ્ટિનો ચોખ્ખો અભાવ જ જણાઈ આવે છે.

"માણસ સાધારણ રીતે $\frac{૧}{૬}$ કે $\frac{૧}{૧૦}$ અશ્વબલ જેટલું કામ આપી શકે છે. એકાદ બે મિનિટ સુધી તે એક અશ્વબલ જેટલું કે તેથી કંઈક વધારે કામ આપી શકે છે."[૧૦] એ શક્તિનો કેટલો ભાગ રેંટિયામાં વાપરી શકાય એ બાબતનો આપણે અત્યારે વિચાર નહિ કરીએ. યંત્રશાસ્ત્રમાં વપરાતા 'અશ્વબલ' શબ્દનો અર્થ એક ઘોડાનું બળ એવો નથી

---

૯. એનસાઇક્લોપીડિયા બ્રિટાનિકા, આવૃત્તિ ૧૨મી માં આપેલા 'કોલસા' ઉપરના લેખ તેમ જ મિ. ડબલ્યુ. એન. પોલોકોવ ના 'માસ્ટરિંગ પાવર–પ્રોડક્શન' નામના પુસ્તકને આધારે.

૧૦. વિસ્કોનસીન (યુ. સ્ટે.) માં મૅડિસન તરફથી ૧૯૨૩ માં બહાર પડેલા ડબલ્યુ. એ. હેન્રી અને એફ. બિ. મૉરિસનનું 'ફીડ્ઝ ઍન્ડ ફીડિંગ', નામના પુસ્તકમાં ૪૪૪ મો ફકરો. આ પુસ્તક અમેરિકામાં પાળેલાં જનાવરોની વૃદ્ધિ, પોષણ તેમ જ શકિતના અભ્યાસ માટે પ્રમાણભૂત પુસ્તક ગણાય છે.

પણ સમય, વજન અને અંતરના પ્રમાણમાં કામનો એકમ એવો છે.

હિંદુસ્તાનની ૧૯૨૧ની વસ્તીગણતરીના હેવાલ ઉપરથી જણાય છે કે વાયવ્ય સરહદના પ્રાંત, કાશ્મીર, બ્રહ્મદેશ અને આંદામાન નિકોબારના ટાપુ બાદ કરતાં બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોમાં તે વરસે ખેતી અને ગોચરમાં જ રોકાયલાં અને તેમાં જ શારીરિક મજૂરી કરતાં સ્ત્રીપુરુષોની સંખ્યા ૧૦,૪૯,૪૩,૭૧૨ હતી. વાયવ્ય સરહદના પ્રાંત અને કાશ્મીરમાં પણ ખેતીમાં કામ કરનારાંની સંખ્યા એ જ પ્રમાણમાં ગણીએ તો બીજા ૨૦,૦૦,૦૦૦ થાય; એટલે બ્રહ્મદેશ બાદ કરતાં[૧૧] આખા હિંદુસ્તાનમાં ફક્ત ખેતી અને ગોચરમાં રોકાયેલાં માણસોની સંખ્યા આશરે ૧૦,૭૦,૦૦,૦૦૦ જેટલી થાય.

માણસના કામ માટે ઉપર જણાવેલાં બે પ્રમાણોમાંનું ઓછું પ્રમાણ એટલે કે $\frac{૧}{૧૦}$ અશ્વબલ સ્વીકારીએ તોપણ ખેતીમાં કામ કરવા માટે આપણને ૧,૦૭,૦૦,૦૦૦ અશ્વબલ જેટલી શક્તિ મળે. કોઈ પણ જાતના અનુભવસિદ્ધ પુરાવાને અભાવે, પણ ઠીક ઠીક ખ્યાલ આવી શકે એટલા માટે, દલીલ ખાતર આપણે માની લઈએ કે રેંટિયા પાછળ માણસની શક્તિનો માત્ર સોમો ભાગ જ વપરાય છે. આ હિસાબે ખેતીવાળા પ્રદેશમાંથી જ હાથકંતામણને માટે આપણને ૧,૦૭,૦૦૦ અશ્વબલ જેટલી શક્તિ મળી શકે.

---

૧૧. કર્તાને બ્રહ્મદેશમાં પ્રવર્તતી ખેડૂતોની બેકારી અથવા કામની અપૂર્ણતાની માહિતી ન હોવાથી તેનો નિર્દેશ કર્યો નથી. તેમ હોવાને લીધે આંકડાઓમાં ફેરફારને અવકાશ રહેતો નથી.

તે ઉપરાંત આ શક્તિ વર્ષમાં ત્રણ મહિના તો આખો દિવસ અને બાકીના ભાગમાં દિવસના થોડા ભાગ માટે મળી શકે. સઘળા આધારભૂત અને સમર્થ અંગ્રેજ તેમ જ હિંદી લેખકોના કહેવા પ્રમાણે હિંદુસ્તાનના કોઈ પણ ભાગના ખેડૂતો વર્ષમાં ઓછામાં ઓછા ત્રણ મહિના તદ્દન બેકાર રહે છે. કેટલાક પ્રમાણભૂત ગ્રંથકારો ચાર મહિના પણ કહે છે અને બીજા કેટલાક તો છ પણ કહે છે. આ જુદા જુદા લેખકો એકમતે કહે છે કે કામના દિવસોમાં યે નવરાશનો સમય પુષ્કળ રહે છે. આટલી બધી બહોળી રીતે ફેલાયલી અને દર વર્ષે અચૂક આવીને ઊભી રહેતી આ ભયંકર બેકારી હિંદની આર્થિક પરિસ્થિતિમાં અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. પશ્ચિમની પરિસ્થિતિ કરતાં આ સ્થિતિ એટલી તો જુદી છે કે અમે પ્રમાણભૂત ગ્રંથકારોમાંથી સારી પેઠે લાંબાં અવતરણો આપવાનું યોગ્ય ધાર્યું છે. આ બધાં અવતરણો પરિશિષ્ટ ૨ માં આપવામાં આવ્યાં છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે રેંટિયાકામને માટે વાપરી શકાય એવી મનુષ્યશક્તિ આપણને બહુ જ મોટા જથ્થામાં મળી શકે એમ છે.

શક્તિનાં બીજાં મૂળ કરતાં એ કેટલું વિશાળ છે તેનો ખ્યાલ નીચેના આંકડા ઉપરથી આવી શકશે. ૧૯૨૪ ની 'ઇન્ડિયન યર બુક' (પા. ૨૮૫)[૧૨] માં છપાયલા હિંદી સરકારના ઇલેક્ટ્રિકલ ઍડવાઇઝર મિ. જે. ડબલ્યુ. મિયર્સ, એમ. આઈ. સી. ઈ. એ હિંદી ઔદ્યોગિક તપાસસમિતિ

---

૧૨. પ્ર. ક. બૅનેટ, કોલમૅનની કાં. લિ., ટાઈમ્સ ઑફ ઇન્ડિયા, મુંબઈ.

સમક્ષ કરેલા નિવેદનમાં જણાવવામાં આવ્યું છે કે હિંદના બધા ઉદ્યોગોમાં દસ લાખ અશ્વબલથી કંઈક વધારે શક્તિ વપરાય છે. એ પુસ્તકની એ જ આવૃત્તિ (પા. ૨૮૫–૮૬) માં જણાવવામાં આવ્યું છે કે મુંબઈનાં કારખાનાં અને મિલોમાં આશરે ૧,૦૦,૦૦૦ અશ્વબલ તે વખતે વપરાતું હતું અને ટાટા હાઈડ્રોઇલેક્ટ્રિક પાવર સપ્લાય કંપનીનાં યંત્રો પણ પૂરેપૂરું કામ આપે તો ૧,૦૦,૦૦૦ જ અશ્વબલ ઉત્પન્ન કરવાને યોજાયાં હતાં. તે વખતે એકલા મુંબઈની જ મિલોની સંખ્યા ૪૪ હતી અને તેમાં ૫૩,૦૦૦ અશ્વબલ વપરાતું હતું.

ઉપરની વાતો ઉપરથી માલૂમ પડે છે કે, રેંટિયાને માટે હિંદુસ્તાનનાં ગામડાંઓમાંથી દર વર્ષે ત્રણ માસને માટે મળતી મનુષ્યશક્તિ ૧૯૧૯ માં મુંબઈમાં વપરાયલી યાંત્રિક ઉત્પાદક શક્તિ જેટલી કે ટાટા હાઈડ્રોઇલેક્ટ્રિક કંપનીનાં યંત્રોનાં પૂરેપૂરાં ઉત્પન્ન જેટલી અથવા તો તે વખતની મુંબઈની કાપડની મિલોમાં વપરાતી શક્તિ કરતાં બમણી છે.

/આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે હિંદુસ્તાનમાં પુષ્કળ સૂર્યની શક્તિ પડેલી છે, અને જો તેનો માણસો અને રેંટિયાદ્વારા વિકાસ કરવામાં આવે તો તેમાંથી મોટા જથ્થામાં ઉત્પાદનશક્તિ પેદા કરી શકાય//આ આંકડાઓ ફક્ત આશરા પડતા જ છે, પણ તે સાચી પરિસ્થિતિ રજૂ કરે છે. આવી રીતે મળતી શક્તિના જથ્થા કરતાં તેની વહેંચણી અને વ્યય કરવાની પદ્ધતિ અને હેતુ વધારે મહત્ત્વની બાબતો છે.

પણ કોઈ પણ ઇજનેર એ પણ જાણવા માગે કે પોતે જે સાંચાકામ ઊભું કરવા માગે છે તેની શક્તિ કેટલી હશે.

સૂર્યની શક્તિના રૂપાંતરની પહેલી અવસ્થાનો વિચાર કરતાં જે વનસ્પતિમાંથી કોલસો અને ખનીજ તેલ ઉત્પન્ન થયાં છે, તેની પ્રકાશ અને રંગ ગ્રહણ કરવાની શક્તિ, આજની આદ્ય વનસ્પતિની એ જાતની શક્તિ કરતાં ઓછી હતી, એમ માનવાને કોઈ કારણ નથી. બીજી અવસ્થા વિષે મોરિસન અને હેન્રિના "ફીડ્ઝ એન્ડ ફીડિંગ" નામના પુસ્તકમાં ૧૦૫ મા પાના ઉપર 'એનિમલ એઝ એ મશીન' વિષે નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે:

"જો એક ઘોડો પોતાની પૂરેપૂરી શકિતથી આખો દિવસ કામ કરે તો તે પોતાના ખોરાકમાંથી ઊપજતી સંપૂર્ણ શકિતના આઠ કે તેથી કંઈક વધારે ટકા ભાર ઊંચકવા જેવા બાહ્ય ઉપયોગી કામમાં વાપરી શકે. આમાં પોતાના શરીરના હલનચલનમાં વપરાયલી શકિત ગણવામાં આવી નથી. જો એની પણ ગણતરી કરવામાં આવે તો શકિતના ઉપયોગનું પ્રમાણ ૧૫ ટકા જેટલું કે કંઈક વધારે થાય.

"પશુરૂપી યંત્રની શકિતના થતા ઉપયોગના આ અડસટ્ટા સાથે સરખાવવા નેબ્રાસ્કાની યુનિવર્સિટીના ખેતીવાડી વિભાગમાં ૬૫ જુદાં જુદાં યાંત્રિક હળોની શકિતનું માપ કાઢવામાં આવ્યું હતું. તેમાં માલૂમ પડયું હતું કે હળમાં વપરાયલાં બળતણ (મુખ્યત્વે કરીને ઘાસતેલ) ની પૂરેપૂરી શકિતના સરેરાશ ૮ ટકા જ ખેંચવાના કામમાં વપરાયા હતા. આમાં યંત્ર ચલાવવામાં વપરાયલી શકિત ગણવામાં આવી નથી. જ્યાં યંત્રને ખેંચવાનું કામ કરવાનું ન હતું અને જ્યાં શકિત પટાદ્વારા

લેવામાં આવી હતી ત્યાં હળદીઠ ૧૩.૪ ટકા શક્તિ ઉપયોગમાં લેવાઈ હતી. ઘોડાને પોતાના શરીરના હલનચલનમાં વાપરવી પડતી શક્તિની ગણતરી કરીએ તો તે ૧૫ ટકા શક્તિ કામે લગાડે છે. એની સાથે આ સરખાવવા જેવું છે. આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે માત્ર યંત્ર તરીકે પણ ઘોડો હાલનાં ઉત્તમ યાંત્રિક હળો કરતાં ચડી જાય છે."

હવે મનુષ્યને વિષે. પ્રો. જે. જી. મૅક્ કેન્ડ્રિક પોતાના "પ્રિન્સિપલ્સ ઑફ ફિઝિયોલૉજી"[૧૩] નામના પુસ્તકમાં કહે છે કે માણસ પોતાના ખોરાકની શક્તિના ૨૫ ટકા કામમાં વાપરી શકે છે. બાકીની શક્તિ ગરમી, પાચનક્રિયા અને શરીર નિભાવવામાં વપરાય છે. સારામાં સારું કામ આપનાર વરાળયંત્ર પણ તેમાં બળતા કોલસાની શક્તિના ૧૨½ ટકા જેટલું જ કામ આપે છે.

૧૯૨૩ માં રસાયણનું નોબેલ પ્રાઇઝ મેળવનાર ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રૉફેસર ફ્રેડરિક સૉડી લખે છે:

"ખોરાકની શક્તિને કામે લગાડવાની દૃષ્ટિએ જોતાં માણસ યંત્ર તરીકે બહુ કામ આપી શકે છે. તે કેટલીક વખત ૩૦ ટકાથી વધારે શક્તિનો ઉપયોગ કરી શકે છે; જ્યારે સારામાં સારાં વરાળયંત્રો ભાગ્યે જ એટલી શક્તિ વાપરી શકે."[૧૪]

---

૧૩. પ્ર. ક. હોમ યુનિવર્સિટી લાયબ્રેરી, વિલિયમ ઍન્ડ નૉરગેટ, લંડન.

૧૪. આ જ લેખકના એલન ઍન્ડ અનવીન, લંડન તરફથી ૧૯૨૬માં બહાર પડેલા પુસ્તક 'વેલ્થ, વર્ચ્યુઅલ વેલ્થ ઍન્ડ ડેટ' પા. ૫૧–૫૨ જુઓ.

આ ઉપરથી જણાય છે કે યાંત્રિક શક્તિ ઉત્પન્ન કરવા માટે અન્ન ને મનુષ્યનો સંયોગ, કોલસા ને વરાળયંત્રના સંયોગ જેટલું જ કામ આપે છે.

જો સૂર્યની શક્તિના ઉપયોગની દૃષ્ટિએ વિચારીએ તો કોલસા અને વરાળયંત્રથી ચાલતી કાપડની મિલ કરતાં ખોરાક ખાનાર માણસથી ચાલતો રેંટિયો જરૂર વધારે કામ આપે છે, કારણ કે રેંટિયો કે મિલની ત્રાક કામ શરૂ કરે તે પહેલાં તે તે વસ્તુઓ બનાવવાની જરૂર રહે છે. ધાતુની બનાવેલી ત્રાક બનાવવામાં અને તેને ચલાવનાર બોઇલરો અને ઇંજિનો બનાવવામાં વપરાયલા કોલસાની સૂર્યશક્તિ લાકડાનો રેંટિયો બનાવવામાં વપરાયલી સૂર્યશક્તિ કરતાં અનંત ગણી વધારે છે. વળી ધાતુનાં ગાંસડી બાંધવાનાં યંત્રો, પીલવાનાં યંત્રો, ગાંસડી તોડવાનાં અને ખોલવાનાં યંત્રો, પીંજવાનાં યંત્રો, પૂણી બનાવવાનાં યંત્રો, વીંટવાનાં તેમ જ તાણો કરવાનાં યંત્રો તથા સાળો બનાવવામાં વપરાતી શક્તિની, હાથે ચલાવવાનાં ચરખા, પીંજણ અને સાળ બનાવવામાં વપરાતી શક્તિ સાથે સરખામણી કરીએ તો આ તફાવત વધારે મોટો માલૂમ પડે છે. ત્રાક દીઠ કે સાળ દીઠ ગણતરી કરીએ અથવા તે મારફત તૈયાર થયેલા કાપડ કે સૂતરનું પ્રમાણ લઈએ તો પણ હાથનાં ઓજારો ચડી જાય છે. વળી આ ગણતરીમાં કોલસા ઉપર થતા પૃથ્વીના દબાણમાં વપરાતી શક્તિના મોટા જથ્થાનો અને લાખો વર્ષોથી થતાં આવેલાં જાતજાતનાં ભૂગર્ભનાં દબાણોની શક્તિનો વિચાર કરવામાં આવ્યો નથી.

કોઈ પશ્ચિમના દેશમાં રહેનાર કદાચ શક્તિની આવી

સરખામણીને મૂર્ખાઈભરેલી માની ઉડાવી દે અને કહે કે મનુષ્યશક્તિની સરખામણી જ ગણતીમાં લેવી જોઈએ. પણ હવે તો આગળ વધેલા ઇજનેરો બગાડ અને અણુ-આવડતનાં બધાંય તત્ત્વોની ગંભીરપણે ગણતી કરે છે. પૂર્વના લોકો તો લાંબો વિચાર કરવાને ટેવાયલા છે અને તેથી તેમને, તથા આખી સંસ્કૃતિને સ્થિર રાખનારાં તત્ત્વોનો વિચાર કરનાર લોકોને આવા વિચાર નકામા કે મૂર્ખાઈભરેલા નહિ લાગે. રાસાયણિક અને યાંત્રિક શક્તિમાં થતાં સૂર્યની શક્તિનાં રૂપાંતરની અવગણના કરીએ તો જ તે હાથનાં ઓજારો કરતાં ચડિયાતાં છે, એવો પશ્ચિમવાસીઓનો દાવો નભી શકે.

ભવિષ્યમાં થનાર વધારાની ગણતી કર્યા પછી બજારમાં થનારી માંગ કરતાં વધારે ઉત્પન્ન કરે એવાં યંત્રો રાખવાં એ ઇજનેરી દૃષ્ટિએ મૂર્ખાઈભરેલું છે. વધારે યંત્રો રાખવામાં આવે એનો અર્થ એ જ થઈ શકે કે મજૂરી અને સાધનોનો પૂરેપૂરો ઉપયોગ ન થાય અને પરિણામે ખર્ચ અને ખોટમાં વધારો થાય.

પ્રકરણ ચોથામાંની ચર્ચા ઉપરથી સ્પષ્ટ જણાશે કે હિંદુસ્તાનમાં કાપડની માંગ તરતમાં બહુ વધવાની નથી. અને હિંદના મિલમાલિકો જો એવી આશા રાખતા હોય કે તેમનો માલ બીજા દેશોમાં દાખલ થઈ શકશે અને ત્યાંની મિલો સાથે હરીફાઈમાં ઊતરી શકશે તો એ ભૂલ છે. જો આમ જ હોય તો હિંદની સૂતરની મિલોમાં વધારાને ઓછો અવકાશ છે. (પણ મિલો કરતાં ખાદી સૂર્યની શક્તિને જેટલે અંશે સોંઘી રીતે વાપરી શકે છે તેટલે અંશે રેંટિયા અને હાથસાળના વધારાને સારુ આવશ્યકતા અને અવકાશ જરૂર છે. જો રેંટિયા

અને હાથસાળનું ઉત્પન્ન,હિંદના ખેડૂતો અને ગ્રામવાસીઓની માંગને તેમ જ તેમનાં કપડાંના ઘસારાને સંપૂર્ણ રીતે અનુકૂળ હોય, અથવા થોડા વખતમાં અનુકૂળ થઈ શકે એમ હોય, અને જો રેંટિયો અને હાથસાળ સોંઘી રીતે સૂર્યની શક્તિનો ઉપયોગ કરી શકે એમ હોય તો યાંત્રિક અને માત્ર આર્થિક દૃષ્ટિએ વિચારતાં તે મિલો કરતાં વધારે કામ આપી શકે. મિલમાંથી થોડાં માણસોને કમાણી થાય છે તેથી અંજાઈ જઈને, મનુષ્ય તેમ જ સૂર્યની શક્તિના થતા બગાડથી પ્રજાને થતું નુકસાન, હાલની પરિસ્થિતિમાં થોડા માણસોને થતા આર્થિક લાભ સાથે સરખાવતાં બહુ જ ભયંકર છે, એ વાત ભૂલી જવી ન જોઈએ.

આ જ દલીલ વિષે આગળ વિચાર કરીએ તો જણાશે કે માત્ર મનુષ્યરૂપી યંત્રો જ મોજૂદ છે એમ નથી. પણ રેંટિયા અને હાથસાળોની મોટી સંખ્યાનો ઉપયોગ થતો નથી. પ્રમાણભૂત ગણી શકાય એવા અડસટ્ટા મુજબ હિંદમાં અત્યારે જ ૫૦ લાખ રેંટિયા છે. ૧૯૨૧ની વસ્તીગણતરીના હેવાલમાં વરાડ, મધ્ય અને યુક્ત પ્રાંતો સિવાયના ભાગમાં ૧૯,૩૮,૧૭૮ હાથસાળો નોંધાયલી છે. આમાંનાં ઘણાં રેંટિયા અને સાળો ચાલતાં નથી. પણ તે બહુ જ સહેલાઈથી ચાલુ કરી શકાય એમ છે. વળી જુદી જુદી જાતના અને જુદા જુદા પ્રાંતના નવા રેંટિયાની કિંમત અઢી થી પાંચ રૂપિયા સુધી હોય છે. તેમ જ નવી હાથસાળની કિંમત ફક્ત વીસ રૂપિયા જેટલી હોય છે. આ બંને વસ્તુઓ ગામડાંના સુથાર આજે પણ વધારાની આવડત કેળવ્યા વિના બનાવી શકે એમ છે.

રેંટિયા અને હાથસાળના આ ખર્ચ સામે એક છેલ્લી ઢબની ૨૦ હજાર ત્રાકવાળી સૂતરની મિલ ઊભી કરવાનો ખર્ચ મૂકીએ તો 'ઇન્ડિયન ટેક્સ્ટાઇલ જર્નલ'[૧૫]માં આપેલા અડસટ્ટા મુજબ તે રૂ. ૧૬,૬૦,૯૧૭ થશે. આ રકમ પાંચ રૂપિયાની કિંમતના રેંટિયામાં રોકવામાં આવે તો તેમાંથી મિલની ૨૦ હજાર ત્રાકને બદલે ૩ લાખ ૩૨ હજાર ૧૮૩ રેંટિયા ઊભા થશે અને સૂતરનું ઉત્પન્ન પણ ૧૧ ગણું વધારે થશે.

આ ખર્ચની વિશેષ અડસટ્ટાવાળી રસિક સરખામણી 'ખાદી-નિબંધ'માં પા. ૧૭૫ ઉપર આપવામાં આવી છે તે નીચે ઉતારી છે:

| | મિલ પર | રેંટિયા પર |
|---|---|---|
| વરસમાં કામના કલાક | ૨,૯૨૦ | ૨,૯૨૦ |
| ત્રાક દીઠ ઉત્પન્ન | ૧૦૦થી ૧૨૦ રતલ | ૯૦ રતલ |
| સૂતરનો આંક | ૧૫ | ૧૫ |
| ત્રાકની કિંમત | રૂ. ૧૦૦ | રૂ. ૩થી ૪ |
| ખર્ચના પ્રમાણમાં કામના ટકા | ૧૦૦ | ૨૪૦૦ |
| સાળ દીઠ ઉત્પન્ન | ૧૨,૦૦૦ વાર | ૧૨૦૦વાર |
| સાળની કિંમત | રૂ. ૯૦૦ | રૂ. ૨૦ |
| ખર્ચના પ્રમાણમાં કામના ટકા | ૧૦૦ | ૪૫૦ |

સમારકામ અને ચલાવવાનાં ખર્ચ તો રેંટિયા અને હાથસાળમાં થતાં જ નથી, અને જે કાંઈ સમારકામ કરવું પડે છે તે ગામડાંના સુથારો કે લુહારો સહેલાઈથી કરી શકે

---

૧૫. સપ્ટે. ૩, ૧૯૨૫ના 'યંગ ઇન્ડિયા'માં 'મિલો વિ૦ રેંટિયો' નામના લેખમાં ટાંકેલું.

એવું હોય છે. પણ મિલની બાબતમાં આમ નથી. વળી મિલનાં યંત્રો ઘસારાથી નકામાં પડી જવાથી લાગતી ખાધ અને વીમાનો ખર્ચ બેશુમાર હોય છે, જ્યારે રેંટિયા કે હાથ-સાળ ઉપર તો એવાં ક્શાં ખર્ચ હોતાં નથી અને હોય તો પણ નજીવાં.

બીજી એક વિગત. હિંદની મિલોમાં ભારે વધારો કરવો હોય તો પરદેશી મૂડી વ્યાજે લેવી પડે. હિંદ જેવી ગરીબ પ્રજાને માટે આમ કરવામાં ડહાપણ ગણાય ખરું? આ સંબંધે મિ. ફોર્ડે 'માઈ લાઇફ ઍન્ડ વર્ક' નામના પુસ્તકમાં લખ્યું છે:

> "અમારો વિરોધ નાણાં વ્યાજે લેવા સામે અને શરાફો સામે નથી. પણ માણસ પુરુષાર્થ કરવાને બદલે દેવું કરીને ચલાવે એની સામે છે......
>
> "નાણાં વ્યાજે મળે એટલે એને બહાને માણસ ઘણી વાર કામ કરવાની તરખડ વેઠવાનું છોડી દે છે...
>
> "જો કોઈ વેપારીએ નાણાં વ્યાજે લેવાં હોય તો જ્યારે જરૂર ન હોય ત્યારે લેવાં. એટલે કે જ્યારે જાતે કામ કરવાને બદલે ઉછીનાં નાણાં લઇને ચલાવવાની જરૂર ન હોય ત્યારે. જ્યારે માણસનો ધંધો ધીકતો ચાલતો હોય અને તેનો વિસ્તાર કરવાની જરૂર હોય ત્યારે નાણાં વ્યાજે લેવાં એ પ્રમાણમાં સલામત છે...
>
> "યોગ્ય મર્યાદામાં નાણાં વ્યાજે લેવાય એ સામે મારો વિરોધ નથી. મને તો માત્ર ધંધાનો કાબૂ અને પરિણામે મને પ્રિય એવો સેવાનો આદર્શ પારકાના હાથમાં જઈ પડે એ જ ગમતું નથી.

"તમારે નાણાંની જરૂર છે એમ શરાફ લોકો માનતા હોય એવે વખતે નાણાં વ્યાજે લેવા જવું એ ખરાબમાં ખરાબ છે—એ વાત ઉપર હું જેટલો ભાર મૂકું તેટલો ઓછો છે.

"તમે જોશો કે શરાફો વેપારની પદ્ધતિમાં સુધારો સૂચવતા નથી પણ નાણાં વ્યાજે લેવાનું જ સૂચવે છે. તે ઇજનેર રોકવાનું નહિ કહે પણ મૂડી રોકવાનું જ કહેશે.

"એટલે વેપારમાં શરાફોનો પગપેસારો થવા દેવો એમાં આ જોખમ રહેલું છે. તેઓ માત્ર નાણાંની દૃષ્ટિએ જ વિચારી શકે છે. કારખાનાનો પણ, માલ બનાવવાના નહિ પણ ધન ભેગું કરવાના સાધન તરીકે જ તેઓ વિચાર કરે છે. તેઓની નજર પૈસા ઉપર જ હોય છે, માલ વધારે કે સારો પેદા થાય એના ઉપર નથી હોતી."

પોતાના 'ટુડે એન્ડ ટુમોરો' નામના પુસ્તક (પા. ૩૨–૩૩) માં તે કહે છે:

"વેપારનું વહાણ જેના ઉપર અથડાઈને ભાંગી જાય એવો બીજો ખડક દેવું છે. દેવાનો તો આજકાલ ઉદ્યોગ થઈ પડ્યો છે...

"જ્યારે વેપારમાં દેવું કરવામાં આવે છે ત્યારે તેને બે પક્ષોનાં મન સાચવવાનાં હોય છે. જ્યારે ધન ઉસેડનારા લોકો કોઈ પણ ધંધાને અટકાવી દેવા કે કબજે કરવા માગતા હોય ત્યારે તેઓ દેવાની રીત શરૂ કરે છે. એક વાર આ માર્ગ લીધો કે પછી વેપારના બે માલિક

થઈ ચૂક્યા – સમાજ અને સટ્ટાખોર શાહુકાર. તે એકને પડતો મૂકી બીજાની સેવા ઉઠાવશે અને પરિણામે સમાજને જ ભોગવવું પડશે. કારણ કે વેપારને શરાફની જ મોરલી પર નાચવાનું રહે છે.

"વેપાર પોતાની કમાણીની હદમાં રહે તો નાણાંની ગુલામીમાંથી મુક્ત થઈ શકે."

પોતાની કંપનીની માલકી અને વ્યવસ્થાવાળી રેલવેના કારોબાર સારુ મિ. ફોર્ડે જે સિદ્ધાંતો બાંધ્યા છે તેમાંનો એક એ છે કે "અમે બધાય સુધારા અમારાં પોતાનાં નાણાંથી જ કર્યા છે." નાના પાયા ઉપર શરૂઆત કરી નાણાં વ્યાજે લીધા સિવાય તેમણે પોતાનો ધંધો જમાવ્યો.

અંતમાં એમ કહી શકાય કે હિંદ કદાચ કોઈ દહાડો બીજી પ્રજાઓની માફક તેલ, કોલસા કે જલશક્તિનો બહોળો ઉપયોગ કરે પણ. પરંતુ થોડા શાહુકારોને લાભ થાય એ રીતે નહિ, પણ આખી પ્રજાનું અને દુનિયાનું હિત થાય એ રીતે આ સાધનોનો ઉપયોગ કરવા માટે પુષ્કળ વિચાર કરવો પડશે, અને લાંબા વખત સુધી ધ્યાનપૂર્વક સંયમના પાઠો શીખવા પડશે. ભવિષ્યમાં યંત્રોનું સામ્રાજ્ય થાય કે ઝાઝાં યંત્રો વિના ચલાવવામાં આવે તો પણ હાલ તુરતને માટે તો રેંટિયા અને હાથસાળોદ્વારા પોતાની સૂર્યશક્તિનો બને તેટલો સંપૂર્ણ ઉપયોગ કરવો એ જ હિંદુસ્તાનને માટે ડહાપણભર્યું છે. ખેતીવાડીના સુધારાનો વિચાર પાછળથી અગિયારમા પ્રકરણમાં કરીશું. રેંટિયા અને હાથસાળોદ્વારા હિંદ, ખેતી અને ઉદ્યોગ વચ્ચેનું ૧૭૫ વર્ષ પહેલાં હતું તેવું હિતકર સમતોલપણું ફરીથી જાળવી શકશે, અને મોટાં

શહેરોમાં ઉત્પન્ન થતાં મજૂરોની અવદશા અને બીજાં અનિષ્ટો ઊભાં કર્યા સિવાય આ પરિણામ લાવી શકાશે. યાંત્રિક દૃષ્ટિએ વિચાર કરતાં આ ઉપરથી જણાશે કે ખેતીવાડીના સંભવિત સુધારા કરતાં ખાદીની ઉત્પત્તિ એ વધારે તાત્કાલિક મહત્ત્વની વસ્તુ છે. આ બધી વાતોનો વિચાર કરતાં ગાંધીજી કુશળ ઇજનેર લાગે છે.

## ૩

# મિલકાપડ અને ખાદી વચ્ચેની હરીફાઈ

આગલાં પ્રકરણોમાં જણાવી તેવી વસ્તુસ્થિતિ હોવા છતાં મિલના કાપડ અને ખાદી વચ્ચે હરીફાઈ તો છે જ. આપણે તેનો વિચાર કરીએ.

રેંટિયા અને હાથસાળ કરતાં વરાળ કે વીજળીના બળથી ચાલતી છેલ્લામાં છેલ્લી ઢબની મિલનું ઉત્પન્ન એટલું તો વધારે છે કે ખાદી કોઈ પણ રીતે મિલના કાપડની સામે હરીફાઈમાં ઊભી રહી શકે એ વિચાર જ ઉપર ઉપરથી જોતાં હસવા સરખો લાગે છે.

ઉદાહરણ તરીકે યુનાઇટેડ સ્ટેટ્સના 'નેશનલ એસોસિયેશન ઑફ કૉટન મૅન્યુફૅક્ચરર્સ'ની ૧૫મી નવેંબર ૧૯૨૬ની 'પ્રોગ્રેસ ઇન કૉટન મૅન્યુફૅક્ચરિંગ' નામની ૭૯મી પત્રિકામાં ન્યૂ ઇંગ્લંડની સૂતરની મિલોના ૧૯૨૫ની સાલના આંકડા આપવામાં આવ્યા છે તે જોઈએ.

એક કલાકનું કામ

| | |
|---|---|
| ત્રાક દીઠ | .૦૭૬ રતલ[૧૬] |
| સાળ દીઠ | ૨.૦૧ રતલ |

દિવસના ૧૧ કલાક ગણતાં દર સાળે

| | |
|---|---|
| વણાયેલું કાપડ | ૫૭.૦૪ વાર |

કોષ્ટક ૧.

(૧૯૨૫ના વર્ષ પૂરતું જ)

માણસ દીઠ કલાકનું કામ

| માપનું પ્રમાણ | ઉત્પન્ન થયેલું કાપડ |
|---|---|
| રતલ | ૭.૫૩ સાદું કાપડ |
| | ૮.૯૪ ફલાલિન |
| | ૭.૮૩ બંને મિશ્ર |
| 'ડી' ગ્રેડ ઉત્પન્ન પર ગણાયલા રતલનું 'પિક'માં પ્રમાણ | ૮.૧૨ સાદું કાપડ |
| | ૪.૩૬ ફલાલિન |
| ઉત્પન્નનું ૩૬ ઇંચ 'પિકમાં' પ્રમાણ | ૮.૩૧ સાદું કાપડ |
| | ૪.૦૪ ફલાલિન |

આ રતલમાં આપેલા આંકડાઓને કાંતણના આંકડાઓમાં ફેરવી નાખીએ તો જણાશે કે અમેરિકાની છેલ્લામાં છેલ્લી ઢબની મિલમાં એક માણસ એક કલાકમાં ૨૦આંકના આશરે ૧,૩૫,૦૦૦ વાર સૂતરની રૂથી માંડીને વણાટ સુધીની બધી ક્રિયાઓ કરી શકે છે. જો ઇંગ્લંડની કોઈ મિલના આંકડા મળે તો ત્યાં પણ ઉત્પન્નનું પ્રમાણ આટલું મોટું જણાશે એમાં કાંઈ શક નથી.

આંકડાની સરખામણી કરવી હોય તો ગાંધીજીના સાપ્તાહિક 'યંગ ઇન્ડિયા'ના ૫મી મે ૧૯૨૭ના અંકમાં સત્યાગ્રહ આશ્રમ, સાબરમતીમાં ઉજવાયલા રાષ્ટ્રીય સપ્તાહ

---

૧૬. બધા આંકની સરેરાશ

દરમ્યાન લાગલાગટ ચોવીસ કલાક સુધી રેંટિયો ચલાવવામાં આવેલો, તે વખતે વધારેમાં વધારે ઝડપ કેટલી આવી હતી તેની વિગતો પ્રસિદ્ધ થઈ છે. ૧૯૨૫-૨૬ના શિયાળામાં કાનપુરમાં મળેલી રાષ્ટ્રીય મહાસભા વખતે ભેગા થયેલા બધા હરીફો સામે જીત મેળવનાર યુવાને જ આ ઝડપ બતાવી હતી.

સાબરમતીના સારામાં સારું કાંતનાર ચાર યુવાનો વિષેની વિગત નીચે મુજબ છે:

| | કુલ વાર | દર કલાકે સરેરાશ | કાંતણના કલાક |
|---|---|---|---|
| ૧. | ૧૪,૭૮૪ | ૬૪૧ | ૨૩ |
| ૨. | ૧૨,૮૮૯ | ૫૩૬ | ૨૪ |
| ૩. | ૧૦,૯૩૩ | ૪૭૫ | ૨૩ |
| ૪. | ૫,૭૬૧ | ૫૨૩ | ૨૧ |

સૌથી પહેલા આવનારે પહેલા બાર કલાક સુધી તો દર કલાકે ૬૬૫ વારની ઝડપ રાખી હતી.[૧૭] અખિલ ભારત ચરખા સંઘની કસણી મુજબ આ ચારેનાં સૂતરનો કસ નીચે પ્રમાણે ઊતર્યો હતો: આંક ૧૩-૧૫; મજબૂતી ૫૭-૭૦, અને સમાનતા, ૭૯-૮૩. ૧૪ આંકને સરેરાશ ગણી લઈએ તો એપ્રિલ ૧૯૨૭માં 'યંગ ઇન્ડિયા'માં પ્રસિદ્ધ થયેલા જાતે કાંતનારાઓના કોષ્ટકમાં આપેલી વિગતો મુજબ રેંટિયા ઉપર એક કલાકમાં કાંતેલા સૂતર (૬૪૧ વાર)નું વજન .૦૫૫ રતલ એટલે ૨$\frac{1}{10}$ તોલા થાય.

એ જ સપ્તાહ દરમ્યાન સાબરમતીમાં એક બહેને દર કલાકે ૪૦૮ વારની ઝડપે ૧૩ કલાકમાં ૫,૩૩૩ વાર સૂતર

---

૧૭. આ પછી આ માણસે મદ્રાસના ખાદીપ્રદર્શનમાં એક કલાકમાં ૭૪ મજબૂતી અને ૮૭ સમાનતાવાળું ૨૧ આંકનું ૧૪૦૦ વાર સૂતર કાંતેલું.

કાંત્યું હતું. સૂતરનો આંક ૨૬, મજબૂતી ૮૫, અને સમાનતા ૮૪ હતાં.

તિરુચેનગોડુ જિલ્લામાં ખેડૂત સ્ત્રીઓ ૧૨ આંકનું સૂતર કલાકના ૫૦૦ વારની ઝડપે કાંતે છે.

સામાન્ય કાંતનારની ઝડપ દર કલાકે ૩૫૦ વાર જેટલી સહેલાઈથી કલ્પી શકાય. અને ગામડાંઓમાં કંતાતું સૂતર સામાન્ય રીતે જાડું હોય છે—૧૨થી ૧૫ આંકની સરેરાશનું.

ઉપર આપવામાં આવેલા હિંદના અને અમેરિકાના આંકડાઓની પૂરેપૂરી સરખામણી થઈ શકે એમ નથી. કારણ કે અમેરિકાના આંકડામાં બધાય આંકના સૂતરનો સમાવેશ થયો છે. પણ સાધારણ ખ્યાલ આવી શકે એ માટે આ સરખામણી કામમાં લઈ શકાશે.

એ ઉપરથી જણાય છે કે મિલ, માણસ દીઠ દર કલાકે ઉત્તમમાં ઉત્તમ રીતે ચાલતા રેંટિયા કરતાં ૨૦૩ ગણું અને સાધારણ રીતે ચાલતા રેંટિયા કરતાં ૨૩૬ ગણું સૂતર ઉત્પન્ન કરી શકે છે. ત્રાક દીઠ કલાકનું કામ ગણીએ તો મિલનું ઉત્પન્ન.૦૭૬ રતલ ($૩\frac{૧}{૨૫}$ તોલા) અને વધુમાં વધુ ઝડપે ચાલતા રેંટિયાનું ઉત્પન્ન.૦૫૫ રતલ ($૨\frac{૧}{૫}$ તોલા) થાય. પણ આ બીજી સરખામણી વખતે કલાકે ૩૫૦ વારની સામાન્ય કાંતનારની ઝડપ ગણતીમાં લઈએ એ યોગ્ય છે. એ રીતે કલાક દીઠ મિલની ત્રાકનું ઉત્પન્ન.૦૭૬ રતલ ($૩\frac{૧}{૨૫}$ તોલા) અને રેંટિયાની ત્રાકનું ઉત્પન્ન.૦૩૦ રતલ ($૧\frac{૧}{૫}$ તોલા) થાય. એટલે મિલની ત્રાક એક કલાકમાં રેંટિયાની ત્રાક કરતાં લગભગ અઢીગણું વધારે ઉત્પન્ન કરે છે. વીસ આંકના સૂતરનો હિસાબ ગણીએ તો રેંટિયા

કરતાં હિંદની મિલ કલાકે બમણું ઉત્પન્ન કરી શકે.[૧૮] આ તો કાંતણની સરખામણી થઈ.

સાળના ઉત્પન્નની સરખામણી માટે આંકડા સહેલાઈથી મળી શકે એમ નથી. ઉપરના અમેરિકાના નિવેદનમાં ૧૯૨૫ ની સાલના નીચેના આંકડાઓ આપવામાં આવેલા છે. સૂતરના આંકની સરેરાશ આપવામાં આવી નથી.

| | |
|---|---|
| સાળ દીઠ દર કલાકે ઉત્પન્ન | ૨.૦૧ વાર |
| ૧૧ કલાકના દિવસ પ્રમાણે રોજ સાળ દીઠ વણાયલું કાપડ | ૫૭.૦૪ વાર |
| માણસ દીઠ દર કલાકે ઉત્પન્ન થયેલું કાપડ | ૭.૮૩ રતલ |
| સાળ દીઠ દર કલાકે વણાયલું કાપડ | ૫.૧૮ વાર |

અમને મળેલા એક ભરોસાપાત્ર અડસટ્ટા મુજબ જાડા સૂતરનું ૩૦ ઇંચ પનાનું એક વાર કાપડ હાથસાળ ઉપર એક કલાકમાં વણી શકાય. માણસના કલાક દીઠ કામનું વારમાં પ્રમાણ કાઢીએ તો આ આંકડા ઉપરથી જણાશે કે હાથસાળ કરતાં મિલની સાળ વીસગણું વધારે કામ આપે છે. 'ખાદી-નિબંધ'માં પા. ૧૭૪ ઉપર જણાવવામાં આવ્યું છે કે ૧૫ આંકનું સૂતર વાપરવામાં આવે તો હાથસાળ કરતાં મિલસાળ દસગણું વધારે કામ આપે છે. નિબંધમાં માણસ દીઠ કલાકના કામની સરખામણી કરવામાં આવી નથી.

આ આંકડાઓનો સાર નીચે પ્રમાણે છે: મિલનું ઉત્પન્ન હાથના ઉત્પન્ન કરતાં નીચેના પ્રમાણમાં વધારે હોય છે:

---

૧૮. ખાદી-નિબંધ, પા. ૧૭૪

| | યંત્ર દીઠ (ત્રાક કે સાળ) | માણસ દીઠ કલાકે |
|---|---|---|
| કાંતણ | ૨–૨½ ગણું | ૨૦૩–૨૩૬ ગણું |
| વણાટ | ૫–૧૦ ગણું | ૨૦ ગણું |

હાથના અને મિલના કાપડની સરખામણી કરતાં પહેલાં એક વાત એ ધ્યાનમાં લેવી જોઈએ કે માલની જાત અને કિંમત ગમે તેવી અને ગમે તેટલી હોય તો પણ કેટલીક જાતનું કાપડ એવું છે કે જેમાં મિલ હાથસાળ સાથે હરીફાઈમાં ટકી શકે એમ નથી. ૧૯૧૯ના હિંદી ઔદ્યોગિક કમિશનના હેવાલમાં[૧૯] પા. ૧૦–૧૧ ઉપર જણાવવામાં આવ્યું છે કે બહુ જ મંદ ગતિએ ખસતા હિંદી રિવાજોને લીધે કાપડની કેટલીક જાતોની વપરાશ લોકોમાં રૂઢિથી ફરજિયાત થઈ ગઈ છે. એમાંની ઘણી જાતના કાપડનો ઉપાડ બહુ જ ઓછો હોય છે, અને તેમની જાત એટલી વિશિષ્ટ પ્રકારની હોય છે કે મિલને તે ઉત્પન્ન કરવું પોષાતું નથી. હાથસાળનો ઉદ્યોગ ટકી રહ્યો છે તેનું આ પણ એક કારણ છે.[૨૦]

મદ્રાસ સરકારના વણાટકળાના નિપુણ મિ. અમલસાડ આ વિષે કહે છે:

---

૧૯. રૉયલ સ્ટેશનરી ઑફિસ, લંડનનો ૧૯૧૯ નો ૫૧ મો ખરીતો; હિંદી સરકારનું મધ્યસ્થ પ્રકાશન ખાતું, કલકત્તા, તરફથી પણ તે બહાર પડયો છે.

૨૦. સાથે સાથે પૂનાના શ્રી. વી. જી. કાળેના 'ઇંડિયન ઇકૉનૉમિકસ' ની ૧૯૨૪ ની આવૃત્તિના ૧૫૫ મા પાના ઉપર આપેલો 'મૉરલ ઍન્ડ મટિરિયલ પ્રોગ્રેસ ઇન ઇન્ડિયા'ના ૬૨ા વર્ષના અહેવાલના ૨૭૪ મા પાનાનો ઉતારો જુઓ.

"હાથવણાટનું કાપડ મિલના કાપડ કરતાં વધારે ટકાઉ હોય છે એવી આ ઇલાકાના ગરીબ લોકોની દૃઢ માન્યતા લેશ પણ ઢીલી પડી નથી. અને તેથી આખા ઇલાકામાં રેલવેથી દૂરનાં ગામડાંઓમાં મિલનાં મધ્યમ અને જાડાં સૂતરમાંથી કાપડ વણવાની સાળો મોટી સંખ્યામાં ચાલુ રહેલી છે. એ જ રીતે ત્યાંના મધ્યમ અને ઉચ્ચ વર્ગનાં સ્ત્રીપુરુષો ઉત્સવ તથા લગ્ન જેવા પ્રસંગોએ મિલના કાપડ કરતાં મોંઘું હોવા છતાં હાથ-વણાટનું જ બારીક અને કીમતી કાપડ વાપરે છે. ટૂંકા તાણા કરવાની સોંઘી દેશી પદ્ધતિને ટેવાયલા હોવાથી હાથસાળ પર કામ કરનારાઓ અનેક જાતની રંગીન સાડીઓ અને બીજું કાપડ વણે છે. એ ઉપરાંત ઉચ્ચ કોમની હિંદુ સ્ત્રીઓ પહેરે છે તેવાં કળાપૂર્ણ અને પુષ્કળ ભાતવાળાં તથા ભરેલી કોરવાળાં વસ્ત્રો અને બીજી અનેક જાતની ભાતો હાથસાળ ઉપર તૈયાર થાય છે, તે સામાન્ય મિલોમાં ઉત્પન્ન થઈ શકતાં નથી. વળી 'મદ્રાસ હાથરૂમાલ' અને 'લુંગી' એ નામથી ઓળખાતા રંગીન માલનો વેપાર એટલો વિકાસ પામ્યો છે કે આજે દર વર્ષે તેની રૂા. ૨૦ લાખ જેટલી નિકાસ થાય છે. રંગિત તાણા સાથે વણવાને સારુ વાણાને ભૂખરા રંગવા વનસ્પતિમાંથી ખાસ બનાવેલા રંગો વાપરવામાં આવે છે. માત્ર આવી જ જાતનું કાપડ ઉત્પન્ન કરવામાં આ ઇલાકાના પૂર્વ કિનારાના પ્રદેશમાં બાર હજાર કરતાં વધારે સાળો રોકાયલી છે. આ ઉપરથી જણાશે કે મિલ હાથસાળને હઠાવી દે એવો સંભવ બહુ જ ઓછો છે.

કિંમતની અસમાનતા અને લોકોની પહેરવેશની રૂઢિઓ એ વણકરના મોટામાં મોટા આધાર છે. મિલનું કાપડ એને તોડી શકે એમ નથી. અને કદાચ તોડશે તોપણ ઘણે લાંબે કાળે."[૨૧]

આ સંબંધમાં એ પણ કહેવું જોઈએ કે આવા વણકરોનો મોટો ભાગ હાથનું કાંતેલું સૂતર વાપરે છે એ વાત મિ. અમલસાડે પોતાના ચોપાનિયામાં અન્યત્ર જણાવેલી છે.

કિંમતની બાબતમાં સરખામણી કરવા માટે વિગતવાર માહિતી મળવી મુશ્કેલ છે. કાળજી પૂર્વક કાઢેલા અડસટ્ટાઓ ઉપરથી[૨૨] જણાય છે કે રૂ ઉત્પન્ન થતું હોય એવા પ્રદેશની કોઈ બાઈ પોતાનું રૂ સંઘરે અને પોતે જાતે પીલી, પીંજી, કાંતી લે તથા માત્ર વણકરીના જ પૈસા ખરચે તો તે પોતાનું કાપડ મિલના કાપડ કરતાં બહુ જ સોંઘું કરી શકે. એથી ઊલટું જો કોઈ માણસ આમાંની એક પણ ક્રિયા જાતે ન કરતાં માત્ર બજારમાંથી જ પોતાનું કાપડ ખરીદે તો તેને મિલના કાપડ કરતાં ખાદી બમણી મોંઘી પડે. કિંમત અને

---

૨૧. ડી. એમ. અમલસાડ, 'હૅંડલૂમ વીવિંગ ઇન મદ્રાસ પ્રેસિડેન્સી'; પ્રકાશક, સુપ્રિન્ટેન્ડન્ટ, ગવર્નમેન્ટ પ્રેસ, મદ્રાસ, ૧૯૨૫, પા. ૨ અને ૩.

સાથે સાથે સુપ્રિન્ટેન્ડન્ટ, ગવર્નમેન્ટ પ્રિન્ટિંગ ઍન્ડ સ્ટેશનરી, મુંબઈ, તરફથી પ્રગટ થયેલું આર. ડી. બેલનું ૧૯૨૬ નું 'નોટ્સ ઑન ઇન્ડિયન ટેક્સ્ટાઇલ ઇન્ડસ્ટ્રી વિથ સ્પેશિયલ રેફરન્સ ટુ હૅંડ વીવિંગ' જુઓ.

૨૨. 'નવજીવન', તા. ૩૧–૧૦–૧૯૨૬ ના અંકમાં 'હિંદનો એક જ ગૃહ ઉદ્યોગ—રેંટિયો' નામનો લેખ જુઓ.

કાપડની જાતમાં એટલા બધા ભેદ હોય છે કે તે વર્ણવવામાં કાંઈ અર્થ નથી.

હરીફાઈની શક્યતાનો સાચો ખ્યાલ આવે એ માટે આપણે પહેલાં હિંદના કાપડ બજારનું પૃથક્કરણ કરીએ.

પહેલાં તો આપણે ખરીદી કે કિંમતનો સાત પ્રકારનો ભેદ સમજી લઈએ.

(૧) જ્યાં ગામડાંની બાઈ પોતે પોતાનો કપાસ સંઘરીને પોતે જ પીલતી, પીંજતી અને કાંતતી હોય અને માત્ર વણકરીના જ પૈસા ખરચતી હોય.

(૨) જ્યાં તે કપાસ ખરીદતી હોય અને જાતે પીલી, પીંજી, કાંતી માત્ર વણકરી જ આપતી હોય.

(૩) જ્યાં તે પીલેલું રૂ ખરીદી, જાતે પીંજી, કાંતીને વણાવતી હોય.

(૪) જ્યાં સ્થાનિક પીંજારા પાસે તૈયાર પૂણીઓ જ ખરીદી પોતે કાંતીને વણાવતી હોય.

(૫) જ્યાં ગામડાંનો કોઈ પણ ખેડૂત આમાંની એક પણ ક્રિયા ન કરતાં સીધો ગામના વણકર પાસેથી જ કાપડ ખરીદતો હોય.

(૬) જ્યાં કોઈ પણ માણસ માત્ર ખાદી જ વેચતા સ્થાનિક કે પ્રાંતિક ખાદી ભંડારમાંથી કાપડ ખરીદતો હોય.

(૭) જ્યાં કોઈ શહેર, કસ્બા કે ગામના સામાન્ય કાપડના વેપારી પાસેથી કાપડ ખરીદતો હોય.

આ છેલ્લા દાખલામાં કાપડ ખાદી કે મિલનું પણ હોઇ શકે. પાંચમા દાખલામાં કાપડ હાથે વણાયલું હોવા છતાં મિલના સૂતરનું પણ હોય. એને ઘણી વાર 'મિશ્ર ખાદી' કે 'બનાવટી ખાદી' કહેવામાં આવે છે.

આ બધા દાખલામાં ખર્ચનાં તત્ત્વો વચ્ચે ભેદ છે. જો કાપડ શુદ્ધ ખાદી જ હોય તો પહેલા દાખલામાં તે સોંઘામાં સોંઘી અને છેલ્લા દાખલામાં મોંઘામાં મોંઘી મળશે. પહેલા દાખલામાં ખાદીની વારદીઠ કિંમત તેને મળતા ગમે તે જાતના મિલના કાપડ કરતાં પુષ્કળ ઓછી હશે. અહીં મિલનું કાપડ હરીફાઈમાં ટકી શકે એમ નથી.

પહેલા વિભાગમાં કેટલાં માણસો હશે એ ન કહી શકાય. પણ રેંટિયા અને હાથસાળોની ગણતી અને હાથસાળના ઉત્પન્નના સરકારી આંકડા તેમ જ જુદા જુદા અડસટ્ટા મુજબ પહેલા પાંચ વિભાગમાં બધાં મળીને કાંઈ નહિ તોયે નવ કરોડ માણસો હોવાં જોઈએ. ૧૯૨૪–૨૫ ની સાલના અડસટ્ટા મુજબ, હિંદમાં વપરાયલા ૪૯૩ કરોડ વાર કાપડના ૨૮ ટકા એટલે ૧૩૮ કરોડ વાર કાપડ મિલના સૂતરમાંથી હાથસાળ પર વણાયલું હતું. અને આ જ પ્રમાણ ૧૯૨૨ થી ૧૯૨૬ સુધીનાં ચારે વર્ષ દરમ્યાન સ્થિર રહ્યું હતું.[૨૩] હિંદની કુલ વસ્તી (૩૧ કરોડ ૬૦ લાખ) ના ૨૮ ટકા ૮ કરોડ ૮૪ લાખ ૮૦ હજાર થાય.

ગાંધીજી અને તેમના સાથીઓના પ્રયત્નથી પહેલા પાંચ વિભાગમાં લોકોની સંખ્યા ધીમે ધીમે પણ સતત

---

૨૩. ઇન્ટરનૅશનલ ઇકૉનૉમિક કૉન્ફરન્સ, લીગ ઑફ નેશન્સ, જિનીવાનું, કૉન્સ્ટેબલ, લંડન તરફથી પ્રસિદ્ધ થયેલું ‘૨’ ઉપરનું મે, ૧૯૨૭ માં તૈયાર કરેલું નિવેદન; ઉપરાંત સુપ્રિન્ટેન્ડેન્ટ, ગવર્નમેન્ટ પ્રિન્ટિંગ, સેન્ટ્રલ પબ્લિકેશન બ્રાંચ, કલકત્તા તરફથી ૧૯૨૧ માં બહાર પડેલી હિંદના ઉદ્યોગ અને મજૂરોને લગતી ૧૬ મી પત્રિકા, ‘નોટ્સ ઑન ઇન્ડિયન પીસ ગુડ્ઝ ટ્રેડ.’ જુઓ; લેખક, એ. સી. કાઉબ્રો, સી. બી. ઈ.

વધતી જાય છે. કેટલીક પ્રાંતિક સરકારો પણ હાથસાળના ઉદ્યોગને ઉત્તેજન આપી રહી છે, પણ તેમને જોઈતી સફળતા મળતી નથી. સરકાર મિલના સૂતરનો ઉપયોગ કરવાનું સૂચવે છે. ગાંધીજી આની ના પાડે છે. ગાંધીજીની પ્રવૃત્તિનો અંતિમ ઉદ્દેશ એ છે કે પહેલા વિભાગમાં જ લોકોની સંખ્યા એટલી મોટી કરવી કે જેથી ગામડાંની આખી પ્રજાને અને શહેરમાં પણ જેમને જોઈએ તેમને સૂતર પૂરું પડી શકે. ૧૯૨૧ ની હિંદની વસ્તીગણતરી ઉપરથી જણાય છે કે લગભગ ૨૬ કરોડ ૬૦ લાખ ૨૯ હજાર અથવા તો કુલ વસ્તીના ૯૦ટ્ટ ટકા લોકો ગામડાંમાં વસે છે. અને હિંદના લગભગ દરેક પ્રાંતમાં કપાસનો પાક થાય છે અથવા થઈ શકે એમ છે. એટલે ખાદી મિલના કાપડને હઠાવી દે એવો સંભવ તો છે જ. આ પરિસ્થિતિ ઉપર અસર કરતી બીજી બાબતોનો વિચાર પાછળથી કરીશું.

કાપડબજારના પૃથક્કરણમાં બીજું પગથિયું કેટલી જાતનાં ઘરાકો હોય છે એ જોવાનું છે. એ વિભાગો નીચે પ્રમાણે થઈ શકે:–

(૧) ખેડૂતો અને તેમના આશ્રિતો, જેઓ વર્ષમાં ઓછામાં ઓછા ત્રણ મહિના બેકાર રહે છે. જો તેઓ આ બેકારીના સમયમાં રોજ ફક્ત ચારથી આઠ કલાક કાંતે તો પોતાનાં કપડાં પૂરતું સૂતર પેદા કરે એટલું જ નહિ, પણ વધારામાં એટલી કમાણી કરી શકે કે મિલના કાપડમાં થતા કપડાંના ખર્ચ કરતાં તેનું ચોખ્ખું કપડાંનું ખર્ચ ઓછું થાય. / વસ્તીગણતરીમાં આપેલી ખેતી અને ચરાઈ ઉપર નીભનારા લોકની કુલ સંખ્યામાંથી જમીનદારોની સંખ્યા બાદ

કરતાં બાકી રહેતા લગભગ ૨૧ કરોડ ૮૦ લાખ લોકોનો સમાવેશ આ વિભાગમાં થાય છે. પણ આજે જ એ પ્રમાણે કરે એવા લોકોની સંખ્યા તો ઘણી ઓછી છે. આજે જેટલા રેંટિયા છે તેની સંખ્યા ઉપરથી એ લોકોની સંખ્યાનો ખ્યાલ બાંધી શકાય. વરાડ તેમજ મધ્ય અને યુક્ત પ્રાંતોને બાદ કરતાં બાકીના હિંદમાં ૧૯ લાખ, ૩૮ હજાર ૧૭૮ રેંટિયા હતા એમ ૧૯૨૧ ની વસ્તીગણતરીમાં જણાયું હતું. ભરોસાપાત્ર અડસટ્ટા મુજબ આખા દેશમાં રેંટિયાની સંખ્યા લગભગ ૫૦ લાખ જેટલી ધારવામાં આવે છે. આપણે માની લઈએ કે આનો પાંચમો ભાગ જ ચાલુ છે, અને દર કુટુંબમાં ચાર માણસે એક રેંટિયો હોય, તોપણ આ વિભાગમાં ખાદી વાપરનારાંઓની સંખ્યા ૪૦ લાખ તો કહી શકાય. એ ખરું છે કે આમાંના કેટલાક તો માત્ર સ્થિતિશીલ સ્વભાવને લીધે જ ગાંધીજીની પ્રવૃત્તિ શરૂ થઈ તે પહેલાં પણ કાંતતા, વણતા અને ખાદી જ પહેરતા હતા. આ અડસટ્ટો સાચો હોય એવું ૧૯૨૧ ના વસ્તીગણતરીના આંકડા ઉપરથી લાગે છે. એમાં જણાવવામાં આવ્યું છે કે કાપડઉદ્યોગમાં પ્રત્યક્ષ કામ કરનારાઓની સંખ્યા ૪૦ લાખ, ૩૦ હજાર, ૬૭૪ છે. પણ સૂતર, ઊન અને પાટની મિલોમાં બધાં મળીને ફક્ત ૬ લાખ, ૨૨ હજાર ૧૯૮ માણસો જ કામ કરે છે. આ બે સંખ્યા વચ્ચે ૩૪ લાખ, ૮ હજાર, ૪૭૬ નો તફાવત રહે છે. એટલાં માણસો હાથે પીલવા, પીંજવા, કાંતવા અને વણવામાં રોકાયલાં હશે એમ ધારી શકાય. આ સંખ્યામાં યંત્રથી ચાલતાં જીનોમાં રોકાયલાં ૮૫ હજાર માણસોનો સમાવેશ થાય છે. તે વર્ષમાં કાપડઉદ્યોગ ઉપર

નીભનાર માણસોની કુલ સંખ્યા ૭૮ લાખ, ૪૭ હજાર ૮૨૯ જણાવવામાં આવી છે.

(૨) ખેડૂત ન હોવા છતાં જેમને ખાદીપ્રવૃત્તિમાં શ્રદ્ધા હોય; મિલના કાપડ કરતાં મોંઘી પડતી હોય તોપણ ખાદી જ ખરીદતાં હોય. બધાં નહિ તો પણ આમાંનો મોટો ભાગ સ્વેચ્છાએ કાંતનાર હશે. એમની સંખ્યા થોડા હજાર જ છે. હરીફાઈના ક્ષેત્રમાં તેમનું મહત્ત્વ સંખ્યાની દૃષ્ટિએ નથી, પણ પ્રભાવની દૃષ્ટિએ છે. તેઓ જ સક્રિય પ્રચારકાર્ય કરનારા ખાદીસેવકો અને સાચા આગેવાનો છે. તેઓ પહેલા વર્ગની સંખ્યામાં સતત વધારો કરતા રહ્યા છે.

(૩) મિલના સૂતરનું હાથસાળ પર વણાયલું કાપડ ખરીદનારા. આપણે આગળ જોઈ ગયા છીએ કે આ લોકોની સંખ્યા ૮ કરોડ ૮૦ લાખ છે. તેઓ મોટે ભાગે ગામડાં-માં રહે છે. જો રેંટિયાનું સૂતર સુધરે અને મિલના સૂતરની કિંમત વધી જાય તો એ લોકો પણ પહેલા વિભાગમાં ચાલ્યા જાય.

(૪) મિલનું કાપડ ખરીદવાનું પસંદ કરનારા. મોટે ભાગે તો આ લોકો મિલનું કાપડ સોંઘું અને ઝીણું હોવાથી જ ખરીદે છે. પણ એમાંના કેટલાકને તો એવો દૃઢ વિશ્વાસ બેસી ગયો છે કે મિલનું કાપડ ખરીદવું એ જ સાચી અર્થ-નીતિ છે. શહેરની વસ્તીનો મોટો ભાગ એટલે કે કુલ વસ્તીના દસ ટકા આ વિભાગમાં આવે છે. અને તે ઉપરાંત ગામડાંના વતનીઓમાંના પણ કેટલાક માણસોનો આમાં સમાવેશ થાય છે. આ વિભાગમાંનો એક પણ માણસ

કાંતવાની કે કાપડ બનાવવાની બીજી કોઈ પણ ક્રિયા કરતો નથી.

આ તો કાપડ બજારનું પૃથક્કરણ થયું. એ ઉપરથી ખાદી કેટલી ખપી શકે તેનો ખ્યાલ આવ્યો હશે.

હવે હરીફાઈ ઉપર અસર કરતા ઉત્પાદનના એક સાધનનો વિચાર કરીએ.

આપણે જોયું છે કે હિંદમાં[૨૪] વપરાતા કાપડમાં વપરાયલા સૂતરની જાત ધ્યાનમાં લેતાં મિલની ત્રાક રેંટિયા કરતાં દર કલાકે બેથી અઢીગણું કામ આપે છે. અને મિલસાળ હાથસાળ કરતાં પાંચથી દસગણું કામ આપે છે. માણસ દીઠ કલાકના કામની સરખામણી કરતાં મિલ ચડી જાય એમ છે, તો પણ અહીં તેનો વિચાર કરવો યોગ્ય નથી, કારણ કે હિંદમાં બેકાર અને અર્ધબેકાર લોકોની સંખ્યા એવડી મોટી છે કે મજૂરોની કરકસર કરવાનો પ્રશ્ન આ ચર્ચામાં અપ્રસ્તુત છે. આજે હિંદુસ્તાનને મજૂરોની કરકસર કરવાની જરૂર નથી, પણ તેમને માટે કામ ખોળવાની જરૂર છે. વખતની કરકસર કરવાથી જો મજૂરી વધારે મળતી હોય અને બચેલો વખત દેશને લાભદાયી કોઈ બીજા કામમાં વાપરી શકાતો હોય તથા બીજા માણસો બેકાર ન બનતાં હોય, તો હિંદુસ્તાન વખતની કરકસર પણ કરે. આપણે

---

૨૪. હિંદની મિલોએ ૧૯૨૫–૨૬ માં કાંતેલા ૬૮ કરોડ ૪૦ લાખ રતલ સૂતરમાંથી ૪૪ કરોડ ૪૬ લાખ રતલ ૧ થી ૨૦ આંકનું અને ૨૧ કરોડ ૬૮ લાખ રતલ ૨૧ થી ૩૦ આંકનું હતું. હિંદના જનસંખ્યાનો મોટો ભાગ ખેડૂતોનો છે અને તે એટલા ગરીબ છે કે ઝીણું કાપડ ખરીદી શકે તેમ નથી.

જોયું છે કે ગામડાંમાં કામ કરનાર લગભગ ૧૦ કરોડ, ૭૦ લાખ માણસો વર્ષમાં ત્રણ મહિના તો બેકાર રહે છે. એનો અર્થ એ થયો કે ૨ કરોડ ૬૭ લાખ ૫૦ હજાર માણસો આખું વર્ષ બેકાર રહે છે. દેશમાં ચારે કોર હાથકંતામણની કળા ઓછાવત્તા પ્રમાણમાં ટકી રહેલી છે. અને એ કળા શીખવાને પ્રમાણમાં બહુ જ ઓછો વખત લાગે છે. એટલે આ બધા માણસો કાંતનારા થઈ શકે એમ છે. ઘેર બેઠાં કામ કરવાથી જે કાંઈ પણ મળે તેયે એ લોકોને તો કાંઈ ન મળતું હોય તેના કરતાં તો સારું છે. કોઈ પણ મિલ બચાવી શકે તેના કરતાં વધારે વખત તેમની પાસે ઉપયોગ વિનાનો પડયો છે. ૧૯૨૦ની ગણતરી મુજબ યુનાઇટેડ સ્ટેટ્સમાં સૂતરની મિલોમાં કામ કરતા બધા લોકો કરતાં આ હિંદી બેકારોની સંખ્યા ૨૮૨ ગણી છે. આ વાત ધ્યાનમાં લેતાં માણસ દીઠ કલાકનું કામ ગણતાં યુનાઇટેડ સ્ટેટ્સની મિલની ત્રાક રેંટિયા કરતાં ૨૮૨ ગણું કામ આપે છે એ વાત અપ્રસ્તુત થઈ પડે છે. હિંદુસ્તાનમાં માણસો અને વખતની તો ખોટ જ નથી. તેથી તેણે તો જે વસ્તુની છત ઓછી હોય અને જેની તેને જરૂર હોય તેમાં કરકસર કરવી ઘટે.

સઘળી આર્થિક પ્રવૃત્તિઓનો અંતિમ હેતુ બધાંય માણસોને પૂરેપૂરાં ખોરાક, વસ્ત્ર અને રહેવાની જગ્યા તથા જિંદગીની બીજી જરૂરિયાતો મળી રહે, એ છે. બે જુદી જુદી જાતની આર્થિક પ્રવૃત્તિઓની કાર્યશક્તિની સરખામણી કરતી વખતે આપણી સરખામણીનો એકમ કોઈ પણ રીતે આ અંતિમ હેતુ સાથે જોડાયલો અથવા તેને અનુસરતો હોય

એ જરૂરનું છે. નહિ તો આપણી શોધખોળનું પરિણામ યાંત્રિક દૃષ્ટિએ સંપૂર્ણપણે સંતોષકારક હોય તેમ છતાં આર્થિક દૃષ્ટિએ કદાચ સાચું નહિ નીવડે. આ વાતની વધારે ચર્ચા કર્યા સિવાય એમ કહી શકાય કે પ્રસ્તુત પ્રસંગે માણસના કલાક દીઠ કામના એકમ કરતાં યંત્રના કલાક દીઠ કામનો એકમ વધુ ચોક્કસ અથવા યોગ્ય છે. માણસ દીઠ કલાકનું કામ ગણવું એ કેવળ યાંત્રિક તેમજ અંતિમ જરૂરિયાત સાથે બહુ જ ઓછો સંબંધ રાખનારું છે. યંત્રનું કલાક દીઠ કામ ગણવામાં ઉત્પન્નના અંતિમ વાપરનારાઓ સાથે તેનો સંબંધ જોડનાર સ્થળ, કાળ અને પરિસ્થિતિ જેવાં અનેક તત્ત્વોનો પણ સમાવેશ થઈ ગયેલો છે એમ કહી શકાય.

હરીફાઈથી નક્કી થતી કિંમતો ઉપર બેકારીની બીજી રીતે પણ જે અસર થાય છે તે 'બેકારી' વિષેના પ્રકરણમાં દર્શાવવામાં આવી છે./ ખાદી અને મિલકાપડના ટકાઉપણાની સરખામણીનો અને હરીફાઈ ઉપર થતી તેની અસરનો વિચાર "રૂ વિષે થોડી વૈજ્ઞાનિક માહિતી" નામના પ્રકરણમાં કરવામાં આવ્યો છે. બીજા ધંધાઓ સાથે હરીફાઈ કરી શકે એટલી રોજી કાંતણ મારફતે મળે છે, અથવા મળી શકે કે કેમ એનો વિચાર પ્રકરણ ૮ અને ૧૦માં કરવામાં આવ્યો છે. ખાદી અને મિલના કાપડની હરીફાઈની અસર મુંબઈ, જાપાન અને લૅંકેશાયરના મિલઉદ્યોગ ઉપર શી થાય તેની ચર્ચા પ્રકરણમાં ૧૦ માં કરવામાં આવી છે.

૪૯

# હરીફાઈ ઘટાડનારાં તત્ત્વો

જો રેંટિયાની કાર્યશક્તિ ફક્ત અઢીગણી કરી શકાય તો તે મિલ સાથે પણ હરીફાઈમાં ટકી શકે અને જો હાથ-સાળની કાર્યશક્તિ દસગણી કરી શકાય તો તે પણ મિલ-સાળની બરાબર ઊતરી શકે.

આ હેતુથી અખિલ ભારત ચરખા સંઘ અને બીજાં અનેક ખાદી કાર્યાલયો તેમ જ સ્વતંત્ર વ્યક્તિઓદ્વારા અખતરા ચાલી રહ્યા છે. આવતાં ત્રણેક વર્ષમાં જ રેંટિયાની કાર્યશક્તિ બમણી કે ત્રણગણી થઈ જવાનો જબરો સંભવ છે. યાંત્રિક દૃષ્ટિએ જોતાં તો કામ ભારે નથી. જો એક જ માણસ એકઠી સાથે એકને બદલે ત્રણ ત્રાકો ચલાવી શકે એવું કરવામાં આવે તો આ પ્રશ્નનો નિવેડો આવી જાય. પણ દરેક તાર ઉપર કાંતનારનાં ધ્યાન અને કાબૂ પૂરેપૂરાં રહી શકે એવી યોજના કરવી એ મુશ્કેલ છે. કાંતણ પહેલાંની ક્રિયાઓમાં જો સુધારો થાય તો સારી સરખી મદદ મળે. હાથસાળની કાર્યશક્તિ બમણી તો કરી શકાય, પણ દસ ગણી થાય એ તો અસંભવિત લાગે છે. છતાં બેકાર લોકોમાંથી વધુ વણકરો ઉત્પન્ન કરીને આ મુશ્કેલી ટાળી શકાય.

મિલમાં પણ વધુ સુધારા તો થવાના જ, પણ તે બહુ નજીવા હોવાનો સંભવ છે. કારણ કે અત્યાર પહેલાં જ એવી શોધખોળો પાછળ પુષ્કળ વિચાર અને બુદ્ધિશક્તિ વપરાઈ ચૂક્યાં છે. ત્રીજા પ્રકરણમાં જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે અમેરિકન ચોપાનિયામાં જણાવવામાં આવ્યું છે કે "છેલ્લાં ૭૫ વર્ષમાં માણસ દીઠ ઉત્પન્ન લગભગ સાતગણું વધ્યું છે." તેમાં એ પણ જણાવવામાં આવ્યું છે કે એ સમય દરમ્યાન ત્રાક દીઠ અને સાળ દીઠ થતું કલાકનું કામ રતલમાં માપીએ તો તે બમણું પણ થયું નથી. આ ઉપરથી એમ લાગે છે કે ત્રાક દીઠ કલાકનું કામ ગણીએ તો ૭૫ વર્ષ ઉપર મિલની ત્રાક જેટલું કામ આપતી હતી તેટલું કામ આજે રેંટિયો આપે છે.

છેલ્લાં ૭ વર્ષમાં તો હાથનાં સાધનોના ઉત્પન્નમાં પુષ્કળ વધારો થયો છે. દાખલા તરીકે ૧૯૨૬ ના જાન્યુઆરીમાં કાંતવાની સારી રીતોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાથી આશ્રમવાસીઓનું ઉત્પન્ન એક અઠવાડિયામાં દસ ટકા જેટલું વધારી શકાયું હતું. કાંતણનાં લગભગ દરેક મથકમાં ઝડપ વધારી શકાઈ છે.

ખાદીમાં સુધારા કરવાથી મિલકાપડ અને ખાદીની હરીફાઈ કેટલે અંશે ઘટાડી શકાય તેની ચર્ચા નવમા પ્રકરણમાં કરવામાં આવી છે.

હરીફાઈમાં મિલકાપડને અત્યાર સુધી મળતા આવેલા કેટલાક લાભોમાં ઘટાડો કરે એવાં કેટલાંક તત્ત્વો છે ખરાં.

પહેલું તો, કાપડ જ્યાં ઉત્પન્ન થતું હોય ત્યાં જ વેચવાનું હોય (ખાદીનું થાય છે તેમ) તો બીજા પ્રદેશોમાં વેચવાને

માટે જે ઝડપથી કામ કરવું પડે તે ઝડપથી કામ કરવું એ બહુ મહત્ત્વનું રહેતું નથી. અને જો કાપડ પોતાના કુટુંબમાં કે ગામમાંજ વપરાવાનું હોય તો તો આ નિયમ વધુ સાચો ઠરે છે. ખાદીની પ્રવૃત્તિનો એ જ હેતુ છે કે મુખ્યત્વે કરીને પોતાના કુટુંબની જરૂરિયાત માટે કાપડ ઉત્પન્ન કરવું અને કંઈ વધે તો જ વેચવું.

હિંદુસ્તાનનાં ગામડાંઓમાં એટલે કે વસ્તીના ૯૦ ટકામાં જે વ્યવસ્થા ચાલુ છે તે મુજબ ઉત્પન્ન તેમ જ વહેંચણી મોટે ભાગે બહુ જ નાના પાયા ઉપર ઘેર ઘેર થાય છે. મિલની સાથે સરખાવતાં ગામડાંના વણકરો માટે બજાર બહુ નાનું છે. અને જો તેનું ઉત્પન્ન મિલના જેટલું જ મોટું હોય તો તે પોતાનો બધો માલ વેચી પણ ન શકે. વળી તે બેકાર પણ રહેવા માગતો નથી. આ રીતે હાથસાળના ઉત્પન્નનું પ્રમાણ બજારને અને વણકરની જરૂરિયાતને અનુકૂળ છે.[૨૫] કોઈ માણસ પોતાનાં કપડાંને માટે કાંતતો હોય કે સૂતર વેચવાને કાંતતો હોય તેને પણ આ વાત લાગુ પડે છે. વેચવા માટે કાંતનારને રેંટિયાની કાર્યશક્તિ વધે એથી ઘણી મદદ મળી શકે; પણ જો કાર્યશક્તિમાં હદ બહારનો વધારો થાય તો તે લાભ નહિ પણ અનિષ્ટ જ નીવડે.

ગાંધીજી કહે છે તે પ્રમાણે આપણે એને હાથે રાંધવાની ક્રિયા સાથે સરખાવી શકીએ. ભઠ્ઠી દીઠ કે માણસનું કલાક દીઠ કામ ગણીએ તો કોઈ કુટુંબમાં સ્ત્રી રાંધે તેના કરતાં નવી ઢબની ભઠ્ઠીઓ અનેક ગણી વધારે રોટી પકાવી શકે

૨૫. જુઓ, આર. ઑસ્ટીન ફ્રીમૅનનું 'સોશિયલ ડીકે ઍન્ડ રિજનરેશન' પ્ર. ક. કૉન્સ્ટેબલ, લંડન, ૧૯૨૧.

છે. એક કુટુંબમાં બનાવી શકાય અને સાચવી શકાય તેના કરતાં ઘણો વધારે મુરબ્બો કારખાનામાં બનાવી અને સાચવી શકાય છે. કુટુંબના રસોઇયા કરતાં વીશીમાં પુષ્કળ રસોઈ થઈ શકે છે. પણ કુટુંબની રસોઈ, જમનારની સંખ્યા તેમ જ તેમની વિશિષ્ટ જરૂરિયાત, ઇચ્છા અને અભિરુચિને અનુકૂળ બને છે. આથી શહેરી જીવનમાં ભઠિયારખાનાં, વીશીઓ અને ખાદ્ય પદાર્થો ઉત્પન્ન કરવાનાં કારખાનાંને સ્થાન હોવા છતાં, ગ્રામજીવનમાં અને ખાસ કરીને હિંદુસ્તાનમાં, તે કુટુંબની સ્ત્રીઓ સાથે હરીફાઈ કરી શકે એમ ભાગ્યે જ કહી શકાય.

અથવા પોતાના ઘરના ઉપયોગ માટે કે આસપાસનાં ગામમાં વેચવાને માટે ઘરના બગીચામાં શાકભાજી અને ફળ કરવાનું અને સાચવવાનું કામ લઈએ. મોટા વેપારીઓના બગીચા, ફળને ડબ્બામાં બંધ કરનારાં કે સાચવનારાં કારખાનાં આ જ કામ સોંઘી અને એકસરખી રીતે તેમ જ બહુ મોટા પાયા ઉપર કરી શકે. આમ છતાં નાના પાયા ઉપર થતી સ્થાનિક ઊપજો પણ ખપે છે. કારણ કે લોકોના અમુક ભાગની જરૂરિયાત અને અભિરુચિને તે અનુકૂલ હોય છે. આ બંને જાતના માલ વચ્ચે ખરું જોતાં હરીફાઈ જ હોતી નથી. તેઓ એક બીજાના પૂરક જ હોય છે. કેટલેક અંશે ખાદી અને મિલકાપડની પણ આ જ સ્થિતિ છે.

ખાદી અને મિલકાપડની હરીફાઈ ઉપર કિંમતની અસર બીજા એક કારણથી પણ ઘટી જાય છે. બ્રિટિશ સામ્રાજ્યમાં બ્રિટિશ અને અમેરિકન ફિલ્મોની જેવી સ્થિતિ છે તેવી જ આ પણ છે. બ્રિટિશ ફિલ્મ બનાવનારાઓ અને ફિલ્મ જોનારા અંગ્રેજોના મોટા ભાગને અનેક કારણોને લીધે

અમેરિકન ફિલ્મ ગમતી નથી અને તેઓ તેને હાંકી કાઢવા ઇચ્છે છે. બ્રિટિશ ફિલ્મો સોંઘી જ હોય છે એવું કાંઈ નથી. પણ ગ્રેટ બ્રિટનમાંથી અમેરિકન ફિલ્મોનો બહિષ્કાર કરવાની તરફેણમાં જોઈએ એટલો મજબૂત લોકમત કેળવી શકાય એવો પૂરેપૂરો સંભવ છે.

એનો અર્થ એ થાય છે કે કયો માલ ખપશે એ નક્કી કરવામાં કિંમત એ જ એકમાત્ર કસોટી નથી. ભાવના, રુચિ રૂઢિ, રિવાજ અને ફૅશન આગળ સોંઘી કિંમતનો વિચાર બાજૂએ મૂકવામાં આવે છે.[૨૬] આવી ભાવના હિંદી કાપડ-બજારમાં ખાદીને વિષે ઉત્પન્ન થશે કે કેમ એ આજે તો કહી ન શકાય. છતાં એ વાત શક્ય અને આર્થિક દૃષ્ટિએ વ્યવહારુ તો છે જ.

હાથનાં ઓજારો સાંચાકામ જેટલી કાર્યશક્તિ ન મેળવી શકે, તો પણ પૂર્વના દેશોમાં બધે ચાલતી નાના પાયા ઉપર અને ઘેરઘેર ઉત્પન્ન કરવાની અને વહેંચણીની પદ્ધતિથી ખર્ચનો ઘણી રીતે બચાવ થાય છે, અને તેથી લોકો પોતાનો નિર્વાહ બહુ જ ઓછે ખર્ચે કરી શકે છે. આ બચતનો લાભ બીજી કોઈ પણ આર્થિક વ્યવસ્થા દ્વારા લઈ શકાય તે કરતાં ખાદીપ્રવૃત્તિ દ્વારા વધુ સારી રીતે લઈ શકાશે. આ બચત કેટલી અને કેવા પ્રકારની હોઈ શકે તેની ચર્ચા છઠ્ઠા પ્રકરણમાં આવશે. આ બચતો એટલી મોટી હોય એમ લાગે છે કે હાથનાં ઓજારોમાં સુધારો થયા પછી પણ તેમની કાર્ય-શક્તિમાં જે કચાશ રહેશે તેને મોટે ભાગે પહોંચી વળશે.

---

૨૬. ઉદાહરણ અર્થે, કાપડની બાબતમાં, ડી. એમ. અમલસાડનું 'હૅંડલૂમ-વીવિંગ ઇન મદ્રાસ પ્રેસિડન્સી' જુઓ.

મિલોની કાર્યશકિત તેનાં વેગ, સમાનતા અને ઉત્પાદનની ચોકસાઈ ઉપર અવલંબે છે. પણ આજકાલ મૂડીવાદ સાથેના તેના સંબંધને લીધે વ્યવસ્થાના ભારે ખર્ચા, વસ્તીને શહેરમાં વાળવાની વૃત્તિ અને તેને અંગે અચૂક ઉત્પન્ન થતી બેકારીને લીધે તે શક્તિ પૂરતી લાભદાયક નીવડતી નથી. આજે અમેરિકા આ શક્તિને વિઘાતક એવાં બે કારણોને દૂર કરવાનો પ્રયત્ન કરી રહ્યું છે. મજૂરોના પગાર વધારીને લોકોની ખરીદશક્તિ વધારે છે, અને બળતણના ભાવ ત્યાં ચડી ગયા નથી એટલે યંત્રબળનો ઉપયોગ પણ તે વધારી રહ્યું છે. આજે બીજી પ્રજાઓને મુશ્કેલીમાંથી બચી જવાના આ બે માર્ગો મળતા નથી કે મળવાના નથી.

હવે આપણે હરીફાઈને લીધે કિંમત ઉપર થતી અસરનાં કેટલાંક અંગોનો વિચાર કરીએ.

સૌથી પહેલાં તો ઉપર જણાવવામાં આવ્યું તે પ્રમાણે લોકોના મોટા અને વધતા જતા ભાગને તેમનાં પરિસ્થિતિ અને કામને લીધે મિલના કાપડ કરતાં ખાદી ચોખ્ખી સોંઘી પડે છે.

બીજું, એ પણ સ્પષ્ટ દેખાય છે કે ખાદીની કિંમત ઘટતી જશે અને મિલના કાપડની કિંમત વધતી જશે અથવા કંઈ નહિ તોયે ખાદીની કિંમત મિલકાપડની કિંમત કરતાં જલદી ઘટશે.[૨૭] આમ થવાનાં અનેક કારણો છે. હાથનાં

---

૨૭. ખાદીની કિંમત ઉત્તરોત્તર ઘટતી જ રહી છે તે નીચેની કિંમત પરથી જણાશે:

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બંગાળા | ૪૪×૪૪" | ૧૯૨૨ | રૂ. ૨–૧૨–૦ | ૧૯૨૬ | રૂ. | ૨–૦–૦ |
| આંધ્ર | ૩૬" પનો | ,, | રૂ. ૦–૮–૦ | ,, | રૂ. | ૦–૬–૬ |
| તામિલનાડ | ૫૦" | ,, | ,, ૦–૧૩–૦ | ,, | ,, | ૦–૯–૯ |
| પંજાબ | ૨૭" | ,, ૧૯૨૩ | ,, ૦–૬–૯ | ,, | ,, | ૦–૫–૩ |

ઓજારોના ઉત્પન્નનાં પ્રમાણ અને જાત થોડા જ વખતમાં સુધારી શકાય એવો જેટલો સંભવ છે તેટલો યંત્રોના ઉત્પન્નનાં પ્રમાણ અને જાતને વિષે નથી. આવા કોઈ પણ સુધારાથી ખાદીની કિંમત ઘટશે અને વધુ કાંતનારા અને વણનારા એ ઉદ્યોગ તરફ આકર્ષાવાને લીધે બજારમાં ખાદીની છત પણ વધશે. ગૃહઉદ્યોગમાં મજૂરીના વધારા મિલો કરતાં ઓછા થાય છે અને ધીમે ધીમે થાય છે. વળી ઘેર બેઠાં કામ કરનારને તો તેનું આખું કુટુંબ મદદ કરે એમ છે..[1]

આ ઉપરાંત, યુનાઇટેડ સ્ટેટ્સ સિવાય પશ્ચિમની બધી પ્રજાઓમાં સહેલાઈથી મળી શકે એવાં કોલસો અને તેલ ઉદ્યોગમાં અને માલનું સ્થાનાંતર કરવામાં જ ઝપાટા ભેર વપરાઈ જવા લાગ્યાં છે. અને તેથી બળતણની કિંમત વધતી જાય છે.[૨૮] "ખનીજ કોલસા અને તેલ ખૂટી જવાનો સંભવ બહુ ઓછો છે, પણ તે વસ્તુઓ ખાણમાંથી કાઢવાનો ખર્ચ વધી જવાનો સંભવ ઘણો છે. અંતે તો બધાં જ ખનીજોને કાઢવાનો ખર્ચ વધી જવાનો છે. ખનીજ સંપૂર્ણ

---

આ માટે અખિલ ભારત ચરખા સંઘનો ૧૯૨૫–૨૬ નો અહેવાલ જુઓ.

ઉપરાંત, ચરખાસંઘ, અમદાવાદ તરફથી ૧૯૨૭ માં પ્રગટ થયેલું 'ખાદી ગાઈડ' નામનું પુસ્તક જુઓ.

૨૮. બોસ્ટન (યુ.સ્ટે.)ના હ્યુટન મીફ્લીન અને કું. ના એલ. આઇ. ડબ્લિને સંપાદિત કરેલા 'પૉપ્યુલેશન પૉબ્લેમ્સ'માં યુનાઇટેડ સ્ટેટ્સના ભૂતળખાતાના ખનીજ સંપત્તિ વિભાગવાળા એફ. જી. ટ્રાયન અને એલ. આને લખેલું 'મિનરલ રિસોર્સિઝ ફૉર ફ્યૂચર પૉપ્યુલેશન' નામનું ૮મું પ્રકરણ, પા. ૧૩૧ થી ૧૩૭, ૧૧૮ અને ૧૧૯

પણ ખૂટી જવાનો દિવસ ગમે તેટલો દૂર હોય તો પણ કેટલાંક ખનીજની બાબતમાં તો તેને કાઢવાનો ખર્ચ વધી જવાનો સમય બહુ દૂર નથી. પુરાવા ઉપરથી માલૂમ પડે છે કે યુરોપ ભલે ખર્ચના વધારાની સીમા વટાવી ન ગયું હોય તો પણ તે તેની પાસે તો પહોંચવા આવ્યું જ છે.[૨૯] ઇંગ્લંડમાં અને વેલ્સમાં ૧૮૮૩ ની સાલથી ખનીજ કોલસાની કિંમત ઉત્તરોત્તર વધતી જ આવી છે. કેટલાંક વર્ષો થયાં યુરોપમાં કોલસાની પેદાશ જરા પણ વધી નથી.[૩૦] ઇંગ્લંડમાં અને જાપાનમાં બળતણનો જે ભાવ ખર્ચવો પડે છે તેનો તુલનાત્મક અભ્યાસ કરીએ તો કદાચ હિંદમાંથી વિલાયતી કાપડને હઠાવી દેવાનું જાપાની કાપડને માટે કેમ શકચ બને છે તે કંઈક અંશે સમજી શકાય. અમેરિકાના મોટરના કારખાનાવાળા મિ. હેન્રી ફોર્ડના[૩૧] કહેવા મુજબ "હાલના ઉદ્યોગમાં શક્તિનો અને સ્થાનાંતર કરવાનો ખર્ચ જ મુખ્ય છે." અથવા ટૂંકમાં કહેવું હોય તો "બળતણમાંથી ઉત્પન્ન થતી શકિતના ખર્ચમાં થતો ઘટાડો શારીરિક શ્રમને બદલે યંત્રના ઉપયોગને ઉત્તેજન આપે છે અને એ ખર્ચનો વધારો એથી ઊલટું પરિણામ લાવે છે."[૩૨]

હિંદુસ્તાનનાં ગામડાંના લોકોની ખરીદશક્તિ ઘટી ગઈ

---

૨૯. નોંધ ૨૮ નું પુસ્તક, પાનાં સદર.

૩૦. નોંધ ૨૮ નું પુસ્તક; પા. ૧૩૫.

૩૧. 'ટુડે ઍન્ડ ટુમૉરો', પા. ૧૧૦.

૩૨. ઉપર્યુક્ત પુસ્તક, 'પૉપ્યુલેશન પ્રૉબ્લેમ્સ' પ્રકરણ ૭, પા. ૧૨૫.

છે તેથી પણ મિલના કાપડની હરીફાઈ ઘટે એમ છે. આ વાત ૧૯૨૬ ના લંડનના 'ઇકોનોમિક જર્નલ' માં 'બ્રિટન્સ પોપ્યુલેશન પ્રોબ્લેમ' નામના લેખમાં પ્રો. વોરન એસ. ટૉમ્પસને બહુ જ સ્પષ્ટ રીતે કહેલી છે. હિંદને વિષે તેઓ પા. ૧૮૨ ઉપર કહે છે:

"હમણાં હમણાં ખેતી ઉપર નભનાર લોકોની સંખ્યા વધતી જતી લાગે છે. યાંત્રિક ઉદ્યોગો વધે છે તેને જ પરિણામે ખેતી ઉપર નભનાર લોકોની સંખ્યામાં આ વધારો થયો છે. આ વિરોધાભાસ લાગશે, પણ સાચી વાત એ જ છે. કારખાનાની પદ્ધતિનો સ્વીકાર કરવાને લીધે ગામડાંના ખેડૂત સિવાયના જે લોકો ધંધા વિનાના થઈ પડ્યા તેમને ભૂખમરો અને ખેતી એ બે વચ્ચે જ પસંદગી કરવાની હતી: હાથઉદ્યોગથી ટેવાયલા બધાય લોકોને કારખાનામાં રોકવાથી જેટલો માલ ઉત્પન્ન કરી શકાય, તેટલો બધો માલ રૂઢિઓ અને ગરીબાઈને લીધે લોકો ખરીદી શકે એમ હોતું નથી. પરિણામે હિંદમાં યાંત્રિક ઉદ્યોગના વધારાને લીધે શરૂઆતમાં તો ખેતી પર નભનાર લોકોની સંખ્યામાં વધારો થશે એવો સંભવ છે. નવી ઢબનાં કારખાનાં હિંદમાં વધતાં જાય છે એમાં કંઈ શંકા નથી. જો કે ઑસ્ટ્રેલિયા અને કૅનેડા સાથે સરખાવતાં વધારો બહુ જ ધીમે ધીમે થાય છે. જે કાંઈ કારખાનાં છે તે બધાં જ મૂડીવાદની ચાલુ પદ્ધતિ ઉપર જ રચાયેલાં હોવાથી મજૂરોની ખરીદશક્તિ બહુ વધતી નથી, અને બેકારીનો પ્રશ્ન બહુ વિકટ બની જાય છે. પરિણામે આ લોકોની ખરીદશક્તિ ઘટી જાય છે. વળી

ઘણા લોકોને ખેતીનું કામ લેવાની ફરજ પડે છે, તેથી વસ્તીના પોણા ભાગ જેટલા ખેડૂતોની જણ દીઠ ખરીદ-શક્તિ પણ ઘટી જવાનો સંભવ છે. જો ખેતી ઉપર નભતી લોકસંખ્યામાં જરા જેટલો પણ વધારો થાય તો તેથી તેમની જણ દીઠ ઉત્પાદનશક્તિમાં એટલો બધો ઘટાડો થઈ જશે કે આયાત વધવાને બદલે ઘટશે. વળી આપણે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે હિંદની પરદેશી માલ ખરીદવાની શક્તિ બહુ જ ઓછી છે. સામાન્ય રીતે માથા દીઠ દર વર્ષે પોણા અગિયાર રૂપિયા (ચાર ડૉલર) થી પણ ઓછો પરદેશી માલ એ ખરીદી શકે એમ છે. અને ખેતી ઉપર નભતી લોકસંખ્યામાં સહેજ જ વધારો થાય તો આ થોડી ઘણી શક્તિ પણ ઘટી જશે. સામાન્ય પરિસ્થિતિ જોતાં લાગે છે કે છેલ્લાં થોડાં વર્ષોમાં જે મંદી આવી છે તે કાયમ ન રહે તોપણ બહુ જ થોડા વખતમાં આયાતમાં ખાસ વધારો થઈ શકે એવી હિંદની સ્થિતિ નથી."

આમ હિંદની ઘટી ગયેલી ખરીદશક્તિ વિદેશી કાપડ ઉપર જકાતનું કામ કરી રહી છે.

વળી આ સંબંધમાં આપણે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે મિલનું કાપડ ઉત્પન્ન કરવાનો ખર્ચ ૧૯૧૪ કરતાં ૧૯૨૪ માં બમણો હતો.[૩૩]

હિંદની ઘટી ગયેલી ખરીદશક્તિ અને ભયંકર બેકારી

---

૩૩. 'યંગ ઇન્ડિયા' ઑક્ટોબર ૨૮, ૧૯૨૬, પા. ૩૬૮; ઉપરાંત નોંધ ૨૩ માં જણાવેલું '૨' ઉપરનું નિવેદન જુઓ.

ખાદી સામેની વિદેશી કાપડની હરીફાઈને હઠાવી દેવામાં જૂઠ્ઠાત્સુના દાવ જેવી છે, એવું લાગશે. હિંદની ઉત્પન્ન કરવાની શક્તિ જ કદાચ વિદેશી કાપડનો બહિષ્કાર કરાવશે.

નાના પાયા ઉપરના ધરોધર થતા ઉત્પન્નને લીધે ખર્ચમાં જુદી જુદી જાતનો બચાવ થાય છે તેને, તેમ જ મિલકાપડ કરતાં ખાદીમાં જે વધારે ખર્ચ થાય છે તેમાં થતા જતા ઘટાડાને ધ્યાનમાં લેતાં જણાશે કે ખાદીની આજની પરિસ્થિતિ, કારખાનામાં શરૂઆતમાં નવું યંત્ર ગોઠવવાના ભારે ખર્ચ જેવી છે. એક વખત એ બરાબર ચાલુ થઈ ગયું કે પછી એની ભારે કાર્યશક્તિને લીધે ખર્ચમાં જબરો ઘટાડો થઈ જાય છે; પણ જો શરૂઆતનો બધોય ખર્ચ પહેલી જ વાર ઉત્પન્ન કરેલા માલ ઉપર ચડાવવામાં આવે અને લાંબા ગાળામાં વહેંચી નાખવામાં ન આવે તો યંત્ર ગોઠવવામાં ભારે ભૂલ થઈ છે એમ પહેલી નજરે લાગે. એવી જ રીતે ખાદીની હાલની મોંઘવારી પણ શરૂઆતની વ્યવસ્થા અને વિકાસની મુસ્કેલીઓને લીધે જ છે એમ જણાશે. અને એક વાર આ મુશ્કેલીઓ દૂર થઈ એટલે પછી બચાવ એટલો બધો થશે કે મિલના કાપડ સાથે સરખાવતાં ખાદીની કિંમત બહુ જ ઓછી પડશે.

વળી બીજી એક બાબતનો પણ કોઈને પૂરો ખ્યાલ નથી. વારંવાર વિસ્તાર કર્યા કરવાથી જ હાલના મૂડીવાદના સિદ્ધાંતો પર ચાલતા યાંત્રિક ઉદ્યોગો ટકી શકે અને સફળ થઈ શકે. વિકાસ વિના માત્ર સ્થિર રહેવું તેને પોષાય એમ નથી. જો એનો સતત વિકાસ કરવામાં ન આવે તો વ્યવસ્થાનાં

ભારે ખર્ચો, નાણાં વિષયક મુશ્કેલીઓ, ઉત્પાદનનું અટકી જવું, બેકારી વગેરે આર્થિક મુશ્કેલીઓમાં એ કચડાઈ જાય[૩૪]. અથવા બીજી રીતે કહીએ તો બળતણથી ઉત્પન્ન થતી શક્તિના ઉપયોગમાં સતત વધારો થવો જ જોઈએ.

યુરોપમાં હવે બળતણની કિંમત વધતી જાય છે. એટલે ઇંગ્લંડમાં અને યુરોપના બીજા દેશોમાં બનતું કાપડ હિંદમાં ઓછું આયાત થશે એવો સંભવ છે. જાપાની માલની આયાત વધશે કે કેમ એ શંકાસ્પદ વાત છે, કારણ કે ત્યાં પણ હમણાં મજૂરીના દર વધારવાને દબાણ થઈ રહ્યું છે, અને બીજી આંતરિક આર્થિક તેમજ સામાજિક મુશ્કેલીઓ ઊભી થઈ રહી છે. હિંદ ઉપર ઇંગ્લંડનો આર્થિક અને રાજકીય કાબૂ હોવાને લીધે તે હિંદી માલિકીની કાપડની મિલોનો વિસ્તાર થતો રોકે એ પણ સંભવિત છે. અને યુનાઇટેડ સ્ટેટ્સ પોતાની પ્રજા અને દક્ષિણ અમેરિકા તથા ચીનના લોકોની ખરીદશક્તિ વધારવામાં મચેલું છે, એટલે હમણાં તો થોડાં વર્ષો સુધી હિંદમાં તે ઘણું કાપડ મોકલે એ સંભવિત લાગતું નથી.

૧૯૧૩–૧૪ ની સાલ સાથે સરખાવતાં વિલાયતથી હિંદ આવતા કાપડની આયાતમાં જે ઘટાડો થયો છે, તે આખી દુનિયાના સુતરાઉ માલના વેપારની મંદીનું જ અંગ છે. દરેક દેશનું વલણ પોતે જ વધુ કાપડ બનાવી લેવા તરફ છે. હિંદ કાંઈ અપવાદ નથી.

આ કાંઈ દરેક દેશમાં યંત્રનો ઉપયોગ વધી ગયો છે

---

૩૪. ન્યૂયૉર્કના 'વર્લ્ડ્ઝ વર્ક' નામના સામયિકના ડિસેમ્બર ૧૯૨૬ ના અંકમાં ડબ્લ્યુ. ટી. ફૉસ્ટર અને ડબ્લ્યુ. કૅચિંગ્ઝનો લેખ, "ધી ઑટોમોબાઈલ, કી ટુ અવર પ્રૉસ્પેરિટી"

એનું જ માત્ર પરિણામ નથી. એનો અર્થ તો એ થયો કે દરેક દેશ પહેલેથી ઉદ્યોગમાં પડેલા દેશોનું અનુકરણ કરી રહ્યો છે, અને બળતણ, પાણી તેમ જ મનુષ્યની શક્તિનો પૂરેપૂરી કરકસરથી ઉપયોગ કરી રહ્યો છે. હિંદુસ્તાન માત્ર બળતણ અને જળશક્તિ જ વાપરે છે એમ નથી; મનુષ્ય-શક્તિનો ઉપયોગ કેટલેક અંશે રેંટિયા અને હાથસાળો દ્વારા થઈ રહ્યો છે. મહા યુદ્ધ પહેલાં જે રેંટિયા અને હાથસાળો હતાં તેમાં સતત વધારો થતો રહ્યો છે, તે બતાવે છે કે હાથનાં ઓજારો પણ આર્થિક દૃષ્ટિએ કાર્યકર છે.

૧૯૨૭ ના મે માસમાં સ્વિટ્ઝર્લૅંડની રાજધાની જિનીવામાં મળેલી રાષ્ટ્રસંઘની આંતરરાષ્ટ્રીય આર્થિક પરિષદને માટે તૈયાર કરવામાં આવેલા નિવેદન[૩૫] પરથી પણ ઉપર દર્શાવેલી હકીકતો સાચી ઠરે છે. એમાં આપવામાં આવેલા આંકડા માત્ર મિલમાં બનેલા માલને જ લાગુ પડે છે. થોડાં અવતરણો બસ થશે.

(પા. ૫–૬) (રૂની હાલની ખપતની લડાઈ પહેલાંની ખપત સાથે સરખામણી કરતાં કહે છે)—"સાઢી બત્રીસ કરોડની વસ્તીવાળા હિંદમાં રૂની ખપતમાં સાત ટકા જેટલો ઘટાડો થયો છે, એવો અડસટ્ટો કાઢી શકાય...દુનિયાની રૂની ખપત ઘટી નથી તોપણ દુનિયાનો વેપાર અને તેમાંય ખાસ કરીને સૂતરનો વેપાર ઘટ્યો છે; અને કેવળ યુરોપના સુતરાઉ માલના વેપારનો મોટો ભાગ પચાસ વર્ષથી ઇંગ્લંડના જ હાથમાં હોવાથી આ ઘટાડાની અસર લૅંકેશાયર ઉપર જ ભારેમાં ભારે થઈ છે. બીજી

૩૫. પ્રકાશક, કૉન્સ્ટેબલ ઍન્ડ કું., લંડન.

તરફ સૂતરના વેપારમાં આ ઘટાડાથી હિંદુસ્તાન ઉપર ખાસ અસર થઈ છે અને હવે તે પોતાની મિલોનું સૂતર વણે છે અને પરિણામે વિલાયતી કાપડની માંગ ઘટી ગઈ છે. લડાઈ દરમ્યાનની અને પછીની મોંઘવારીને પરિણામે ચીન અને સુતરાઉ કાપડનાં બીજાં મોટાં બજારોએ પોતપોતાને જોઈતું કાપડ બને તેટલું વધારે પોતાને ત્યાં ઉત્પન્ન કરવા માંડયું છે. નિકાસ કરનારા દેશોની સ્થિતિમાં પણ આ ઘટાડાને લીધે ફરક પડયો છે. ગ્રેટ બ્રિટન, પોલંડ અને જર્મનીની ઘરાકી ઘટી ગઈ છે; અને યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન અને ચીનની વધી છે…

"આમાંના કેટલાક ફેરફારો તો લડાઈ શરૂ થઈ તે પહેલાંથી જ દેખાવા માંડ્યા હતા. લડાઈ દરમ્યાન તેમનો વેગ વધ્યો અને કેટલાક ફેરફારો તો સ્થાયી થઈ જશે એમ લાગે છે. યુરોપમાંથી જ પોતાને જરૂરની વસ્તુઓ મેળવતાં જે દેશોને લડાઈ દરમ્યાન મુશ્કેલી પડતી હતી તેમણે પોતાનાં સાધનો વધાર્યાં અને સંપૂર્ણ બનાવ્યાં, અથવા જાપાન અને યુનાઇટેડ સ્ટેટ્સમાંથી ખરીદ વધારી…

"વેપારની આ મંદી ઇંગ્લંડને માટે બહુ જ ભયંકર નીવડી છે. તેમ છતાં છેલ્લાં ચાર વર્ષ દરમ્યાન થયેલા ફેરફારો બહુ જ નજીવા છે. અત્યારે લેંકેશાયર જે પ્રશ્ન સામે ઝૂઝી રહ્યું છે, તે તો મોટી મોટી મૂડી રોકીને સ્થાપવામાં આવેલા ઉદ્યોગોનો ઓછી ઉત્પન્ન સાથે કેવી રીતે મેળ બેસાડવો એ છે. સાથે સાથે પૂર્વના સસ્તી

મજૂરીનો લાભ લેતા દેશોના નવા ઉદ્યોગો સામે દુનિયાના બજારમાં હરીફાઈમાં ટકી પોતાનો નિકાસનો વેપાર કેમ ટકાવવો એ પણ તેને માટે વિકટ પ્રશ્ન થઈ પડ્યો છે. આ હરીફાઈ મુખ્યત્વે કરીને જે દેશો એનો માલ ખરીદે છે તે દેશોના ઉદ્યોગો સાથે જ છે.

(પા. ૧૭) "હિંદી કાપડની પેદાશના આંકડા માત્ર મિલના જ છે. પણ હાથસાળ ઉપર વપરાતા સૂતરનું પ્રમાણ સતત વધતું ગયું છે. તે વર્ષે (૧૯૨૪–૨૫ માં) હિંદમાં એકંદરે ૪ અબજ ૯૩ કરોડ વાર કાપડ ખપ્યું હતું. તેમાં ૩૬$\frac{1}{2}$ ટકા હિંદની મિલોમાં બનેલું હતું; ૩૫$\frac{1}{2}$ ટકા પરદેશથી આવેલું હતું અને ૨૮ ટકા હાથસાળ ઉપર વણાયલું હતું."

આ પછી નિવેદનમાં હિંદમાં વપરાતા સુતરાઉ કાપડ વિષેનો પ્રો. ડેનિયલનો અડસટ્ટો આપવામાં આવેલો છે. તે મુજબ ૧૯૧૦ થી ૧૯૧૪ ના ગાળા દરમ્યાન હાથસાળ ઉપર ૧ અબજ, ૫ કરોડ, ૬૦ લાખ વાર કાપડ ઉત્પન્ન થયું હતું અને ૧૯૨૨ થી ૧૯૨૬ સુધીમાં ૧ અબજ, ૨૨ કરોડ, ૬૦ લાખ વાર કાપડ ઉત્પન્ન થયું હતું. આ આંકડો ૧૯૨૨ થી '૨૬ ના ગાળા દરમ્યાન દર વર્ષે સરેરાશ વપરાયલા કુલ ૪ અબજ, ૩૨ કરોડ અને ૮૦ લાખ વાર કાપડના ૨૮.૪ ટકા જેટલો થાય છે.

(પા. ૩૦) "યુરોપના જે દેશો રૂ આયાત કરી તેનું સૂતર અને કાપડ બનાવી નિકાસ કરતા હતા, તે દેશોને બદલે એશિયાનાં જે મોટાં મોટાં બજારોમાં એ દેશો માલ મોકલતા હતા, તે દેશોએ જ હવે રૂમાંથી સૂતર

અને કાપડ તૈયાર કરી લેવા માંડયું છે; એટલે દુનિયાનો સુતરાઉ કાપડનો વેપાર ઘટી ગયો છે"

(પા. ૩૨) "યુનાઇટેડ કિંગ્ડમે ૧૯૦૯–૧૩ ના ગાળા દરમ્યાન દર વર્ષે જેટલી નિકાસ કરેલી, તેના કરતાં ૧૯૨૩–૨૫ ના ગાળામાં દર વર્ષે સૂતરની નિકાસ ૨૪ ટકા અને કાપડની નિકાસ ૩૧ ટકા જેટલી ઓછી કરી. પણ હજી સુધી તે દેશ જ તૈયાર સુતરાઉ માલ વધારેમાં નિકાસ કરે છે. અને તેણે એશિયાનાં ઘણાંખરાં બજારો ખોયાં હોવાથી ઘટાડો સસ્તી જાતના માલનો થયો છે. તેથી કિંમતમાં થયેલો ઘટાડો જથાના ઘટાડાના પ્રમાણને અનુસરતો નથી. બીજાં બજારોમાં પણ તેના સસ્તી જાતના માલનો જ ઉપાડ ઓછો થયો છે."

આ નિવેદનમાં આગળ જતાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ કિંગ્ડમમાંથી ૧૯૧૩ માં થયેલી સુતરાઉ કાપડની કુલ નિકાસના ૬૧.૬ ટકા અને ૧૯૨૫ માં થયેલી કુલ નિકાસના ૪૧.૮ ટકા જેટલો માલ ચીન, જાપાન વગેરે પૂર્વના દેશોએ ખરીદ્યો હતો.

આ બધું ધ્યાનમાં લેતાં ખાદીની સામેની હરીફાઈ મોળી પડશે, એમ માનવામાં કાંઈ ખોટું નથી.[૩૬]

હાલના યાંત્રિક ઉદ્યોગોએ હિંદના હાથઉદ્યોગોને મારી નાખ્યા છે એ ઐતિહાસિક બીનાનો ઉપરની વિચારસરણી

---

૩૬. જુઓ, પી. પી. પિલાઇનું 'ઇકૉનૉમિક કંડિશન્સ ઇન ઇંડિયા', પ્રકાશક, રૂટલેજ, લંડન, ૧૯૨૫, પાનાં ૧૩૬–૧૫૭. તથા પૂના, આર્યભૂષણ પ્રેસ તરફની વી. જી. કાળેના 'ઇંડિયન ઇકૉનૉમિક્સ', ૧૯૨૪ ની આવૃત્તિનાં પાનાં ૧૫૨–૫૩.

ઇનકાર કરે છે, એમ જો કોઈ કહે તો તેનો જવાબ એટલો જ છે કે ઐતિહાસિક બીના જ એવી નથી. હાથે કાપડ બનાવવાનો ઉદ્યોગ હિંદમાં કદી નાશ પામ્યો જ નથી; અને જેટલે અંશે એ નાશ પામ્યો હતો તેટલે અંશે પણ મિલનાં યંત્રોની ચડિયાતી કાર્યશક્તિ એ નાશનું કારણ ન હતું; પણ એનું કારણ તો અંગ્રેજોએ ઇરાદાપૂર્વક જકાતના કાયદા અને જબરાં આર્થિક દબાણથી જાણીજોઈને હિંદી ઉદ્યોગ તથા વેપારને વ્યવસ્થિત રીતે તોડી નાખ્યા, એ હતું. ત્રીજા પ્રકરણમાં આપવામાં આવેલી હકીકત ઉપરથી આપણે જોયું છે કે હિંદના રેંટિયાની કાર્યશક્તિ ૭૫ વર્ષ પહેલાંની મિલની ત્રાકની કાર્યશક્તિ જેટલી તો છે જ. વળી હિંદી કારીગરની ઊંચી જાતની કુશળતા અને તેને પરિણામે કાપડમાં જે સફાઈ અને ટકાઉપણું આવે છે તેને લીધે જ ઈ. સ. ૧૮૧૩–૧૪, એટલે કે જે વખતે ઇંગ્લંડમાં હિંદી કાપડની આયાત ઉપર ભારે જકાત નાખવામાં આવી હતી, તે વખત સુધી તે દેશમાં તેમ જ યુરોપમાં હિંદી કાપડનો મોટો ઉપાડ થતો રહેતો હતો. તે વખતે ફટકાસાળ, કાંતવાનાં યંત્રો, વરાળયંત્ર અને યાંત્રિક બળથી ચાલતી સાળની શોધ થયાંને ચાળીસ પચાસ વર્ષ તો વીતી ગયાં હતાં. હિંદના કાપડના ઉદ્યોગ અને વેપારનો નાશ થવાથી ઇંગ્લંડની કાપડની મિલોમાં કામ કરનાર મજૂરોમાં બેકારીને લીધે ફેલાયલો અસંતોષ દૂર થયો અને હિંદમાંથી જોઈતાં અનાજ તથા બીજા કાચા માલની કિંમત ચૂકવવાને સોનારૂપા સિવાયનું એક બીજું સાધન હાથ લાગ્યું. આ વાતનો હિંદની દૃષ્ટિએ કોઈએ પૂરેપૂરો વિચાર કર્યો નથી. પણ આ પુસ્તક ઇતિહાસનું નથી એટલે એ વિષયમાં

રસ ધરાવનાર વાચકોને અમે નીચેનાં લખાણો વાંચવાની ભલામણ કરીએ છીએ.[૩૭]

હિંદી કાપડઉદ્યોગના વ્યવસ્થિત રીતે કરવામાં આવેલ નાશનો ઉલ્લેખ કરવામાં નૈતિક દોષારોપણ કરવાનો લેશ પણ ઉદ્દેશ નથી. કડવાં નૈતિક વિશેષણો વાપરવાથી ભાગ્યે જ કાંઈ અર્થ સરે છે. તે વખતે ઇંગ્લંડ અને હિંદમાં વસતા બધાંય અંગ્રેજો—ખરું જોતાં પશ્ચિમની લગભગ બધી જ પ્રજાના લોકો—વેપારી, ઔદ્યોગિક અને નાણાંવિષયક પદ્ધતિની જાળમાં એવા તો જકડાયા હતા અને આંધળા થઈ ગયા હતા, કે એનું પરિણામ તેમને પોતાને વિષે કે પારકાને વિષે શું આવશે, તેની સમજ બધાને છેક અત્યારે જ પડવા માંડી છે; જો કે આજે પણ ઉપરની સ્થિતિમાં ફેર તો પડ્યો જ નથી. આમ છતાં આ અજ્ઞાનથી હાડમારીઓ કાંઈ હળવી થતી હતી તેમ જ થવાની છે એમ પણ નથી, અથવા તો તે વખતે થઈ ગયેલી કોઈ આર્થિક ભૂલને તાબડતોબ સુધારવાનો પ્રયત્ન ન કરવો જોઈએ એવો પણ એનો અર્થ નથી.

---

૩૭. જુઓ પરિશિષ્ટ ૮ (૩)

# ૫

## ખરીદશક્તિમાં વધારો

યુનાઇટેડ સ્ટેટ્સ જે આર્થિક નીતિઓને અનુસરીને દુનિયાનો સમૃદ્ધમાં સમૃદ્ધ દેશ બન્યો તે નીતિઓમાં પોતાની સ્થિતિ અનુસાર ઘટતા ફેરફાર કરી, હિંદુસ્તાન પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માટે અનુસરે એ ડહાપણભર્યું ગણાય?

આમાંની કેટલીક નીતિઓ આપણે તપાસીએ.

બ્રિટિશ રિકન્સ્ટ્રક્શન કમિટિના નિવેદનમાં[૩૮] લખ્યું છે:

"એ તો સ્પષ્ટ જ છે, કે દેશની વ્યાપારી ઉન્નતિ એટલે કે વ્યક્તિની સરેરાશ ખરીદશક્તિ વધવાનો આધાર માથાદીઠ ઉત્પન્ન વધારવા ઉપર છે. સ્થાનિક બજારમાં માલની વેચાણકિંમત વધારીને મજૂરીના દર ચડાવી દેવામાં આવે તો કાંઈ સાચી પ્રગતિ કરી કહેવાય નહિ. અને આંતરરાષ્ટ્રીય હરીફાઈને ધ્યાનમાં લેતાં દુનિયાનાં તટસ્થ અને ખુલ્લાં બજારમાં વેચાણકિંમત વધારવી, એ અશક્ય લાગે છે. આબાદી વધારવાનો એક માત્ર ઉપાય રોકાયેલા મજૂરોનું માથાદીઠ ઉત્પન્ન વધારવું એ જ છે. ... યુનાઇટેડ સ્ટેટ્સમાં મજૂરદીઠ વપરાતી શક્તિ ગ્રેટ

---

૩૮. જુઓ પાછળ પાનું ૩.

બ્રિટનમાં વપરાતી શક્તિ કરતાં ૫૬ ટકા જેટલી વધારે છે. જ્યાં શક્તિનો ઉપયોગ પરિમિત છે અથવા તો મુદ્દલ થઈ શકે એમ નથી, એવા ધંધાઓમાંથી મજૂરોને બાદ કરીએ, તો કદાચ આપણને માલૂમ પડશે કે ગ્રેટ બ્રિટન કરતાં અહીં એટલે યુનાઇટેડ સ્ટેટ્સમાં શક્તિનો ઉપયોગ બમણો થાય છે. બીજી બાજૂ યુનાઇટેડ સ્ટેટ્સમાં મજૂરીના દર ભારે છે, એટલું જ નહિ પણ ત્યાંની રહેણી પણ ઊંચી છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં વ્યક્તિની ખરીદશક્તિ આ દેશ (ગ્રેટ બ્રિટન) કરતાં વધારે છે, એ વિષે તો શક છે જ નહિ. અને એનું મુખ્ય કારણ શક્તિનો બહોળો ઉપયોગ છે. કારણ કે તેથી વ્યક્તિની કમાવાની શક્તિ વધે છે."

હેન્રી ફોર્ડનાં ઉપર કહેલાં બે પુસ્તકોમાં જુદે જુદે ઠેકાણે નીચેના વિચારો જોવામાં આવે છે:

"એ ખરું છે કે નાના ધંધાઓ મૂડી, મજૂરી અને જનતાની ભૂલ ઉપર નભે છે, પણ મોટા ધંધા એમ ન નભી શકે. વળી મજૂરોને કચડી નાખવાના સિદ્ધાંત ઉપર નાના ધંધાઓ વધી શકતા નથી. ચોખ્ખી વાત તો એ છે કે ખરીદનાર જનતા કાંઈ દુનિયા પારથી નથી આવતી. માલિક, મજૂર અને ઘરાક એ બધાં એકનાં એક જ છે; એટલે કોઈ ઉદ્યોગ મજૂરીના દર ઊંચા અને માલની કિંમત ઓછી ન રાખી શકે તો તેનો નાશ જ થવાનો, કારણ કે એમ ન કરે તો તેના ગ્રાહકોની સંખ્યા ઓછી થઈ જાય છે."

"વળી એ પણ સ્પષ્ટ સમજાવું જોઈએ કે મજૂરીના દર વધારવાનું દુકાનોએ શરૂ કરવું જોઈએ. જો ત્યાંથી જ તેની શરૂઆત કરવામાં ન આવે તો મોટાં કારખાનાં સુધી તે પહોંચી ન શકે. કામ કરવાનું જ ટળી જાય એવી કોઈ પણ પદ્ધતિ શોધાવાની નથી. એ તો કુદરતનો કાયદો જ છે. આપણે શરીર અને મનને આળસુ રાખવાને સરજાયા જ નથી. કામ એ જ આપણી સદ્બુદ્ધિ, સ્વમાન અને મુક્તિ છે. એટલે કામ એ શાપ નથી પણ મોટામાં મોટો આશીર્વાદ છે, અને પ્રામાણિક કામમાંથી જ સાચો સામાજિક ન્યાય જન્મે છે.

"જો આપણે મજૂરીના વધારે દર આપી શકીએ તો તે પૈસા ખરચાવાના તો છે જ, અને તેને લીધે બીજા ઉદ્યોગોમાં પડેલા વખારિયા, દુકાનદારો, કારખાનદારો અને મજૂરોની સંપત્તિ વધશે, અને તેની અસર આપણા ઉપર થશે. દેશભરમાં મજૂરીના દર ઊંચા થાય એનો અર્થ એટલો કે આખા દેશમાં સંપત્તિ વધે છે. શરત માત્ર એટલી જ કે વધુ ઉત્પન્નને માટે જ વધુ મજૂરી આપવામાં આવે.

"આ દેશની સમૃદ્ધિનું મુખ્ય કારણ એ છે કે આપણે લોકોની ખરીદશક્તિ વધારવા સારુ કિંમત ઘટાડી છે અને મજૂરી વધારી છે. . . .

"કરકસર કરવાને, શક્તિનો ઉપયોગ કરવાને, બગાડમાં ઘટાડો કરવાને, અને એ રીતે મજૂરીનો પૂરેપૂરો ઉપયોગ થઈ શકે તે માટે મોટા પાયા ઉપર વેપાર

કરવાની જરૂર છે. પણ એનો અર્થ એમ નથી કે વેપાર એકહથ્થુ થાય. આપણે તો વેપારને આખા દેશમાં ફેલાવીએ છીએ." . . .

"બેકાર માણસ એટલે બેકાર ઘરાક. તે ખરીદી નહિ શકે. ઓછી મજૂરી પામતો માણસ એટલે ઘટી ગયેલી ખરીદશકિતવાળો ઘરાક. તે પણ ખરીદી ન શકે. ખરીદશક્તિ ઘટી જવાથી જ વેપારમાં મંદી આવે છે. આવક અનિશ્ચિત કે ઓછી હોવાથી ખરીદશકિત ઘટી જાય છે. ખરીદશકિત દ્વારા જ વેપારની મંદી હઠાવી દઈ શકાય અને ખરીદશકિતનું મૂળ મજૂરીના દરમાં છે."

"કોઈ પણ સામાન્ય વસ્તુ બનાવવામાં રોકાયલો મજૂર તે વસ્તુ પોતે ખરીદી ન શકે, ત્યાં સુધી સાચી સમૃદ્ધિ છે એમ ન કહી શકાય. તમારા પોતાના મજૂરો પણ તમારા ઘરાકો જ છે. આ જ વસ્તુસ્થિતિ બધે હોવી જોઈએ. પણ યુરોપમાં એક મુશ્કેલી એ છે, કે મજૂર પોતે બનાવેલી વસ્તુ ખરીદે એવી અપેક્ષા ત્યાં રાખવામાં આવતી નથી. વળી યુરોપની એક મુશ્કેલી એ પણ છે, કે આજ સુધી તેનો એટલો બધો માલ બહાર ગયો છે કે માલ દેશમાં ખપાવવાનો વિચાર સરખો તેમને ભાગ્યે આવે છે." . . .

"માલિક પોતે જેમની મહેનતથી સમૃદ્ધ થાય છે તેમને પોતાની સમૃદ્ધિમાંથી ભાગ ન આપે, તો થોડા જ વખતમાં ભાગ પાડવા જેટલી સમૃદ્ધિ જ રહેશે નહિ."

"ઉત્પન્ન કરવા માટેની સગવડો મોજૂદ છે. પણ એ સગવડો, વ્યય કરવાની શકિત કરતાં વધારે છે; અને

જ્યાં સુધી ઉત્પન્નશક્તિ અને વ્યયશક્તિ સમાન ન રહે ત્યાં સુધી જગતમાં શાંતિ આવવાની નથી. અને નફો વધારવાની દાનતને બદલે મજૂરી વધારવાની દાનત ન આવે ત્યાં સુધી આ સમાનતા આવવાની નથી."

"યુનાઇટેડ સ્ટેટ્સ સિવાયના કોઈ પણ દેશમાં મજૂરી વધારવાની દૃષ્ટિનો પ્રવેશ થયો નથી. વેપાર મોટે ભાગે શાહુકારોના હાથમાં છે, અને સામાજિક જીવનમાં સેવાના સાધન તરીકે નહિ પણ નફાના હેતુથી જ તે ચલાવવામાં આવે છે." . . .

ઈસ્ટ ઈંડિયા કંપનીના પટાની મુદત લંબાવવી કે કેમ, એ બાબત તપાસ કરવાને આમની સભાએ નીમેલી સમિતિ સમક્ષ જુબાની આપતાં ૧૮૫૩ ના જૂનની ૨૩ મી તારીખે સર ચાર્લ્સ ટ્રેવીલિયને આ જ નીતિ હિંદને વિષે અમલમાં આવવી જોઈએ એમ આગ્રહપૂર્વક જણાવ્યું હતું. એક પ્રશ્નના જવાબમાં તેમણે કહ્યું હતું, ......... "એ લાભોને હું બહુ કીમતી ગણું છું; પણ હિંદુસ્તાનને આપણે સુધારીએ અને કેળવીએ અને બીજાં સંસ્થાનો ખરીદે છે તેના કરતાં બહુ જ ઓછા પ્રમાણમાં આપણો માલ ખરીદી શકે, એટલી સંપત્તિ પણ જો દેશીઓ પાસે રહે, તોપણ આપણા વેપારનો જેટલો વિકાસ થઈ શકે તેની સાથે સરખાવતાં આ લાભો મને નજીવા લાગે છે."

મિ. ફોર્ડની ઉક્તિને તાજી કરવાને ૧૯૨૭ના જુલાઈની ૧ લી તારીખના લાહોરના 'ટ્રિબ્યૂન' પત્રના અંકમાંથી નીચેની ખબર ઉતારવામાં આવે છે:

## અમેરિકાના મજૂરો

### આવકમાં વધારો

"અર્થશાસ્ત્રને લગતી શોધખોળ કરવાને ખાનગી મદદથી ચાલતી 'નૅશનલ ઇંડસ્ટ્રિયલ કૉન્ફરન્સ બોર્ડ' નામની સંસ્થાની એક અભ્યાસપૂર્ણ તપાસ ઉપરથી માલૂમ પડે છે, કે અમેરિકાના મજૂરના કુટુંબની સરેરાશ આવક ૧૯૧૪ કરતાં ત્રીજા ભાગ જેટલી વધી છે. એ સંસ્થાને માલૂમ પડયું છે, કે લડાઈ પહેલાંના કરતાં હાલમાં જીવનનિર્વાહનું ખર્ચ ૬૪ ટકા જેટલું વધી ગયું છે, મજૂરી બમણી થઈ છે અને સાચી ખરીદશક્તિ સરેરાશ ૩૪ ટકા જેટલી વધી છે. આનું કારણ મજૂરીના ચડેલા દર અને કેટલેક અંશે કામનું સ્થાયીપણું છે."

એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે બ્રિટન પુષ્કળ ભૌતિક શકિત વાપરે છે, તોપણ તેણે મજૂરીના દર વધારવાની અને પોતાનો માલ પોતાને ત્યાં જ ખપાવવાની નીતિ સ્વીકારી નથી. તેની મુશ્કેલીઓનું અને યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં તેની સમૃદ્ધિ ઓછી હોવાનું એ પણ એક કારણ છે. ખુદ યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ ૧૯૨૦–૨૧ પછી જ મજૂરીના દર વધારવાની નીતિનો મોટા પાયા ઉપર સ્વીકાર થયો.

આ બાબતનો બીજી રીતે વિચાર કરતાં જણાશે, કે આજનાં શકિતથી ચાલતાં યંત્રો અને મૂડીવાદ, એ બેના સંયોગથી ઉત્પન્ન થતી શકિત એટલી બધી વધી ગઈ છે, કે માંગ અને છતનો કહેવાતો નિયમ ઊલટો થઈ ગયો છે. એક લેખકે કહ્યું છે,[૩૯] "હાથઉદ્યોગના જમાનામાં વાપરનારાઓને

---

૩૯. આર. એ. ફ્રીમૅનનું પુસ્તક 'સોશિયલ ડીકે અન્ડ રિજનરેશન' પા. ૧૨૯.

વસ્તુઓ પૂરી પાડવાનો સવાલ હતો. આજે તો સવાલ વસ્તુઓ માટે વાપરનારાઓ શોધવાનો છે." આ વાત હવે અમેરિકામાં સારી રીતે સ્વીકારવામાં આવે છે. દાખલા તરીકે: "ઉદ્યોગનો એક હેતુ વાપરનારાઓ ઉત્પન્ન કરવાનો અને પૂરા પાડવાનો પણ છે."[૪૦] "વધારે કેમ ઉત્પન્ન કરવું એ પ્રશ્ન હવે રહ્યો જ નથી. પ્રશ્ન તો એ છે કે વધતા પ્રમાણમાં ઉત્પન્ન થતી જતી વસ્તુઓને વેચવી શી રીતે?"[૪૧] "માલ ઉત્પન્ન કરવો એ જેટલું અગત્યનું છે. તેટલું જ અગત્યનું ગ્રાહકો ઊભા કરવા એ પણ છે."[૪૨]

જો આમ હોય તો જનસમાજની ખરીદશક્તિ વધારવી એ આજના ઉદ્યોગોને માટે અતિ મહત્ત્વનું છે.

જનસમાજની ખરીદશકિત વધે, એનો અર્થ એ થયો કે જનસમાજમાં સંપત્તિની વહેંચણી વધુ સમાન ભાવે થાય. આ એક પ્રકારનો સામાજિક ન્યાય છે અને એથી સમાજમાં દરેક દેશને જરૂરી એવી સામાજિક સ્થિરતા આવે છે. એક વખત હિંદુસ્તાનમાં એ સામાજિક સ્થિરતા હતી અને તેનું કારણ મોટે ભાગે રેંટિયા અને હાથસાળનો પ્રચાર હતું, એમ લાગે છે.[૪૩] આને (રેંટિયા અને હાથસાળોને) લીધે ખેતી અને ઉદ્યોગો વચ્ચે સારું સમતોલપણું જળવાઈ રહેતું

૪૦. હેન્રી ફોર્ડ, 'ટુડે ઍન્ડ ટુમૉરો', પા. ૧૫૨.

૪૧. ગૅરેટ, 'ઑરોબરૉસ', કેગન પૉલ, લંડન, ૧૯૨૬.

૪૨. ઇ. એ. ફિલેન, 'ધિ વે આઉટ,' ડબલડે પેઈજ, ન્યૂયૉર્ક, ૧૯૨૪.

૪૩. જુઓ પરિશિષ્ટ ૮, (૪).

હતું. સંપત્તિની આ સમાન વહેંચણી અથવા તો એને જ મળતી કોઈ સ્થિતિ ફરી પ્રાપ્ત કરવી એ ઘણી મહત્ત્વની વાત છે. યુનાઇટેડ સ્ટેટ્સ શક્તિનો ઉપયોગ વધારી, મજૂરીના દર ચડાવી અને કારખાનદારો તથા ગ્રાહકો વચ્ચે ભાગીદારોનો સંબંધ ઉત્પન્ન કરી એ માર્ગે આગળ વધી રહ્યું છે. આમાંની છેલ્લી વસ્તુ હિંદમાં અખત્યાર કરી શકાય એમ નથી, પણ રેંટિયા અને હાથસાળ જેવાં સાદાં અને સીધાં સાધનો વડે તે પણ એ જ ધ્યેય તરફ જઈ શકે.

સહેજ વિચાર કરતાં સ્પષ્ટ જણાશે, કે હિંદની પરિસ્થિતિને અમેરિકાની આ પદ્ધતિઓ લાગુ કરવાનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ રેંટિયાની યોજના છે. ઓછામાં ઓછે ખર્ચે અને થોડામાં થોડા વખતમાં એ યોજના લાખો માણસોને કામ પૂરું પાડશે. એ પુષ્કળ ભૌતિક શક્તિનો વિકાસ કરશે. અને તેને ઉપયોગમાં લઈ લોકોની એક મુખ્ય જરૂરિયાતની વસ્તુ ઉત્પન્ન કરશે. બીજી કોઈ પણ યોજના કરતાં આ યોજ-નાથી ઉત્પન્ન થયેલા માલની વહેંચણી વધારે સીધી અને વિસ્તૃત રીતે થશે. એથી મજૂરીના ભારે દર નહિ મળે, પણ હિંદમાં આજે જેટલી સરેરાશ મજૂરી મળે છે, તેના કરતાં વધારે તો મળી જ શકશે. મજૂરીના ભારે દર તરફ જવામાં આ પહેલું પગથિયું છે. સાથે સાથે એ પરિણામ પણ આવશે કે પ્રજાની કુલ ખરીદશક્તિમાં વધારો થશે. અને તેની અસર પણ એકંદરે જબરી થશે. આ વધારો સહેલાઈથી કરોડો રૂપિયા જેટલો થઈ શકે, એ આઠમા પ્રકરણમાં બતાવવામાં આવ્યું છે. આમ છતાં એ વધારો એવો છે કે એથી ખેડૂત ચિંતામુક્ત થઈ શકે. એથી ડર દ્વારા અથવા લલચાવનારી

જાહેર ખબરો દ્વારા તેની પાસેથી કઢાવી લેવાય એવા પૈસા એને નથી મળતા, પણ એને તરત જ કામ આવે એવાં કપડાં મળે છે. પરોક્ષ રીતે અને ધીમે ધીમે ચોખ્ખા ધંધા માટે તેની શક્તિ અને ઇચ્છા વધતી જશે. આ બધું કહીને અમે પશ્ચિમના 'જીવનના ઊંચા ધોરણ'ની માયામાં ફસાવા નથી માગતા, કારણ કે ખરૂં જોતાં એ બગાડનું જ ઊંચું ધોરણ છે. તેમ છતાં હિંદના ખેડૂતોને માટે ઉડાઉ થયા વિના પણ પોતાની વ્યયશક્તિ વધારવાને ઘણો અવકાશ છે.

શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યે પૂનામાં આપેલું જે ભાષણ, ૧૯૨૮ના મેની ૨૪મી તારીખના 'યંગ ઇંડિયા'માં છપાયું છે, તેમાં હિંદુસ્તાનનાં ગામડાંને લાગુ પડતા સંપત્તિની વહેંચણીના પ્રશ્નનું રહસ્ય સ્પષ્ટતાથી અને સુંદર રીતે રજૂ કર્યું છે:

"સંપત્તિ ઉત્પન્ન કર્યા પછી આપણે તેને બરાબર સમાન રીતે વહેંચી નથી શકતા. સંપત્તિની સમાન વહેંચણી થવી જોઈએ એ સ્વીકારવાને લોકો તૈયાર નથી થતા. પણ આપણે સંપત્તિની ઉત્પત્તિ જ પહેલેથી એવી પદ્ધતિએ યોજીએ કે પાછળથી વહેંચણી સમાન રીતે થઈ જ જાય. એ જ ખાદી.... ખેતીને અને ખાદીને તો હિંદુસ્તાનમાં વંશપરંપરાગત વારસો ગણવો જોઈએ અને તેનો ભોગવટો કરોડો માણસોના હાથમાં હોવો જોઈએ. આ બંને ઉદ્યોગો એવા છે કે એમાં સહુ કોઈ ભળી શકે, અને એ સર્વ ઠેકાણે કરોડો માણસોના ઘરમાં દાખલ કરી શકાય. . . . મૂડીદારો ભલે વિશિષ્ટ પ્રકારના ધંધા ઊભા કરે. પણ ખેતી અને ખાદીને તો સમાજની મિલકત તરીકે જ

ગણવાં જોઈએ. કારણ કે પ્રજાના ગરીબ વર્ગ માટે તો એ જ એકમાત્ર સંપત્તિ છે."

આ જ વાત આટલી જ સચોટ રીતે પશ્ચિમના દેશોને પણ લાગુ પડે છે. કદાચ ત્યાં પણ ખેડુતોનાં ઘણાં ખરાં દુ:ખો, તેઓ પોતાની ઉપજનો બહુ જ મોટો ભાગ દૂર દૂરનાં હરીફાઈભર્યાં બજારોના ભયંકર વમળોમાં ખેંચાઈ જવા દે છે, એ જ કારણથી ઊભાં થતાં હશે. જો તે પોતાના ઉપયોગને માટે પૂરતો ખોરાક રાખી લે, પોતાનું અનાજ પોતે જ દળી લે અને પોતાનાં કપડાં પોતાના ગામમાં પોતે જ બનાવી લે તો તેને કંઈક વધારે પ્રમાણમાં રક્ષણ મળે. જે વેપારની જાળમાં તેઓ ફસાઈ ગયા છે તેમાં તેમની શક્તિ અને સમય ખૂરી રીતે ખેંચાઈ તથા લૂંટાઈ રહ્યાં છે. "માણસ માણસ અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના અન્યોન્ય આશ્રયની" રોચક અને સુંદર વાતો, આ પાયમાલ કરનારાં વેપાર અને વહેંચણીની પદ્ધતિને ઢાંકવાનો ઉપાય માત્ર છે. એને લીધે જ કશુંયે પેદા ન કરનારા વચગાળાના અસંખ્ય દલાલો બિચારા ખેડુતોનો શિકાર કરી રહ્યા છે. છેલ્લા બે ત્રણ દસકામાં યુનાઇટેડ સ્ટેટ્સ અને ઇંગ્લંડમાં વહેંચણીનો ખર્ચ બહુ વધી ગયો છે, અને મિ. સિડની રીવના શબ્દોમાં કહીએ તો વેપારી, શાહુકાર, દલાલ, વકીલ વગેરે વેપારી દંગલમાં ભેગા થયેલા લોકોની કુલ સંપત્તિ પણ જોઈએ તે કરતાં વધી ગઈ છે. આ પારકા ઉપર જીવનારાઓનો વધારાનો બોજો ખેડૂતોને જ ઉઠાવવો પડે છે.

જો આમ જ હોય તો ખાદીની પ્રવૃત્તિને દરેકે દરેક મિલમાલિક, વેપારી, શરાફ, વાણિયા, મહાજન અને ખુદ લૅંકેશાયરે પણ ટેકો આપવો ઘટે છે. જો દુનિયાની વસ્તીના

પાંચમા ભાગ જેટલા હિંદના બધા લોકો ખાદી પહેરે તો દુનિયાની વ્યયશક્તિમાં પરોક્ષ રીતે એટલો તો સુધારો થઈ જશે કે દુનિયાના વેપારમાં નવો યુગ પ્રવર્તશે.[૪૪]

૪૪. ખરીદશક્તિના વધારાની અસરની સમજૂતી માટે જે. એ. હૉબ્સન—'ઇકૉનૉમિક્સ ઑફ અનએમપ્લૉયમેન્ટ', એલન ઍન્ડ અનવિન, લંડન, ૧૯૨૨; તેમ જ 'લિમિટેડ માર્કેટ', એલન ઍન્ડ અનવિન, લંડન, ૧૯૨૬ તથા પોલક ફાઉન્ડેશન્સ ઑફ ઇકૉનૉમિક રિસર્ચ, ન્યૂયોર્કનાં પ્રકાશનો જુઓ.

૬

# ઉત્પત્તિ અને વહેંચણી

યુરોપ, અમેરિકા અથવા પશ્ચિમના બીજા દેશોમાં જીવન ગાળનારને હિંદની આર્થિક પરિસ્થિતિ કેટલી જુદી છે તેનો ખ્યાલ આવવો બહુ જ મુશ્કેલ છે. આબોહવા, રીતરિવાજો, ખોરાક, પહેરવેશ, રહેણી, શકિતને ક્ષીણ કરનારા વાળો, કાલા આઝાર, મેલેરિયા, કોલેરા અને બીજા રોગો, બાળમરણનું પ્રમાણ, આયુષ્યનું પ્રમાણ, યાંત્રિક અથવા કારખાનાની શિસ્ત અને ટેવોનો અભાવ, વિચાર અને કાર્યની રૂઢિચુસ્તતા, સમયની કિંમત, અમુક પ્રકારની સંઘપ્રવૃત્તિઓના મહત્ત્વની સમજ અને ટેવ, ખરીદશકિત, અક્ષરજ્ઞાન અને પુસ્તકિયા કેળવણીનો પ્રચાર, સામાજિક ધારાઓ, રહેણીનું ધોરણ, જીવનના બીજા પ્રદેશોમાં પણ ધાર્મિક વિચારોનો પ્રસાર, શહેર અને ગામડાંની વસ્તીનું પ્રમાણ, ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ અને વહેંચણીનાં પ્રમાણ અને વ્યાપકતા એ બધાંયમાં હિંદુસ્તાનની સ્થિતિ પશ્ચિમના દેશોની સ્થિતિ કરતાં બહુ જ જુદી છે. આમાંનાં છેલ્લાં બે તત્ત્વોની જ આ પ્રકરણમાં ચર્ચા કરવામાં આવી છે. એ વાતોનું ખરું મહત્ત્વ જાણવાને સારુ

હિંદી વાતાવરણમાં રહેવાની જરૂર છે અને જેણે એની સારી સમજ મેળવવી હોય તેણે તો હિંદી બનીને હિંદીઓમાં રહેવું જોઈએ; ઘણા પશ્ચિમવાસીઓ હિંદીઓ સાથે સામાજિક અંતર રાખીને રહે છે તેમ ન કરવું જોઈએ.

ઇંગ્લંડ અને વેલ્સમાં કુલ વસ્તીના ૨૨ ટકા ગામડાંમાં રહે છે. પણ હિંદુસ્તાનમાં તો કુલ વસ્તીના ૯૦૩ ટકા ગામડાંમાં રહે છે. એ ઉપરાંત હિંદુસ્તાનના લોકોની રૂઢિચુસ્તતા, કામ કરવામાં જૂની પુરાણી રીતિને વળગી રહેવાની ટેવ, ગૃહઉદ્યોગ પર નભનારાઓની લાખોની સંખ્યા, ગામડાંનાં બજાર, નાની નાની દુકાનો, ઠેકઠેકાણે નાના પાયા ઉપર ચાલતાં ઉત્પન્ન અને વહેંચણી—એ બધી બાબતોનો પણ વિચાર કરવો ઘટે છે. ઘણી ખરી ખરીદીઓમાં તો કારીગર અને ઘરાક વચ્ચે સીધો જ વ્યવહાર ચાલે છે. વચ્ચે એક પણ દલાલ રહેતો નથી. કારીગર પોતાનો માલ સેંકડો ગાઉ દૂર કોઈને વેચવાની આશા રાખતો નથી, પણ પોતાના ગામના કે પાસેના ગામના પાડોશીને વેચવાની આશા રાખે છે. દરેક જાતના કામનો વેગ, જીવનની રીતિ અને ધોરણને અનુકૂળ છે.

એમ કહી શકાય કે પૂર્વના દેશોને સૂર્યના વાર્ષિક શક્તિ-પ્રવાહમાંથી મળતી જીવન અને કાર્યની ગતિ કુદરતની ગતિની માફક ધીમી છે. પશ્ચિમવાસીને તે અતિશય ધીમી લાગે છે. પણ તે કારણે તેની અવજ્ઞા કરવા જેવું નથી. ચંપો કે ગુલાબ બહુ જ ધીમે ધીમે ખીલે છે તે સારુ આપણે તેની અવજ્ઞા કરતા નથી. કુદરતની મોટામાં મોટી શક્તિ જે સૂર્યનો તાપ છે તેની સાથેના સીધા અને સુસંગત સંબંધને લીધે જ કદાચ પશ્ચિમમાં ન મળે એવાં શાંતિ, ગાંભીર્ય, ગૌરવ, ઔદાર્ય, પ્રમાણ,

સૌજન્ય, દૃઢ વિશ્વાસ, સ્વાભાવિક સાદાઇ અને સૌન્દર્ય જેવા કેટલાક ગુણો પૂર્વના જીવનની ઉત્તમોત્તમ સ્થિતિમાં જોવામાં આવે છે.

પરિસ્થિતિનો વિચાર કરતાં અતિશય વૈયક્તિક અને યાંત્રિક જીવનને ટેવાયલા યુરોપિયન કે અમેરિકન મુસાફરને આ ગતિ જેટલી ધીમી લાગે છે તેટલી બધી ધીમી એ નથી. જો કે મેલેરિયા, વાળો, કૉલેરા, ઝીણો તાવ જેવા રોગોને લીધે આ ગતિ, હિંદી પરિસ્થિતિનો વિચાર કરતાં પણ, ઘણે ભાગે બહુ જ ધીમી છે.

હિંદુસ્તાનમાં ઉત્પન્ન અને વહેંચણી નાના પાયા ઉપર અને છૂટી છવાઇ થાય છે. આ પદ્ધતિ હિંદના લોકોને માત્ર પરિચિત છે એટલું જ નહિ પણ એ તો તેમની રહેણીકરણી, ટેવો અને માનસિક વ્યાપારોમાં ઊતરી ગયેલી છે. હિંદમાં તેમને પશ્ચિમની ઉતાવળી અને મોટા પાયા ઉપર કામ કરવાની પદ્ધતિએ વિચારવું કે કામ કરવું ફાવતું જ નથી.

બંગાળાના માજી ગવર્નર અર્લ ઑફ રોનાલ્ડશેએ પોતાના 'ઇંડિયા, એ બર્ડ્ઝ આઇ-વ્યુ'[૪૫] નામના પુસ્તકમાં કહ્યું છે: "મારો એવા નિર્ણય ઉપર આવ્યા સિવાય છૂટકો નથી, કે પશ્ચિમની પ્રજાઓએ ઉપજાવી કાઢેલી પદ્ધતિઓ ઉપર ઉદ્યોગની વ્યવસ્થા, એટલે કે જે ઉદ્યોગમાં વરાળ, પાણી અને વીજળીબળથી ચાલતાં અનેક યંત્રોની જરૂર પડતી હોય અને જેમાં યંત્ર પોતે ન કરી શકે એવાં કામો કરવાને ઠરાવેલી

૪૫. કૉન્સ્ટેબલ, લંડન.

મજૂરીએ મજૂરોની મોટી સંખ્યા રોકવી પડે, એવા ઉદ્યોગોની વ્યવસ્થા કરવી હિંદીઓના સ્વભાવની તદ્દન વિરુદ્ધ છે."[૪૬]

હિંદમાં ઉત્પન્નનું કાર્ય ઠેકઠેકાણે થાય છે, એ સંબંધે એ વાત ધ્યાનમાં લેવી જરૂરી છે કે હિંદુસ્તાનના લગભગ દરેક પ્રાંતમાં રૂનો પાક થઈ શકે છે અને થાય છે.

રેંટિયા અને હાથસાળો આ પરિસ્થિતિને પૂરેપૂરાં અનુકૂળ છે. હજારો વર્ષથી હિંદની પરિસ્થિતિ સાથે એ બે સાધનોનો સંબંધ ચાલ્યો આવે છે. પણ જુદી જ પરિસ્થિતિ અને રીતિને ટેવાયલા પશ્ચિમના ઇજનેર, કારખાનદાર, વેપારી અને મુસાફર આવીને એકદમ આ બધાંને જંગલી, પૈસા બરબાદ કરનાર અને મોંઘાં કહીને નિંદે છે. જે હિંદીઓ પશ્ચિમનું અનુકરણ કરે છે તે પણ એમ જ માને છે.

પણ દુનિયાના સૌથી સમૃદ્ધ દેશનો સૌથી વધુ અગ્રેસર અને સફળ કારખાનદાર એ જ જંગલી રીતને પશ્ચિમની પરિસ્થિતિને અનુકૂળ કરી લઈ અનુસરતો જોવામાં આવે છે, એ ભારે નવાઈની વાત છે. મિ. હેન્રી ફોર્ડ પોતાના જંગી કારખાનાના જુદા જુદા નાના નાના ભાગો કરી ગામડાઓમાં વહેંચી રહ્યા છે. તેમને શહેરની મજૂરોની ગંદી ચાલીઓ ગમતી નથી અને નાના પાયા ઉપર ઉત્પન્ન કરવામાં ખર્ચ ઓછું થાય છે એમ તેમને લાગે છે. તેઓ જે અનુભવ અને કારણોને લીધે આમ કરે છે તે તથા તેમની કેટલીક

---

૪૬. લંડન, પી. એસ. કિંગ ઍન્ડ કું. એ બહાર પાડેલા પ્રો. રાધાકમલ મુકર્જીના 'પ્રિન્સિપલ્સ ઑફ કમ્પૅરેટિવ ઇકૉનૉમિક્સ' ના બે ગ્રંથોમાં હિંદનું પ્રાદેશિક અર્થશાસ્ત્ર—તેની વિગતો, લાભો અને શક્યતાઓનું સારી રીતે વર્ણન કરેલું છે.

યોજનાઓ વિષે માહિતી મેળવવા ઇચ્છનારે તેમનું 'ટુડે ઍન્ડ ટુમોરો' નામનું પુસ્તક જોઈ લેવું. ખાસ કરીને 'ધિ મીનિંગ ઑફ ટાઇમ' અને 'ટર્નિંગ બૅક ટુ વિલેજ ઇન્ડસ્ટ્રીઝ' નામનાં પ્રકરણો. તે ઉપરાંત તેમના 'માઈ લાઇફ ઍન્ડ વર્ક' નામના બીજા પુસ્તકમાં 'ગેટિંગ ઇન્ટુ પ્રોડક્શન' અને 'ધિ રેઇલ રોડ્ઝ' નામનાં પ્રકરણો પણ જોવા જેવાં છે.

ચાર અવતરણો બસ થશે:

"જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં ઉત્પન્નનું કાર્ય નાના પાયા ઉપર જુદે જુદે ઠેકાણે કરવું જોઈએ. રાક્ષસી ઘંટીઓને બદલે જ્યાં જ્યાં અનાજ પાકતું હોય ત્યાં ત્યાં છૂટી છવાઈ અસંખ્ય નાની નાની ઘંટીઓ હોય એ જરૂરી છે. જ્યાં બની શકે ત્યાં જે વર્ગ કાચો માલ ઉત્પન્ન કરતો હોય તે જ વર્ગ તૈયાર માલ ઉત્પન્ન કરે એમ થવું જોઈએ.

અનાજ જ્યાં પાકે ત્યાં જ દળાવું જોઈએ. જે દેશમાં ડુક્કરો થતાં હોય તે દેશે ડુક્કરોની નિકાશ ન કરતાં ડુક્કરનાં માંસની અને તેમાંથી બનતી બીજી ચીજોની નિકાશ કરવી જોઈએ. સૂતરાઉ કાપડની મિલો કપાસના ખેતરની પાસે જ હોવી જોઇએ. આ કાંઈ ભારે ક્રાંતિકારી વિચાર નથી. એક રીતે જોતાં તો એ પ્રતિક્રિયા સમાન છે. એમાં કાંઈ નવું સૂચન નથી. એ બહુ જ જૂની વાત સૂચવે છે. આપણે માલને હજારો માઇલને ચકાવે ચડાવી તેનો ખર્ચ ખરીદનારને માથે નાખવાની આદતમાં પડયા તે પહેલાં દેશમાં આ જ રીતે કામ ચાલતું હતું. આપણા સમાજો આજે છે તે કરતાં

વધારે સ્વયંપૂર્ણ હોવા જોઈએ. તેમણે નકામો રેલ્વે ઉપર આધાર ન રાખવો જોઈએ. જે ઉત્પન્ન થાય તેમાંથી પોતાની જરૂર પૂરતું રાખી બાકીનું તેણે પરદેશ ચડાવવું જોઈએ. આમ કરવા માટે દાણા અને ઢોરો જેવા કાચા પદાર્થોમાંથી તૈયાર માલ ઉત્પન્ન કરવાનાં સાધનો તેની પાસે હોવાં જોઈએ. જો ખાનગી વ્યક્તિઓ પાસે આવાં સાધનો ન હોય તો ખેડૂતોએ સહકારથી તે મેળવી લેવાં જોઈએ. આજકાલ ખેડૂતો પ્રત્યે મુખ્ય અન્યાય એ થાય છે કે તે મોટામાં મોટો ઉત્પન્ન કરનાર હોવા છતાં તેને મોટામાં મોટો વેપારી બનતો અટકાવવામાં આવે છે. કારણ કે જેઓ તેના માલને વેચી શકાય એવા રૂપમાં મૂકે છે તેમને જ પોતાનો માલ વેચવાની તેને ફરજ પડે છે. જો તે પોતાનાં અનાજનો લોટ અને ઢોર તથા ડુક્કરોનું માંસ વેચતો હોય, તો તેને પોતાના માલ ઉપર પૂરેપૂરો નફો મળી શકે, એટલું જ નહિ પણ તે પોતાની આસપાસના સમાજને રેલ્વેની ગુલામીમાંથી મુક્ત કરે અને કાચા માલના બોજામાંથી ઉગારી સ્થાનાંતર પદ્ધતિને પણ સુધારશે. આ વસ્તુ સયુક્તિક તથા વ્યવહારુ છે એટલું જ નહિ પરંતુ તે તદ્દન જરૂરની બનતી જાય છે. વળી તેનો ઘણી જગ્યાએ અમલ પણ થઈ રહ્યો છે. પરંતુ જ્યાંસુધી તેનો પ્રયોગ ઘણા માલને વિષે વધુ વ્યાપક રીતે ન થાય, ત્યાં સુધી સ્થાનાંતર-પદ્ધતિ અને જીવનનિર્વાહના ખર્ચ ઉપર તેની પૂરેપૂરી અસર થશે નહિ.”

“સામાન્ય રીતે મોટું કારખાનું આર્થિક દૃષ્ટિએ લાભકર્તા નથી....”

"આપણે ખેતીમાંથી માણસો ખેંચ્યા નથી આપણે તો ખેતી ઉપરાંત ઉદ્યોગ વધાર્યો છે...."

"સમાજની સેવાનો આદર્શ મનમાં રાખી, કિંમત ઘટાડવાને માટે જ નહિ, પણ માલ ઉત્પન્ન કરવા પાછળ વપરાયલાં નાણાં ખરીદનાર વર્ગમાં વહેંચાય એ દૃષ્ટિએ મોટા ઉદ્યોગો દેશભરમાં છૂટા છવાયા વેરાયલા હોવા જોઈએ...."

"ખેતીવાડી એ ખરી રીતે જોતાં વર્ષમાં થોડા માસ જ ચાલે એવો ધંધો છે, એ વાત ત્યારે સ્પષ્ટ રીતે સમજાય છે. અને કેવળ ખેતી તો ધીમે ધીમે ગૌણ બની જશે. એક મહિનાના કામ ઉપર બાર મહિના નભી ન શકાય એવા કુદરતના નિયમમાં ખેતી કાંઈ અપવાદ નથી. ખેતીનો ખરો પ્રશ્ન તો આજીવિકાને માટે ખેતી ઉપરાંત કોઈ બીજો ધંધો ખોળવાનો છે. આ જ સીધી અને સાચી વાત છે.

"પાછલા એક પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે ઉદ્યોગોને છૂટા છવાયા વેરી નાખવાથી ખેડૂતોને જોઈતા ઉપધંધાઓ મળી રહેશે. ઉદ્યોગ અને ખેતી બંને જુદાં અને સ્વતંત્ર કાર્યક્ષેત્રો ગણાયાં છે. ખરી રીતે જોતાં એ બેનો બહુ સરસ રીતે મેળ ખાય છે. ખેતીમાં તેમ જ ઉદ્યોગમાં મંદીના સમય આવે છે. આ બંનેનો સારી રીતે મેળ સાધી શકાય અને પરિણામે દરેકને માલ અને ખોરાક સોંઘાં મળી શકે."

પોતાનાં ઝૂંપડાંઓમાં રેંટિયો ચલાવતા ખેડૂતો સૂર્યશક્તિનો ઉપયોગ કરનાર છૂટાં છવાયાં યંત્રો છે, એવી રીતે જો આપણે

વિચાર કરીએ તો આપણને ઝટ સમજાશે, કે અમેરિકાની જનરલ ઇલેક્ટ્રિક કંપનીના પ્રખ્યાત ઇજનેર સ્વ. ચાર્લ્સ પી. સ્ટીનમેટ્ઝે જે સિદ્ધાંત ઉપર ભાર મૂક્યો છે, તે જ આ છે. મોટા ખર્ચાળ બંધોમાં પાણી ભેગું કરી, વીજળીના વેગથી ચાલતાં મોટાં અને ખર્ચાળ યંત્રો દ્વારા મોટા પ્રમાણમાં વીજળી ઉત્પન્ન કરી, વાપરનારાઓને પૂરી પાડવાની હાલની પદ્ધતિનું વર્ણન કર્યા પછી તેઓ કહે છે, કે એને બદલે જળક્ષેપક પ્રદેશના આખા વિસ્તારમાં સેંકડો નાનાં નાનાં વીજળી ઉત્પન્ન કરનારાં યંત્રોની વીજળી એક જગ્યાએ ભેગી કરી વહેંચવી એ યોગ્ય છે.

તેઓ કહે છે:

"પણ જળશક્તિથી ચાલતાં યંત્રોનો ખર્ચ ભારે હોવાને લીધે, જ્યાં પાણી મોટા જથામાં અને એકત્રિત સ્વરૂપમાં મળી શકે એમ હોય, ત્યાં જ આવો વિકાસ વ્યવહારુ બને છે, અને જળસ્થાનોના વધતા જતા વિકાસને લીધે, આપણી ચાલુ પદ્ધતિએ જેનો વિકાસ કરી શકાય એવી જળશક્તિ ઓછી થતી જાય છે. અને પાણી ભેગું કરવા માટે જળશક્તિનો જેટલો વિકાસ કરવાની જરૂર પડે છે તેનો ખર્ચ તેમાંથી મળતી શક્તિની કિંમત કરતાં વધારે હોવાથી, આપણી આજની પાણીથી વીજળી ઉત્પન્ન કરવાની પદ્ધતિએ દેશની ઘણી જળશક્તિનો વિકાસ કરી શકાય એમ નથી. વીજળીથી ચાલતાં યંત્રને સફળ બનાવવા જે સિદ્ધાંત આપણે લાગુ પાડયો તે જ દેશની જળશક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરી શકાય એવી આશાનું એકમાત્ર ચિહ્ન છે. એટલે કે આપણે વીજળીથી ચાલતાં

યંત્રને પાણી હોય તે સ્થાને લઈ જવું જોઈએ. અર્થાત્ જેવી રીતે જ્યાં જ્યાં યંત્રબળની જરૂર હોય ત્યાં ત્યાં દરેક યંત્ર આગળ આપણે અંજીન ગોઠવીએ છીએ અને વીજળી દ્વારા શક્તિ વહેંચીએ છીએ, તેવી જ રીતે જળ પ્રવાહમાં જ્યાં જ્યાં જળશક્તિ મળી શકે એમ હોય ત્યાં ત્યાં વીજળી ઉત્પન્ન કરનાર યંત્રો ગોઠવી દેવાં અને વીજળિક રીતે તેમની વિદ્યુતશક્તિ ભેગી કરવી."[૪૭]

ઉપરની વસ્તુનું રેંટિયા સાથેનું સામ્ય સ્પષ્ટ છે. ખર્ચાળ શહેરોમાં અને મિલોમાં મજૂરોને ભેગા કરવા કરતાં આપણે દેશભરમાં કામ કરનારાઓને ઘેરે ઘેર ત્રાકો પહોંચાડવી જોઈએ અને જ્યાં જ્યાં શક્તિ હોય ત્યાં જ તેનો ઉપયોગ કરવો જોઈએ.

અમેરિકાના એક સફળ વેપારી મિ. એડવર્ડ એ. ફિલેન પોતાનાં 'ધિ વે આઉટ'[૪૮] નામના પુસ્તકમાં ઉદ્યોગોને છૂટા છવાયા વેરી નાખવાની જરૂરિયાત અને મહત્ત્વ વિષે આવો જ મત દર્શાવે છે. આમ પ્રમાણભૂત માણસોએ ઉત્પન્ન અને વહેંચણી બંનેને વિષે આ સિદ્ધાંતનું સમર્થન કર્યું છે.

હિંદી સુતરાઉ કાપડના સંબંધમાં હાલના યંત્રો દ્વારા ચાલતા, મોટા પાયા ઉપરના અને કેન્દ્રિત ઉદ્યોગ તથા વેપારની સરખામણીમાં નાના પાયા ઉપર છૂટક છૂટક કરવામાં આવતાં ઉત્પન્ન અને વહેંચણીના આર્થિક લાભો ટૂંકમાં નીચે પ્રમાણે છે:–

---

૪૭. 'જનરલ ઇલેક્ટ્રિક રિવ્યુ,' ૧૯૧૯. આગળ જણાવેલું 'માસ્ટરિંગ પાવર–પ્રોડક્શન,' પા. ૪૧૪.

૪૮. ડબલડે પેઇજ એન્ડ કું., ન્યૂયૉર્ક, ૧૯૨૪.

## (ञ) ખર્ચમાં બચાવ

ચાલુ ખર્ચોમાં નીચેની બાબતોને લગતાં ખર્ચો દૂર કરી શકાય અથવા તેમાં મોટો ઘટાડો કરી શકાયઃ—

૧. કાચો માલ ભેગો કરવો

૨. કાચો માલ ભરી રાખવો

૩. રેલ્વે અને વહાણ મારફતે સ્થાનાંતર

૪. સ્થાનાંતર સારુ ગાંસડીઓ બાંધવી

૫. ભારે ઝડપથી ચાલતાં યંત્રો વડે લોઢવામાં અને પીંજવામાં રૂના તાંતણાંને થતું નુકશાન અને તેનો બગાડ[૪૯]

૬. એવાં જ લોઢવાનાં યંત્રોથી કપાસને થતું નુકશાન અને જુદી જુદી જાતના અને જુદા જુદા કસવાળા કપાસિયાની સેળભેળ[૫૦]

૭. ગાંસડીઓ તોડવી, કચરો સાફ કરવો, અને દબાણથી થયેલી અસર દૂર કરવી, વગેરે મોટા જથામાં અને લાંબા વખત સુધી ગાંસડીઓમાં રૂ રાખી મૂકવાને પરિણામે જે ક્રિયાઓ કરવી પડે છે તે

૮. સ્થાનાંતર કરવાને લીધે, ભરી મૂકવાને લીધે તેમ જ મોટા જથામાં આપ લે થવાને લીધે થતું સુધારી ન શકાય તેવું નુકશાન

૯. કાચા અને તૈયાર માલનો આગ અને ચોરી સામે વીમો

---

૪૯ અને ૫૦. જુઓ, સર જ્યૉર્જ વૉટ, 'કમર્શિયલ પ્રૉડક્ટ્સ ઑફ ઇન્ડિયા', પા. ૫૯૩, ૬૧૧; તથા ડબલ્યુ. એચ. જૉન્સન, 'કૉટન ઍન્ડ ઇટ્સ પ્રોડક્શન', મૅકમિલન, ૧૯૨૬, પા. ૧૩૫, ૧૪૦–૧૪૩.

૧૦. તૈયાર માલનો સંગ્રહ

૧૧. જાહેરાત

૧૨. રુચિ અને ફેશનના ફેરફારને લીધે માલ નકામો થઈ જવો

૧૩. પૈસા, મજૂરી, જમીન, બળતણ અને બીજી સગવડો તથા સાધનોનું મોજશોખની વસ્તુઓ ઉત્પન્ન કરવામાં વપરાઈ જવું કે નકામાં વેડફાઈ જવું

૧૪. દલાલો, જથાબંધ વેપારીઓ, આડતિયા અને બીજા મારફતિયાઓની મારફત અને નફો

૧૫. કાચા અને તૈયાર માલની કિંમતમાં તેજીમંદી અને સટ્ટો.[૫૧]

૧૬. નીચેને કારણે વધતો વ્યવસ્થા ખર્ચ:

(અ) કારકુનો અને વેચનારાઓની મોટી સંખ્યા

(આ) ખર્ચાળ યંત્રો અને મકાનો, જમીન અને બીજાં સાધનો

૧૭. બળતણ અને શક્તિનો ખર્ચ

૧૮. અદાલતી ખર્ચ

૧૯. શરાફનાં વ્યાજ, વટાવ વગેરે

૨૦. આવક વેરો, નફા વેરો

૨૧. મ્યુનસિપાલિટીનો કર, અને પાણીનો વેરો

---

૫૧. આગળ જણાવેલા '૩' વિષેના નિવેદનમાં પા. ૬ ઉપર જણાવવામાં આવ્યું છે; "કોઈ પણ વખતે કાચા માલની કિંમતમાં ઓચિંતો ઘટાડો થતાં સૂતર તેમ જ કાપડના સંઘરેલા માલની કિંમત પણ એટલી જ ઘટી જાય. તેથી સંગ્રહ કરી મૂકવો એ ભયભરેલું છે"

૨૨. યંત્રો અને મકાનોની મરામત તથા નિભાવ

૨૩. યંત્રો, બૉઇલરો, મકાનો અને સરંજામનું ઘસાઈ જવું અથવા નકામાં થઈ જવું

૨૪. મજૂરોને બદલો આપવા માટેનો વીમો; તેમ જ ઘાયલ થયેલા મજૂરોને કાયદા મુજબ આપવી પડતી રકમ

૨૫. યંત્રો અને મકાનોનો આગ સામે વીમો

(આ) નીચેની બાબતોને લગતાં જોખમ ઓછાં થાય છે કે નિવારી શકાય છેઃ–

૧. દુકાળ અથવા પાકનું નિષ્ફળ જવું
૨. આગ
૩. ચોરી
૪. હડતાળ અથવા કામબંધી
૫. સ્થાનાંતરમાં વિલંબ

(ઇ) પરોક્ષ રીતે થતી આર્થિક અને સામાજિક અસરોઃ–

૧. (अ) વિભાગમાં જણાવેલાં ખર્ચનો બોજો હળવો થવાને લીધે જીવનનિર્વાહના ખર્ચમાં ઘટાડો થશે.

૨. પરદેશી મૂડી અને વેપારના કાબૂમાંથી છુટકારો થશે.

૩. માલના ટકાઉપણામાં; ઉપયોગિતામાં અને સુંદરતામાં સુધારો[૫૨] થશે.

૪. શહેરના ગંદા મજૂરલત્તાઓ જેવાં સામાજિક અનિષ્ટો, શહેરી જીવનને અંગે થતું નૈતિક તેમ જ

---

૫૨. પ્રકરણ ૮ માં જણાવેલાં પ્રમાણો જુઓ; ઉપરાંત ૧૯૧૨ માં અડ્યાર, મદ્રાસ, ની થિયોસૉફિસ્ટ ઑફિસ તરફથી બહાર પડેલું કલકત્તા કળામંદિરના સંરક્ષક તેમ જ સરકારી કળામંદિરના માજી આચાર્ય ઇ. બી. હાવેલનું 'ધિ બેસિસ ફૉર આર્ટિસ્ટિક ઍન્ડ ઇન્ડસ્ટ્રિયલ રિવાઇવલ ઇન ઇંડિયા' તેમ જ ગણેશ ઍન્ડ કું., મદ્રાસ તરફથી પ્રગટ થયેલું એ. કે. કુમારસ્વામીનું 'આર્ટ ઍન્ડ સ્વદેશી' જુઓ.

શારીરિક પતન, બેકારી અને તેનો ભય, તથા નૈતિક અધોગતિ—એ બધાંમાં ઘટાડો થશે.

૫. શહેરમાં ભેગા થવાની વૃત્તિમાં ઘટાડો થશે અને પરિણામે રેલ્વે, મ્યુનસિપાલિટીનાં કામો વગેરે પાછળ થતા રાષ્ટ્રીય ખર્ચમાં પણ ઘટાડો થશે.

૬. નાના મોટા શાહુકારોની લોકજીવન ઉપરની સત્તા ઘટી જશે.

૭. છટ્ટાના જ એક ભાગ તરીકે વેપારમાં કરવી પડતી ધીરધારના પ્રમાણમાં તથા તેનાં સાધનોમાં ઘટાડો થશે અને શાખ ઉપર વેપાર વધી જવાથી તેમ જ બિનજવાબદાર માણસોના હાથમાં તે શાખનાં સાધનો એકત્રિત થવાથી કિંમતમાં જે વધારો થાય છે તે પણ ઘટી જશે.

૮. ફુરસદનું પ્રમાણ વધશે.

૯. તંદુરસ્તી અને માનસિક સ્ફુર્તિમાં વધારો

૧૦. શોધખોળ કરવાની પ્રેરણા વધશે અને સંગ્રહવૃત્તિ, લોભ, તથા સામ્રાજ્યવાદનાં પ્રલોભનો અને તક ઘટશે.

૧૧. હાલ કપાસ કરવામાં વપરાતી જમીન છૂટી થવાથી અનાજ પકવવામાં તેનો ઉપયોગ થઈ શકશે.[૫૩]

---

૫૩. રૂની ખેતીમાં લેવાતી વધારે પડતી જમીન માટે સર જ્યૉર્જ વૉટ નું 'કમર્શિયલ પ્રૉડક્ટ્સ ઇન ઇંડિયા', ૧૯૦૮ પા. ૬૨૩ તેમ જ કલકત્તાના ખાદી પ્રતિષ્ઠાન તરફથી બહાર પડેલા સતીશચંદ્ર દાસગુપ્તના 'ખાદી મૅન્યુઅલ' ના બીજા ભાગનું પા. ૧૩૨ જુઓ. યુનાઇટેડ સ્ટેટ્સ જેવા કાર્યનિપુણ મનાતા દેશમાં પણ અ, આ અને ઇ માં બતાવેલાં નુકસાનો કેવી જાતનાં હોય છે. તેનો ખ્યાલ કરવા સારુ સ્ટુઅર્ટ ચેઇઝનું મૅકમિલન તરફથી ન્યૂયૉર્કમાં ૧૯૨૬ માં બહાર પડેલું પુસ્તક 'ધિ ટ્રૅજેડી ઑફ વેઇસ્ટ' જુઓ.

ઉપર્યુક્ત અમેરિકન કૉટન મેન્યુફેક્ચરર્સ ઍસોસિયેશનના ચોપાનિયામાં સુતરાઉ કાપડની દર રતલે પડતી કિંમતના સને ૧૯૨૫ ના વર્ષના આંકડા આપવામાં આવ્યા છે તે નીચે પ્રમાણે છે:–

| | સેંટ | રૂ. આ. પા. |
|---|---|---|
| મજૂરી | ૬.૬૫ | ૦–૨–૧૦ૢ |
| સામાન્ય ખર્ચ | ૬.૩૫ | ૦—૨—૯ |
| રૂનું ખર્ચ | ૨૮.૨૮ | ૦–૧૨—૩ |
| ચોખ્ખા બગાડનું પ્રમાણ | ૧૧.૦૮ | ૦—૧–૪ૢ |
| | ૪૧.૨૭ | ૧—૩—૩ |

આમાં સામાન્ય ખર્ચની રકમ કુલના ૧૫.૩ ટકા જેટલી છે. તેમાં કયા કયા ખર્ચનો સમાવેશ થાય છે એ જણાવેલું નથી, તોપણ (અ) વિભાગમાં દર્શાવવામાં આવેલાં ખર્ચોનો તેમાં સમાવેશ થતો હોય એમ લાગે છે. એ ખર્ચોમાં ભારે ઘટાડો કે તેનો પૂરેપૂરો બચાવ થવાથી ભારે કરકસર થઈ જશે.

આ બચાવના પ્રમાણ સંબંધી વધુ માહિતી 'ખાદી નિબંધ' માં પા. ૧૮૮ ઉપર આપવામાં આવી છે. અમદાવાદની મિલોમાંથી નમૂના દાખલ પાંચ લઈ તેમનાં ખર્ચની વિગતોનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે તે અમે નીચે ઉતારીએ છીએ.

| ઉત્પન્ન ખર્ચનાં જુદાં જુદાં ખાતાં | ગુજરાત સ્પિનિંગ મિલ | ભરતખંડ કોટન મિલ | અમદાવાદ મનુચંદ્ર મિલ | અમદાવાદ ન્યૂ-કોટન | રાજનગર મિલ | સરાસરી |
|---|---|---|---|---|---|---|
| મજૂરી | ૧૫.૯ | ૧૭.૬ | ૧૬.૫ | ૧૪.૮ | ૨૧.૨ | ૧૭ |
| ભંડારખર્ચ | ૧૮.૩ | ૮.૮ | ૯.૭ | ૧૧.૪ | ૧૧.૨ | ૧૨ |
| બળતણ | ૩.૬ | ૪.૧ | ૩.૪ | ૩.૧ | ૩.૬ | ૩.૫ |
| વ્યાજ | ૧.૨ | ૨.૯ | ૨.૬ | ૩.૪ | — | ૨.૫ |
| કમિશન | ૧.૩ | ૨.૯ | ૪.૩ | ૪.૦ | — | ૨.૫ |
| કર | ૯.૯ | ૫.૯ | ૭.૧ | ૩.૧ | ૪.૨ | ૫.૫ |
| રૂ | ૪૨.૨ | ૫૦.૦ | ૪૮.૧ | ૫૩.૫ | ૬૪ | ૫૩.૦ |
| ઘસારો | ૫.૧ | ૨.૯ | ૨.૩ | ૨.૮ | — | ૩.૦ |

આ પછી પુસ્તકમાં જણાવવામાં આવ્યું છે કેઃ—

"મિલ ચલાવવામાં લાકડાં, વીમો, દલાલી, કર અને ભાંગતોડમાં જ લગભગ પંદર ટકા ખર્ચાઈ જાય છે. જો કે હાથકંતામણ અને હાથવણાટના દર મિલકંતામણ અને મિલવણાટના દર કરતાં વધારે આપવા પડે છે, છતાં આજે મિલ ચલાવવામાં રાષ્ટ્રના જે કરોડો રૂપિયા નકામા ઘસાય છે તે રેંટિયો ચલાવવામાં નહિ તણાય, એટલું જ નહિ

પણ રેંટિયાથી રાષ્ટ્રની આમદાની વધી શકે એવું જબરદસ્ત અણખેડાયલું ક્ષેત્ર ખુલ્લું થશે."

એ જ પુસ્તકમાં ૧૮૨ મે પાને જણાવવામાં આવ્યું છે:

"હાથકંતામણ અને હાથવણાટની રોજીના દર એક વાર બરાબર નિશ્ચિત થઈ જશે, કાંતનાર પોતાનું રૂ સંઘરવા લાગશે, રેંટિયા પર તેમ જ સાળ પર કામ કરનારની ગતિ વધવા લાગશે એટલે ખાદીની કિંમત આપોઆપ ઘટી જશે અને પછી ખાદી, કિંમતની બાબતમાં પણ મિલકાપડની હારોહાર ઊભી શકશે."

ઉપર આપેલા આંકડાઓ પ્રમાણે અમેરિકાની મિલોમાં કુલ ખર્ચના ૬૮.૫ ટકા અને હિંદુસ્તાનની મિલોમાં ૫૩ ટકા રૂ પાછળ ખર્ચાય છે. એ ઉપરથી કાંતનાર પોતે રૂ સંઘરે એનું મહત્ત્વ સમજાશે. એ જ પુસ્તકમાં ૧૩૯ મે પાને કહ્યું છે: "આપણા દેશના ઘણા ખરા કાંતનારા કાંતો કપાસ ઉગાડનાર ખેડૂતો અથવા કપાસનાં ખેતરમાં કામ કરનાર મજૂરો છે; મજૂરોમાંના કેટલાકને તો રોજીમાં પૈસાને બદલે કપાસ મળે છે. બીજા જેઓને જમીન છે તેઓ તો કપાસ જ ઉગાડી લે છે." આ બધાઓને મિલ કરતાં કપાસ બહુ જ સોંઘો મળે એ તો સ્પષ્ટ જ છે. બધાયે પ્રાંતોમાં અને જિલ્લાઓમાં રૂ ઊગે છે એટલે કાંતનારાઓનો મોટો ભાગ રૂ સંઘરી શકે એમ છે. એમ કરવાથી હાલમાં રેલ્વે, ગાડાં, મોટા જથામાં રૂ ભરી રાખવું, વીમો, કિંમતની તેજીમંદીને લીધે આવતી ખોટ, તથા તેવી તેજીમંદીને લીધે ઉત્પન્ન થતી બેકારી વગેરેને લીધે જેટલી ખોટ જાય તેના કરતાં પણ વધારે બચત થશે. વળી એ પુસ્તકમાં (૧૪૦–૪૧ મે પાને) જણાવવામાં આવ્યું છે:—

"મોસમના વખતમાં જેઓ કપાસ રાખી લે છે તેમને કાંતવા ઉપરાંત પીલવામાંથી પણ થોડી ઘણી રોજી મળે છે. અને વધારામાં કપાસિયા ઘરમાં રહે છે. ખેડૂતને મન કપાસિયાની બચત એ કાંઈ નાનીસૂની વાત નથી. રૂના ભાવ વધે તો કાંતનારને સૂતરના ભાવ વધારે આવે, અને રૂના ભાવ ગગડી જાય તોયે રૂ સંઘરી રાખનાર કાંતનારને કાંઈ ખોટ ન આવે. કારણ કે જે ફાજલ વખતમાં રૂના અભાવે નવરા રહેવું પડે તેમાં રૂ ઘરમાં પડ્યું હોય તો હરતાં ફરતાં પોતાના ઘરજોગાં કપડાં તૈયાર થઈ જાય."

"કાંતનાર પોતાના ખપ પૂરતો કપાસ રાખી લેવાનું શીખી જશે કે તરત જ સૂતરની જાતમાં પણ એકદમ સુધારો થતો જોવામાં આવશે. આ કપાસ મારી માલકીનો છે એવી કાંતનારની ભાવના થઈ જવાથી રૂનો સારામાં સારો ઉપયોગ થાય એ ખાતર કાંતનાર કાંતતી વખતે ખાસ કાળજી અને ચોકસાઈ જાળવવા મથે છે, તેમ જ કપાસ સાફ કરવામાં અને પીલવામાં તે ખાસ ધ્યાન આપે છે. કપાસની તાણના વખતમાં કપાસની તંગી ન પડે તે ખાતર ઓછામાં ઓછો કપાસ વપરાય અને છતાં વધારેમાં વધારે નાણાં ઊપજે એવી લાલસા કાંતનારને લાગવાથી તેને એકધારું ઝીણું સૂતર કાઢવું પડે છે."

અમેરિકાનાં ટ્રસ્ટ અથવા તો મોટી કંપનીઓ કાચા માલનાં ક્ષેત્રો અને કારખાનાં એકી સાથે ચલાવીને જે બચત કરે છે, તેવી જ આ બચત છે. કાચા માલનાં ક્ષેત્રો ઉપર

કાબૂ રાખવાનો આ તેમનો ભગીરથ પ્રયત્ન, એ માત્ર રૂ પકવી પાછળથી તેની ખાદી વણનાર ખેડૂત વણકરની આર્થિક પરિસ્થિતિનું અનુકરણ છે. ઉપર જણાવેલ (ક) ૭ ની સત્યતા વિષે ઘણા માણસો શંકા ઉઠાવશે, પણ જેઓએ નાણાં અને શાખ જે રીતે કાર્ય કરે છે તેનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે, તેઓ એનો સ્વીકાર કરવાને વધારે તૈયાર થશે. જ્યાં સુધી નાણાંની કિંમતમાં વધઘટ થયા કરે અને ખોટાં કાટલાં જેવી થઈ જતી તેની સ્થિતિ બંધ ન થાય, ત્યાં સુધી ગરીબ માણસો પોતાના જીવનમાંથી તેને દૂર રાખે એ જ ડહાપણભર્યું છે. ગામડામાં પ્રચલિત વિનિમય તથા કુટુંબમાં ચાલતાં કાંતણ પીંજણ અને પીલવાનાં કામથી આ બાબતમાં બહુ મદદ મળશે. રેંટિયો અને તેની સાથેનાં બીજાં સાધનોના ઉપયોગને અંગે દેવું, ધીરધાર અને વ્યાજની જરૂર પડતી નથી. શાહુકારોથી દૂર જવાનો એ એક માર્ગ છે. હિંદના ખેડૂતો ઉપરના દેવાના ભયંકર બોજાની જેમને ખબર છે તેઓ આનું મહત્ત્વ સમજશે. સુતરાઉ કાપડની મિલમાં મકાન, યંત્રો અને મોટા પાયા ઉપર ખરીદ, ઉત્પન્ન તથા વેચાણને માટે જોઈતાં નાણાં મેળવવા બિલ્સ ઑફ લેડિંગ, ભરતિયાં, ચેક અને બીજાં ધીરધારનાં સાધનોની જરૂર પડે છે. તેમાં હાથે કાપડ બનાવી લેનાર માણસો જેટલે અંશે ઘટાડો કરી શકે તેટલે અંશે, આજે ખાનગી શરાફી પેઢીઓના કાબૂમાં રહીને ભાવની તેજી મંદી ઉત્પન્ન કરી ગરીબ માણસોને મુશ્કેલીમાં મૂકનાર ધીરધારના વધારા ઉપર અંકુશ મુકાશે.[૫૪]

---

૫૪. આ અગત્યના મુદ્દાની સંપૂર્ણ ચર્ચા માટે ફ્રેડરિક સૉડીનું 'વેલ્થ, વર્ચ્યુઅલ વેલ્થ ઍન્ડ ડેટ' તેમ જ લંડનમાં હેન્ડરસન્સ તરફથી ૧૯૨૪ માં બહાર પડેલી તેની 'કાર્ટેશિયન ઇકોનોમિક્સ' અને 'ધિ ઇન્વર્ઝન ઑફ સાયન્સ' નામની પત્રિકાઓ જુઓ.

ચોથા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે કે મોટા પાયા ઉપર થતું વેચાણ અને અતિશય વેગવાળાં યંત્રો, વેચાણનું ક્ષેત્ર વિશાળ હોય તો જ અનુકૂળ અને લાભદાયક બને છે; નાના પાયા ઉપર ઉત્પન્ન કરવાથી થતી આ બધી કરકસરોનો વિચાર કરતાં એ સિદ્ધાંતને ટેકો મળે છે. નાનાં નાનાં અને છૂટાં છવાયાં વેચાણનાં ક્ષેત્રો માટે તો હાથે ચાલતાં યંત્રો પણ, ઇજનેરી અને આર્થિક દૃષ્ટિએ જોતાં, મોટાં યંત્રો જેટલાં જ કાર્યકર થઈ પડે; અને જો બીજાં વિશાળ સામાજિક અને માનસિક તત્ત્વોનો વિચાર કરીએ તો તો આ ધીમું કામ કરનારાં સાધનો સુદૃઢ અને સનાતન સંસ્કૃતિને વધુ અનુકૂળ છે.[૫૫]

આજ સુધી એ પ્રશ્નનો સંપૂર્ણ અભ્યાસ કર્યા સિવાય એ સાધનોને ધિક્કારી કાઢવામાં આવ્યાં છે, એ કોઈ પણ રીતે યોગ્ય નથી. આર્થિક દૃષ્ટિએ જોતાં ગાંધીજીની યોજના બીજી કોઈ પણ યોજનાના જેટલી જ વ્યવહારુ છે. અહીં પણ અર્લ ઑફ રોનાલ્ડશેનાં પુસ્તકમાંથી ઉતારો આપી શકાય. “લગભગ પોણી સદીના પ્રયત્નોનું પરિણામ આવું નિરાશાજનક આવ્યું એનું મુખ્ય કારણ એ છે, કે વસ્તુસ્થિતિ ગમે તે હોય તોપણ અંગ્રેજ લોકો અમુક રીતે એવું માને છે, કે તેઓની સંસ્થાઓ બીજી બધી પ્રજાઓની સંસ્થાઓ કરતાં ચડિયાતી છે.” આર્થિક કાર્યપદ્ધતિઓ અને સંસ્થાઓની બાબતમાં આ વાત પશ્ચિમની બધી પ્રજાઓને લાગુ પડે છે. પશ્ચિમના લોકો ઘણે ભાગે એટલા તો ‘મારું તે જ સારું’

---

૫૫. આગળ જણાવેલા ફ્રીમેનના ‘સોશિયલ ડીકે ઍન્ડ રિજનરેશન’ નાં પા. ૧૦૫–૧૪૦ જુઓ.

માનનારા અને ખોટી દલીલો કરનારા હોય છે, કે તેમના કરતાં સાદી વહેંચણીકરણીમાં શારીરિક, વૈયક્તિક, આર્થિક અને નૈતિક તત્ત્વો રહેલાં છે એ તેઓ જોઈ શકતા જ નથી.

ગાંધીજી, જે પ્રકારના નાના પાયા ઉપરના, વ્યાપક અને એકાગ્ર ઉદ્યોગોની હિમાયત કરે છે, તેવા ઉદ્યોગોમાં કાયમી ખર્ચ, શક્તિનું ખર્ચ, મરામતનું ખર્ચ, નિભાવવાનું ખર્ચ, ઘસારા અને નકામા થઈ જવાનું ખર્ચ, તથા શોધખોળનું ખર્ચ ઓછું હોય છે; વળી કાચા તેમ જ પાકા માલની ઉથલ પાથલ જલદી થાય છે, વખાર તેમ જ સ્થાનાન્તરનો ખર્ચ બહુ જ ઓછો અથવા નહિ જેવો થાય છે, ધંધા વિષે નિરાંત રહે છે, અને એ ઉદ્યોગ માનસિક તેમ જ શારીરિક આરોગ્ય માટે માનવસ્વભાવને બહુ જ અનુકૂળ છે. એમાં નૈતિક તથા કલાત્મક ઉન્નતિને અવકાશ છે, તેમ જ વ્યક્તિગત વિકાસને માટે પૂરતું સ્વાતંત્ર્ય અને સગવડ છે. એમાં જ એનાં આર્થિક બળ તથા કાર્યશક્તિ સમાયલાં છે.

નાના પાયા ઉપરના વ્યાપક ઉદ્યોગમાં મોટામાં મોટી ખામી એ છે કે તેમાં બુદ્ધિને પ્રોત્સાહન બહુ જ ઓછું મળે છે. તો પણ કેળવણીની સારી પદ્ધતિ દ્વારા, પુસ્તકો, વર્તમાનપત્રો અને સામયિકોના ઉપયોગ વડે, તેમ જ વ્યવહાર અને સ્થાનાન્તરનાં સુધરેલાં સાધનો વડે આ ખામી સંપૂર્ણ રીતે દૂર કરી શકાશે એવી આશા રાખવી એ વધારા પડતું નથી.

'લુહારવાડે સોય લઈ જવી' એવી, મૂર્ખાઈ વિષે આપણામાં એક કહેવત છે. મિ. ફોર્ડ કહે છે કે ૨૫૦ માઇલે જે માલ મળી શકતો હોય તે ૫૦૦ માઇલથી લઈ આવવો એ ગુન્હો છે. તો પછી હિંદનું રૂ ઇટાલી, જાપાન કે ઇંગ્લંડ

લઈ જવું અને ત્યાંથી તેનું તૈયાર કાપડ લાવી, હિંદમાં ગામડામાં રૂ પેદા કરનારાઓને જ વેચવું એ મૂર્ખાઈભરેલું લાગે છે. ખાદી અને મિલના કાપડની કિંમતની સરખામણી કરતાં તો એમ લાગે છે કે કાપડ દેશમાં બને તેના કરતાં પરદેશથી બનીને આવે એમાં જ લાભ છે. પણ આ ભ્રમ છે. બેકારીને લીધે રાષ્ટ્રને જતી ખોટ, ગ્રામજીવનમાં થઈ જતી છિન્નભિન્નતા અને હિંદમાં તેમ જ અતિશય ઉદ્યોગપ્રધાન દેશોમાં જળવાયલાં ખેતીવાડી તથા ઉદ્યોગ વચ્ચેનાં પહેલાંનાં સમતોલપણામાં પડતા વિક્ષેપનો વિચાર કરીએ છીએ ત્યારે આ ભ્રમ દૂર થઈ જાય છે. કાપડ ખરીદનારને આ બધા નજર બહારના ગેરલાભોનો બોજો દેખાતો નથી, પણ એનો ભાર તો એણે ઉઠાવવાનો જ છે. આનો અંદાજ કાઢવાનો પ્રયત્ન આગળના પ્રકરણમાં કરવામાં આવશે.[૫૬] પશ્ચિમના

---

૫૬. હિંદ તેમ જ ઇંગ્લંડમાં ખેતી અને ઉદ્યોગો વચ્ચેનું સ્વાભાવિક સમતોલપણું આમ બેવડી રીતે મારી નાખવામાં જે બેવડું નુકસાન રહેલું છે તે સમજવા માટે, આગળ જણાવેલાં હિંદના ઘરગથુ કાપડના ઉદ્યોગને કેવી રીતે કચડી નાખવામાં આવ્યા તેના ઇતિહાસનાં પુસ્તકો, તેમ જ જે. એલ અને બી. હેમંડનાં લોંગમૅન્સ ગ્રીન તરફથી બહાર પડેલાં 'વિલેજ લેબરર', 'ધિ ટાઉન લેબરર,' 'ધિ સ્કિલ્ડ લેબરર' પુસ્તકો તથા લંડનમાં મૅથ્યુએન તરફથી ૧૯૨૬ માં બહાર પડેલું પુસ્તક 'ધિ રાઇઝ ઑફ મૉડર્ન ઇંડસ્ટ્રી' વાંચવાં જોઈએ. તેને લીધે સૂર્યશક્તિનો થતો બગાડ અને તેનું રૂપાંતર કરીને નવા પર્યાયો બનાવવાના સ્થાન તરીકેનો જમીનનો પૂરો ઉપયોગ—આ બેનો વધારે ખ્યાલ, લંડનમાં એલન અને અનવિન તરફથી ૧૯૨૫ માં બહાર પડેલા ફ્રેંક ગિયરીના 'લૅંડ ટેન્યોર ઍન્ડ અનએમ્પ્લૉયમેંટ' નામના પુસ્તકમાંના અને હેન્રી જ્યૉર્જના 'પ્રોગ્રેસ ઍન્ડ પૉવર્ટી' નામના પુસ્તકના મંતવ્યની સાથે મળેથી બંધબેસતો આવે છે.

ઉદ્યોગનાં ઘણાં ખર્ચો નજરે પડતાં નથી પણ તે જીવનનિર્વાહનાં ભારે ખર્ચો અને મોટા કરવેરામાં કેટલેક અંશે દેખાઈ આવે છે.

અત્યારે તો એટલું જ જણાવવું પૂરતું થશે કે હિંદનાં ગામડાંના ગૃહઉદ્યોગને 'આર્થિક દૃષ્ટિએ નુકસાનકર્તા' કહેવો એ હિંદની તેમ જ પૂર્વના દેશોની આજની આર્થિક પરિસ્થિતિ અને વલણના પરિચયનો અભાવ તથા પરિસ્થિતિનું સમગ્ર રૂપે તલસ્પર્શી પૃથક્કરણ કરવાની નિષ્ફળતા દર્શાવે છે.

અર્થશાસ્ત્રના સિદ્ધાંતો—જગતભરમાં એકના એક હોય પણ સ્થાનિક પરિસ્થિતિના ભેદોને લીધે તેનાં સ્વરૂપ અને પ્રયોગમાં ફેર પડે છે.

૭

# બેકારી

ઇપ્સ્વિચ કોઓપરેટિવ કૉન્ગ્રેસમાં ઇંગ્લંડના મોટા અર્થશાસ્ત્રી પ્રો. માર્શલે કહ્યું હતું,[૫૭] "જગતના ઇતિહાસમાં વેડફાઈ જતી વસ્તુઓમાં એક વસ્તુનું મહત્ત્વ એટલું બધું છે કે 'વેડફાઈ જનારી' એ પદ માત્ર તેને જ લગાડવું જોઈએ." એ વસ્તુ તે મજૂરોની ઊંચી જાતની શક્તિ છે. આ સુપ્ત તથા અવિકસિત તેમ જ ગુંગળાઈ રહેલી ઉચ્ચતર કામો માટેની શક્તિ અવસર ન મળવાને કારણે વ્યર્થ જાય છે.

ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ તરફથી પ્રસિદ્ધ થતી 'ધિ વર્લ્ડ ઑફ ટુડે' નામની ગ્રંથમાળામાં પ્રગટ થયેલું 'ઇનફીઝડ પ્રોડક્શન' નામના નાના પુસ્તકમાં મિ. લિપ્સન જણાવે છેઃ

"દેશની સંપત્તિ મુખ્યત્વે કરીને તેની પ્રજાની કાર્યશક્તિમાં રહેલી છે. કોઈ દેશ કુદરતી સાધનોથી ભરપૂર હોવા છતાં જો તેના લોકો આળસુ અને પછાત હોય તો

---

૫૭. મૅકમિલન તરફથી ન્યૂયૉર્કમાં ૧૯૨૯ માં પ્રસિદ્ધ થયેલા ઇ. પી. હેરિસના પુસ્તક, 'કોઓપરેશન, ધિ હોપ ઑફ ધિ કન્ઝ્યુમર્સ' માંથી ટાંકેલું.

તેઓ, જે દેશમાં કુદરતી સંપત્તિ ઓછી હોવા છતાં લોકો સ્ફુર્તિવાળા હશે તેમની સરખામણીમાં ગરીબ લાગશે. મજૂરની કાર્યશક્તિ વધારનાર હરકોઈ વસ્તુથી રાષ્ટ્રીય આવક વધે છે અને તેને બાધક દરેક વસ્તુથી તેમાં ઘટાડો થાય છે. આનો અર્થ એ થયો કે કોઈ પણ સમાજને પોતાની અંગભૂત વ્યક્તિઓની સંપત્તિ ઉત્પન્ન કરવાની શક્તિ, વિના કારણે એળે જવા દેવાનું પરવડે નહિ. આ પ્રશ્નના સંબંધમાં આપણે જનહિતને પણ વીસરવું ન જોઈએ. તેમ જ દારિદ્રનું સંકટ ઉત્પત્તિના કાર્યમાં જોઈતા મજૂરોના સહકારની આડે આવે છે એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ."

જિનીવાની ઇન્ટરનૅશનલ લેબર ઑફિસના સભ્ય મિ. જે. આર. બેલબી' બેકારી ઉપરના પોતાના પુસ્તકમાં કહે છે:

"બેકારી શાપ સમાન છે. ઔદ્યોગિક સંગઠનોમાં કોઈ સાધનનો ઉપયોગ કરવાથી આ અનિષ્ટ ઓછું કરી શકાય એમ હોય તો સૌ લાગતાવળગતાઓની તાત્કાલિક ફરજ એ છે કે બને ત્યારે એ સાધનોનું સમર્થન કરવું અને તેને ઉપયોગમાં લેવાના સાચા માર્ગો નક્કી કરવા."

ટેલર સોસાયટીના પ્રમુખ અને અમેરિકાના એક પ્રખ્યાત ઇજનેર મિ. મોરિસ એલ. કુકે થોડા જ વખત પર કહ્યું છે:[૫૮]

"બેકારી એ બગાડમાં વધારેમાં વધારે ભાગ ભજવનારી વસ્તુ છે.

૫૮. અમેરિકન 'ફેડરેશનિસ્ટ'ના જૂન, ૧૯૨૭ ના અંકમાં 'વેઇસ્ટ થ્રુ અનએમ્પ્લોયમેન્ટ', પા. ૭૦૦ જુઓ.

"યંત્રો વડે યાંત્રિક શક્તિનો ઉપયોગ વધારીને તેમ જ એક યા બીજી જાતની કુશળતાનો વિકાસ કરીને વધુ માલ ઉત્પન્ન કરવાની હિમાયત કરવી એ ઠીક છે. જોડાની એક જોડ બનાવતાં જેટલો ખર્ચ પહેલાં લાગતો તેટલા જ ખર્ચમાં બે જોડ બનાવવાનું શીખીએ તો સમાજને એકંદરે લાભ થાય છે ખરો, પણ આપણા રાષ્ટ્રની વધતી જતી ઉત્પન્ન શક્તિમાં જે વ્યક્તિ પોતાનો હિસ્સો આપે તેના હિતનું વધુ રક્ષણ થશે એવી બાંયધરી જ્યાં સુધી આપણે ન આપીએ ત્યાં સુધી, પ્રગતિને દરેક પગલે બેકારીનો ભય ઊભો થતો જાય છે, એ વિચારથી આપણો ઉત્સાહ મંદ પડતો જશે. બેકારી એ બગાડ દૂર કરવાના પ્રશ્નનું મર્મ સ્થાન છે એ જ્યાં સુધી આપણે ન જોઈ શકીએ ત્યાં સુધી, જે મજૂરો ઉપર એની પ્રતિકૂળ અસર થવાનો સંભવ છે તેઓ એમાં રસ લે એને ટેકો આપે એવી આશા ભાગ્યે જ રાખી શકાય.... આખરે રાષ્ટ્રીય અને આર્થિક દૃષ્ટિએ જોતાં માલિકો અને મજૂરોને બેકારી સામે રક્ષણ જોઈએ છીએ એમ નથી, પણ તેમને હંમેશાં કામ મળતું રહેશે એટલી ખાત્રીની જરૂર છે."[૫૯]

સંભવ છે કે આ વિધાનોને વિષે કોઈ શંકા નહિ ઉઠાવે. બીજા પ્રકરણમાં તેમ જ પરિશિષ્ટ (૨) માં દર્શાવવામાં આવેલું હિંદની ગરીબાઈનું પ્રમાણ ધ્યાનમાં લેતાં

---

૫૯. સ્ટુઅર્ટ ચેઇઝ નું 'ધિ ટ્રૅજેડી ઑફ વેઇસ્ટ', પ્રકરણ ૭, મૅકમિલન, ન્યૂયૉર્ક, ૧૯૨૬ જુઓ.

ગાંધીજીના યોજનાની સાથેના તેના સંબંધનો વિચાર કરવો એ અગત્યનું છે.

બીજા પ્રકરણમાં આપણે જોયું કે ઈ.સ. ૧૯૨૧ ની વસ્તી-ગણતરી મુજબ લગભગ ૧૦ કરોડ ૭૦ લાખ માણસો "માત્ર ખેતી તથા ગોચરના કામમાં રોકાયલાં છે." ઉપરાંત આપણે એ પણ જોયું કે તેઓ વર્ષમાં ઓછામાં ઓછા ત્રણ માસ તો બેકાર રહે છે. આ આંકડાઓમાં ઔદ્યોગિક બેકારીનો સમાવેશ થતો નથી. આ તો માત્ર ખેતીવાડીમાં રોકાયલાં માણસોની બેકારીના જ આંકડા છે, એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. એ આંકડાઓમાં શહેરના ઉદ્યોગને અંગે અવારનવાર આવી જતી, કે મોસમને કારણે આવી જતી, કે ચક્રીય ક્રમમાં નિયત રીતે આવી જતી, કે બાકી રહેતી અમુક સ્થાયી બેકારી અથવા થોડા જ સમય રોકાણ આપી શકે તેવું કામ, અથવા મજૂરોની ઉથલપાથલ, બગડતો વખત, હડતાળો, કામબંધી, ગેરહાજરી અને અટકાવી શકાય એવા અકસ્માત કે માંદગીને કારણે આવતી બેકારીના બગાડનો સમાવેશ થતો નથી.

૧૦ કરોડ ૭૦ લાખ માણસો એટલે તો હિંદની આખી વસ્તીનો ત્રીજો ભાગ થયો. ઈ.સ. ૧૯૨૧ ની વસ્તીગણતરી મુજબ બધાય ધંધામાં ખરેખર કામ કરનારાઓના ૭૨ ટકા જેટલી એ સંખ્યા થઈ. યુનાઇટેડ સ્ટેટ્સની આખી વસ્તી કરતાં એ સંખ્યા સહેજ જ ઓછી છે. ઇંગ્લંડમાં કોઈ પણ વર્ષે કોઈ પણ માસમાં ખરાબમાં ખરાબ બેકારી આવી હોય તો તે ૧૯૨૧ ના જૂન માસમાં આવી હતી. તે વર્ષે વેપારમાં ભારે મંદી હતી, અને કોલસાની ખાણોના કામદારોએ હડતાળ પાડી હતી. તેમ છતાં બેકારોની સંખ્યા ફક્ત ૨૧ લાખ ૭૧ હજાર

૨૮૮ હતી. ગ્રેટ બ્રિટનની કુલ વસ્તીનો આ દસમો ભાગ કહી શકાય અથવા બોર્ડ ઑફ ટ્રેડને નિવેદનો મોકલનાર મજૂરસંઘોના સભ્યોનો ૧૭.૮૧ ટકા જેટલો ભાગ છે. આટલાથી બ્રિટિશ રાજદ્વારી પુરુષો સારી પેઠે ત્રાસી ગયા હતા. તો, જો કુલ વસ્તીના વીસમા ભાગને બદલે ત્રીજો ભાગ એકી વખતે બેકાર થઈ જાય, અથવા બારમો ભાગ આખા વર્ષને માટે બેકાર થઈ પડે, અને એવું વર્ષોનાં વર્ષ ચાલે તો તેઓ શું કરે?

જો કે આપણી પાસે ચીનને લગતા આંકડા નથી તો પણ દુનિયાના બધાય દેશો કરતાં હિંદુસ્તાનમાં આખું વર્ષ બેકારીનું પ્રમાણ વધારે રહે છે એમ કહી શકાય.

પશ્ચિમના કારખાનદારો કામમાં ન લેવાતાં યંત્રો અને સાધનોના ખર્ચની ભયંકરતા સમજતા જાય છે. અને તેનું પ્રમાણ તથા કારણો દર્શાવવાને 'કૉસ્ટ એકાઉન્ટિંગ'ની પદ્ધતિ શોધી રહ્યા છે, તેમ જ ખર્ચની ખાતાં વાર વહેંચણી કેમ કરવી તેનો અભ્યાસ કરી રહ્યા છે. માલની વેચાણકિંમત પર તે ચડાવીને વ્યવસ્થાની ઊણપનો ખર્ચ ખરીદનારને માથે નાખવો અને સાથે સાથે કેટલી કિંમત ઠરાવી વેચાણ સંબંધે કઈ નીતિ અખત્યાર કરવી એ વિષે વ્યવસ્થાપકોને ગુંચવાડામાં નાખવા એ યોગ્ય છે, કે એને કારખાનદારને થયેલી ખોટ તરીકે બતાવી ખરીદનાર ઉપર ન ચડાવતાં યોગ્ય ઉપાયોથી ખર્ચ ઓછો કરવાનો પ્રયત્ન કરવો એ યોગ્ય છે, એનો વિચાર તે કરી રહ્યા છે.

એ જ રીતે હિંદી પ્રજા પણ પોતાના માણસો બેકાર

રહેવાને લીધે જતી ખોટનો વેળાસર હિસાબ કરી તે અનુસાર વ્યાવહારિક ઉપાયો લેવા માંડે એ યોગ્ય છે.

હિંદનાં ગામડાંના લોકોની બેકારીને લીધે હિંદી પ્રજાને કેટલી ખોટ જાય છે?

/ ખેતીમાં કામ કરનાર મજૂરની સરેરાસ રોજી ત્રણ આના ધારીએ. આ અડસટ્ટો બહુ જ ઓછો છે. પણ તે રશબ્રૂક વિલિયમ્સના 'ઇંડિયા ઇન ૧૯૨૩–૨૪' નામના પુસ્તક ઉપરથી, મુંબઈના મજૂરીના દરના અહેવાલ ઉપરથી, દુકાળના સમયમાં સરકાર તરફથી રોજ બે આનાથી કાંઈક ઓછી મજૂરી આપવામાં આવે છે એ હકીકત ઉપરથી, અને પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરવામાં આવેલા માણસદીઠ આવકના અડસટ્ટાને આધારે બાંધવામાં આવ્યો છે. આ ત્રણ આનાના દર પ્રમાણે ૧૦ કરોડ ૭૦ લાખ માણસો તેમની બેકારીના નેવું દિવસોમાં ૧ અબજ ૮૦ કરોડ ૫૬ લાખ ૨૫ હજાર રૂપિયા કમાઈ શકે. એટલે કે બ્રહ્મદેશ બાદ કરતાં બાકીના હિંદુસ્તાનમાં ખેતી ઉપર નભનાર માણસોની બેકારીને લીધે આવતી ખોટ આટલી થઈ. આને આખી વસ્તી ઉપર વહેંચી નાખીએ તો માથાદીઠ પાંચ રૂપિયા સાત આનાનો વેરો થઈ રહે.

છેલ્લી વસ્તીગણતરીના આંકડા, તેમજ 'ઇંડિયા ઇન ૧૯૨૫–૨૬' અને ૧૯૨૩–૨૪ ની 'ઇંડિયન યર બુક'માં આપવામાં આવેલાં હિંદી પ્રજાની સમૃદ્ધિ ઉપર અસર કરતાં બીજાં ખર્ચો અને વિગતોની સાથે આ રકમની સરખામણી કરીએ.

જમીન મહેસુલ ગણતાં કુલ કર ૧૯૨૧–૨૨ રૂ.૧,૨૫,૧૩,૪૮,૯૯૭
વડી સરકારની કુલ આવક ૧૯૨૪–૨૫ રૂ.૧,૩૮,૦૩,૯૨,૨૪૪

| | | |
|---|---|---|
| આવકમાંથી કરેલો કુલ ખર્ચ | ૧૯૨૪–૨૫ | રૂ.૧,૩૨,૩૫,૬૬,૫૪૬ |
| વડી તથા પ્રાંતિકસરકારનાં દેવાંનું વ્યાજ | ૧૯૨૧–૨૨ | રૂ.૩૦,૯૬,૯૬,૬૫૫ |
| હિંદ અને ઇંગ્લંડમાં હિંદી લશ્કર પાછળ થયેલો કુલ ખર્ચ | ૧૯૨૧–૨૨ | રૂ.૭૭,૮૭,૯૮,૩૪૦ |
| કેળવણીનો ખર્ચ | ૧૯૨૧–૨૨ | રૂ.૧૮,૩૭,૫૨,૯૬૯ |
| દુકાળનિવારણનો ખર્ચ | ૧૯૨૧–૨૨ | રૂ. ૮૮,૩૨,૦૨૬ |
| હિંદમાં થતા પાટના માલની કિંમત | ૧૯૨૧–૨૨ | રૂ.૪૦,૪૯,૪૦,૦૦૦ |
| સુતરાઉ કાપડની કુલ આયાત | ૧૯૨૪–૨૫ | રૂ.૮૨,૦૦,૦૦,૦૦૦ |
| રૂની કુલ નિકાસ | ૧૯૨૪–૨૫ | રૂ.૯૧,૦૦,૦૦,૦૦૦ |
| સુતરાઉ કાપડની કુલ નિકાસ | ૧૯૨૪–૨૫ | રૂ. ૬,૮૬,૦૦,૦૦૦ |
| નહેરો અને જળમાર્ગ પાછળ થયેલો સીધો અથવા આડકતરો ઉત્પાદક કે અનુત્પાદક ચાલુ ખર્ચ | ૧૯૨૧–૨૨ | રૂ.૩,૮૩,૧૬,૬૪૩ |

આ રીતે હિંદના ખેડૂતોની બેકારીની ખોટ દેશની કોઈ પણ આવક કે ખર્ચની રકમ કરતાં મોટી છે એ જોઈ શકાય છે. વળી એ પણ યાદ રાખવું જોઈએ કે ઉપલા અડસટ્ટા કરતાં તેમની બેકારીની સાચી ખોટ બહુ જ વધારે હોવાનો સંભવ છે. કારણ કે જો તેઓ કામે લાગે તો મજૂરી કરતાં જરૂર વધારે ઉત્પન્ન કરે. આજે (૧૯૨૭ માં) તો ઘણા પ્રાંતોમાં ખેતીવાડીની મજૂરી પુરુષને પાંચથી આઠ આના અને સ્ત્રીઓને ચારથી છ આના જેટલી મળે છે. સામા પક્ષને અન્યાય ન થાય એટલા માટે અમે જાણી જોઈને જ અડસટ્ટો ઓછો મૂક્યો છે.

પણ આ રકમ જો બહુ જ મોટી લાગતી હોય તો એ લોકોને સામાન્ય કામને બદલે કાંતવાનું કામ જ મળ્યું છે એમ માની લઈએ. અને રોજનો એક જ આનો મળે છે એમ ગણીએ તો પણ વાર્ષિક રૂપિયા ૬૦ કરોડ ૧૮ લાખ ૭૫ હજાર થયા. હિંદના ખર્ચના આગળ જણાવેલા આંકડા સાથે આને સરખાવો. ૧૯૨૧-૨૨ માં ઉત્પન્ન થયેલા પાટના માલની કુલ કિંમત કરતાં એ વધી જાય છે. બેકારની સંખ્યા-માંની માત્ર સ્ત્રીઓને[૬૦]જ કાંતવાનું કામ મળી શક્યું એમ માનીએ તોપણ વાર્ષિક રૂપિયા ૧૯ કરોડ ૩૫ લાખ ૯૫ હજાર થાય. આને ઉપરના આંકડા સાથે સરખાવો. ૧૯૨૧-૨૨ માં કેળવણી પાછળ થયેલા કુલ ખર્ચ કરતાં એ વધી જાય છે.

ગમે તે રીતે ગણીએ તો પણ બેકારી એ હિંદુસ્તાન ઉપર ભયંકર ત્રાસદાયક બોજો છે. આ બોજો એકલા હિંદનો નહિ પણ દુનિયાનો છે એ સ્પષ્ટ થશે.

હવે આપણે બેકારીની ખોટના આંકડાનો વસ્તુ પરત્વે ઉપયોગ કરીએ. જો કે એ છે તો કાલ્પનિક, પણ પ્રસ્તુત ચર્ચાને અંગે તે ઉપયોગી છે.

ઇતિહાસ ઉપરથી તો જણાય છે કે અઢીસો વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં ઘેરઘેર રેંટિયો ચાલતો હતો અને અંગ્રેજ રાજ્ય-પદ્ધતિએ તેનો જાણી જોઈને તથા પદ્ધતિસર નાશ કર્યો છે.[૬૧]

---

૬૦. આ વિભાગમાં, વસ્તીગણતરીના અહેવાલને આધારે, સંખ્યા ૩, ૪૪, ૧૭,૦૦૦ છે. બ્રહ્મદેશનો આંકડો લેવામાં નથી આવ્યો.

૬૧. પ્રકરણ ૪ તથા ૫ માં ટિપ્પણીઓમાં ટાંકેલા ઇતિહાસ-કારોનાં પુસ્તકો જુઓ.

એમ છતાં આપણે એમ ન કહી શકીએ કે આજની બેકારી સંપૂર્ણપણે તેને લીધે જ છે; તેમ જ એનો કોઈ અંશ કોઈ ચોક્કસ કારણને લીધે છે એમ પણ નહિ કહી શકાય. પણ આપણે એટલું તો કહી શકીએ કે પરદેશી કાપડની આયાતથી ખેડૂતનો પહેલાંનો મદદગાર ધંધો ચાલ્યો ગયો છે. અને જો અત્યારે આળસુ રહેતા ખેડૂતોનો ચોથો ભાગ પણ કાંતવા માંડે તો આ બેકારી ઘણે ભાગે દૂર થાય. એમ કહેવામાં આવે કે હિંદીઓ વિદેશી કાપડ ખરીદવાનું ચાલુ રાખે છે તેથી આમ થઈ શકતું નથી, કારણ કે જ્યાં સુધી વિદેશી કાપડની ખરીદીમાં મોટો ઘટાડો ન થાય ત્યાં સુધી રેંટિયા સારી રીતે શરૂ કરી શકાય નહિ. આ દૃષ્ટિએ આપણે એમ કહી શકીએ કે વિદેશી કાપડની ખરીદી ખેડૂતોની અત્યારની બેકારીના ચોથા ભાગ માટે જવાબદાર છે. ૧૯૨૫ માં હિંદમાં વપરાયલા કુલ કાપડના ત્રીજા ભાગ ઉપરાંતનો માલ બહારથી આવેલો હતો.

'મેન્ચેસ્ટર ગાર્ડિયન'ના વેપાર વિષયક વધારાના ખબરપત્રીના અડસટ્ટા મુજબ હિંદમાં માથા દીઠ ૧૩ વાર કાપડ વપરાય છે.[૬૨] ગાંધીજીનો અડસટ્ટો ૧૪ વારનો છે. વધુ ચોક્કસ ગણતરીને ખાતર મોટો આંકડો સ્વીકારીએ અને હિંદુસ્તાનની કુલ વસ્તી ૩૧ કરોડ ૯૦ લાખ ગણીએ તો દર વર્ષે કુલ ૪ અબજ ૪૬ કરોડ ૬૦ લાખ વાર સુતરાઉ કાપડ વપરાય છે.[૬૩] આજે

૬૨. 'ટ્રિબ્યુન', લાહોર, એપ્રિલ ૧૭, ૧૯૨૭ ના અંકનું પા. ૮ જુઓ.

૬૩. આગળ જણાવેલા 'રૂ' વિષેના નિવેદનમાં હિંદમાં કાપડના વ્યયની ૧૯૨૨–૨૬ ની સરેરાશ ૪ અબજ ૩૨ કરોડ ૮૦ લાખ વારની જણાવવામાં આવી છે.

બેકાર રહેતા ખેડૂતોનો ચોથો ભાગ ૨ કરોડ ૬૭ લાખ ૫૦ હજાર માણસો થાય. (ગણતરી ચોક્કસ થાય એ માટે જાણી જોઈને આ નાની સંખ્યા પસંદ કરીછે.) રોજના ત્રણ આના ગણતાં વર્ષમાં બેકારીના ત્રણ મહિનામાં તેમને જતી ખોટ રૂપિયા ૪૫ કરોડ ૧૪ લાખ ૬ હજાર થાય. આ ખોટને કુલ કાપડની ખપતે ભાગીએ તો રૂ.૦–૧–૯ (સાત પૈસા) થાય. ઉપરની ગણતરીએ દર વારે હિંદના ખેડૂતની બેકારીને લીધે જતી ખોટ આટલી આવે છે. એને બદલે જો આપણે રૂપિયા ૪૫ કરોડ ૧૪ લાખ ૬ હજારને માત્ર વિદેશી કાપડના વાર (૧૯૨૧–૨૨માં ૧,૦૯,૦૪,૨૧,૯૨૧ વાર કાપડ આયાત થયું હતું) થી જ ભાગીએ તો દર વારે ૬ આના ૨ પાઇ જેટલી ખોટ આવે.

આમ હોય તો આપણે કહી શકીએ કે હિંદના બેકાર ખેડૂતોના ચોથા ભાગને કાંતવા વણવાનું કામ આપવામાં આવે તો હિંદમાં ખરીદાતા વિદેશી કાપડ ઉપર દર વારે વધુ નહિ તોયે સાત પૈસા જેટલો કિંમતમાં ઘટાડો કરી શકાય.

આ કારણથી મિલના કાપડની અને ખાદીની કિંમત વચ્ચે સાચી સરખામણી કરવી હોય તો દર વારે સાત પૈસાથી ૭ આના બે પાઈ સુધી મિલના કાપડ ઉપર ચડાવવા જોઈએ અથવા ખાદીમાંથી ઓછા કરવા જોઈએ. પ્રકરણ ત્રીજા અને ચોથામાં ચર્ચેલા ખાદી અને મિલના કાપડની હરિફાઈના પ્રશ્નમાં આનો વિચાર કરવો જોઈએ.

વળી ધારો કે આપણે આ બેકારીને આખા સામ્રાજ્યના પ્રશ્ન તરીકે લઈએ તો તેની બ્રિટન પર શી અસર થાય?

૩ વિષેના ઉપરોક્ત નિવેદનમાં જણાવ્યા મુજબ ૧૯૨૫ માં યુનાઇટેડ કિંગડમની સુતરાઉ કાપડની કુલ પેદાશના ૩૨

ટકા ઉપરાંત માલ હિંદુસ્તાન ચડ્યો હતો. અને હિંદુસ્તાનમાં વપરાયલા કુલ મિલ કાપડના ૪૫ ટકા જેટલો માલ ગ્રેટ બ્રિટનથી આવ્યો હતો. આપણે એમ માની લીધું છે કે લોકો વિદેશી કે દેશી મિલનું કાપડ ખરીદવાને બદલે પોતાનું કાપડ પોતે તૈયાર કરી લે તો ખેડૂતોની બેકારી મોટે ભાગે દૂર થઈ જાય. જો આ ખરૂં હોય તો આપણે કેટલીક મર્યાદાઓ સાથે પણ પ્રામાણિકપણે કહી શકીએ કે ઇંગ્લંડના કાપડઉદ્યોગના મજૂરોનો લગભગ ત્રીજો ભાગ હિંદુસ્તાનના બેકાર લોકોના ૩૦ ટકા જેટલા માણસોની આળસ ઉપર નભે છે. એ જ કથન મુજબ એમ કહી શકાય કે ૩ કરોડ ૨૦ લાખ હિંદી મજૂરોને બેકાર રાખી ૧ લાખ ૮૪ હજાર કામદારોને કામ આપવામાં આવે છે. સામ્રાજ્ય વ્યવસ્થાની દૃષ્ટિએ આ રીત યોગ્ય ગણી શકાય ખરી? કોઈ પણ અક્કલવાળો વ્યવસ્થાપક કારખાનામાં એક જગાએ મોટી સંખ્યામાં યંત્રો કામ વિના પડયાં રહે છે એ જાણ્યા છતાં બીજી તરફ યંત્રોને ચાલુ રાખશે ખરો? તેની વ્યવસ્થાનાં ખર્ચો જ તેને ઠેકાણે લાવશે.

૩ વિષેના આ જ નિવેદન મુજબ ૧૯૨૫ ના મજૂરીના દર પ્રમાણે ગણતાં આ ૧ લાખ ૮૪ હજાર બ્રિટિશ મજૂરોની વાર્ષિક કમાણી લગભગ ૧ કરોડ ૭૭ લાખ પાઉંડ અથવા ૨૩ કરોડ રૂપિયા થાય. પણ હિંદનાં ૩ કરોડ ૨૦ લાખ બેકારોને તેમના બેકારીના સમય પૂરતા પણ કામે ચડાવીએ તો ત્રણ આના લેખે ગણતાં તેમની કમાણી ૫૪ કરોડ રૂપિયા થાય.

આ બેમાંથી વેચાણનું મોટું બજાર ક્યાં છે અને ખરીદશક્તિ ક્યાં વધારે છે? જો કોઈ રીતે નાના સમૂહના

કાર્યમાં ધીમે ધીમે ફેરફાર કરવામાં આવે અથવા તેમણે ઉત્પન્ન કરેલા માલનો એવો ઉપયોગ કરવામાં આવે કે જેથી બીજે કોઈ ઠેકાણે બેકારી ઉત્પન્ન ન થાય તો તેથી સમગ્ર સામ્રાજ્યની સમૃદ્ધિ વધે એમ ન બને ? છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન લૅંકેશાયરમાં ઓછું કામ કરાવવું પડયું છે અને મજૂરોને કેટલેક અંશે બેકારી ભોગવવી પડી છે તેનું કારણ થોડે ઘણે અંશે પણ હિંદના ખેડૂતોની બેકારી અને તેમાંથી પરિણમતો ખરીદશક્તિનો ઘટાડો નથી ? આ બધી બેકારી આખા સામ્રાજ્ય અને જગત ઉપર વ્યવસ્થાખર્ચના ભારે બોજા સમાન નથી ?

જો ખરીદશક્તિની કસોટી આખી દુનિયાને લગાડવામાં આવે તો પારકા દેશના લોકોને ભોગે પોતાના લોકોને રોજી આપવાનો પ્રયત્ન કરવો એ કોઈ પણ પ્રજાને માટે આત્મઘાતની નીતિ છે, એ ઘણે ભાગે સ્પષ્ટ થઈ જશે. આ તો પિટરને લૂંટીને પોલને દેવા બરાબર છે. પરિણામે પિટર પોલનો માલ ખરીદી શકતો નથી અને પોલને પણ બેકાર રહીને વેઠવું પડે છે. આ લાંબો વખત ન નભી શકે. સમાજના એક ભાગને વેઠવું પડે તો આખા સમાજને વેઠવું પડે. એથી સ્પષ્ટ થશે કે જે વ્યવસ્થાને લીધે થોડા માણસોને વધારેમાં વધારે પૈસા જલદી મળી જાય એવી રીતે ઉદ્યોગની વહેંચણી થાય તેના કરતાં દુનિયાભરમાં બધાય માણસોને સદાને માટે કામ મળતું રહે એવી ઉદ્યોગની વ્યવસ્થા સૌથી વધુ ડહાપણ ભરેલી ગણાય. આ સ્થિતિએ પહોંચવાને માટે દરેક દેશે પોતે હાલમાં છે એના કરતાં વધુ પ્રમાણમાં જીવનની એ મુખ્ય જરૂરિયાતો–કાપડ અને ખોરાકની બાબતમાં

સ્વાવલંબી થવાની જરૂર પડશે. કાપડને વિષે તો આમ બનવા પણ લાગ્યું છે, એ આપણે દુનિયાના સુતરાઉ કાપડના વેપારમાં આવેલી મંદી ઉપરથી જોઈ શકીએ છીએ.

કાપડની બાબતમાં એક વાત જાણવા જેવી છે કે આખી દુનિયાના સુતરાઉ કાપડના ઉદ્યોગમાં કામ કરનાર મજૂરોની સંખ્યા માત્ર ૩૫ લાખ છે.[૬૪] વાંચનાર આની સાથે હિંદ તેમજ ચીનના કરોડો લોકો જેઓ પોતાની ઇચ્છામાં આવે તો પોતાનાં કપડાં બનાવી શકે એમ છે અને એ રીતે બીજી વસ્તુઓને માટે પોતાની ખરીદશક્તિ વધારી શકે એમ છે તેની સરખામણી કરશે. પરિણામ ખરેખર વિચાર કરવા જેવું છે.

પશ્ચિમની પ્રજાઓ પછાત પ્રજાઓને સુધારવાનો દાવો કરે છે. તેનો અર્થ મોટે ભાગે એ થાય છે કે પછાત પ્રજાઓને પોતાની જરૂરિયાતો વધારવાને અને પશ્ચિમના લોકોએ બનાવેલો માલ ખરીદવાને લલચાવવા. એમ કહી શકાય કે આમ કરવાથી એ પ્રજાઓ જેટલે અંશે પોતાને મળતી વાર્ષિક સૂર્યશક્તિનો ઉપયોગ ઓછો કરી શકે છે તેટલે અંશે જગતને નુકસાન થાય છે. આર્થિક દૃષ્ટિએ આ ભૂલ ગણાવી જોઈએ. બેકારી એ આવી ખોટનું ચિહ્ન હોય એમ લાગે છે.

જગદ્‌વ્યાપી સમસ્યાની દૃષ્ટિએ જોતાં જુદી જુદી પ્રજાઓના બેકાર માણસોના સમૂહને પદાર્થવિજ્ઞાનની ભાષામાં અવકાશ કહી શકીએ. તેઓ રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય સંબંધોમાં દબાણ અને સામું દબાણ ઉત્પન્ન કરે છે. કરોડો માણસોની રૂંધાઈ ગયેલી શક્તિઓ, નબળાઈઓ, ચિંતાઓ

૬૪. આગળ જણાવેલું '૩' વિષેનું નિવેદન જુઓ.

અને ભયોમાંથી જ આર્થિક ક્ષેત્રમાં બજારો માટેની હરિફાઈ, ખરીદશક્તિ કે તેનો અભાવ, ઉત્પન્નશક્તિ કે તેનો અભાવ, ખોરાકીનો પ્રશ્ન, કાચા માલનો પ્રશ્ન, વ્યવસ્થાનાં ખર્ચનો બોજો, જોખમ, નફો અને નુકસાન ઉત્પન્ન થાય છે. સાર્વજનિક સુખાકારીના ક્ષેત્રમાં રોગોનાં કેન્દ્રો ઉત્પન્ન કરનાર પણ એ જ છે. અને સામાજિક ક્ષેત્રોમાં જોઈએ તો લશ્કરો, નૌકાબળો, રાજ્યની સ્થિરતા વગેરે સાથે પણ એને સંબંધ છે.

એની અસરો એટલી બધી ઊંડી છે કે જે કોઈ દેશ સહુ પહેલાં કાયમને માટે બેકારીને ખરેખર ઘટાડી શકશે, તે માત્ર પોતાની રાજ્યવ્યવસ્થાને જ નહિ, પણ પોતાની સંસ્કૃતિ સુદ્ધાંને સ્થિર કરશે.

બેકારીનાં જુદાં જુદાં કારણો બતાવવામાં આવે છે, જેવાં કે જમીનના ઇજારા અથવા જમીન માલકીની ખોટી વ્યવસ્થા, જમીનના નાના ટુકડા પડી જવા, મૂડીવાદ, વ્યાપારવાદ, વસ્તીની અતિશયતા, દોષયુક્ત નાણાંચલન, વ્યાપારચક્ર,[૬૫] આવક અથવા તો ખરીદશક્તિની અસમાન વહેંચણી, યંત્રો, આબોહવા ઇત્યાદિ. હિંદની પરિસ્થિતિ ઉપર કદાચ આ બધાંય બળો અસર કરતાં હોય.

ગાંધીજીની યોજનાનો મૂળ હેતુ મુખ્યત્વે કરીને ચાલુ બેકારી તથા ગરીબાઈ ને હળવી કરવાનો હતો. અને એ ઉદ્દેશને સિદ્ધ કરવા વિષેની એની ઉપયોગિતા ઉપર તે વારેવારે ભાર મૂકે છે. તેથી એ દૃષ્ટિએ એનો વિચાર કરવો યોગ્ય છે.

---

૬૫. વેપારીઓમાં એવી માન્યતા છે કે અમૂક સમયને અંતે વેપારની સ્થિતિ પૂર્વવત્ થાય છે. આ માન્યતાને વ્યાપારચક્ર કહે છે.

ઉપર જણાવેલાં બેકારીનાં કેટલાંક કારણોને તો ખાદી-પ્રવૃત્તિ સ્પર્શ કરવાનો પ્રયત્ન જ નથી કરતી. જમીનમાલકીનો પ્રશ્ન એવો મોટો છે કે તેના ઉપર સીધો હુમલો થઈ શકે એમ નથી. તેમજ વસ્તીની અતિશયતાના પ્રશ્નનો પણ સીધો ઇલાજ થઈ શકે એમ નથી. પણ ખાદીની પ્રવૃત્તિ સમાજવાદની લેશમાત્ર ગંધ વિના સીધી કે આડકતરી રીતે બેકારીનાં બીજાં કારણોને પહોંચી વળે છે અને તેનો પાયો સુધારે છે. તેમ છતાં આ ફેરફારો હિંદની પ્રજાના મોટા ભાગના માનસિક વલણ અને સામાજિક તથા આર્થિક ટેવોને સંપૂર્ણ રીતે બંધબેસતા છે.

હાલની મૂડી અને યંત્ર મારફતે ચાલતા ઉદ્યોગોમાં માલ તૈયાર કરનાર ખરીદનારથી એટલો દૂર હોય છે કે કોઈ વાર માલની ભીડ કે કોઈવાર અછતના અને સાથે સાથે કિંમતની વધઘટના પ્રસંગો અનિવાર્ય થઈ પડે છે. આ ઉપરાંત ઉદ્યોગ ઉપરનો કાબૂ એવા શાહુકારોના હાથમાં છે કે જેમને ઉત્પન્ન કરવાની ઇજનેરી પદ્ધતિની કે સાચી રહેણી કે પોતાના વર્ગના કે પડોશના લોકો સિવાય બીજા લોકોના જીવનની જરૂરિયાતો તથા તેમાં થતા ફેરફારોની બહુ જ ઓછી ખબર હોય છે, અને તેમનો રસ માલની ઉત્પત્તિ કરતાં ધનપ્રાપ્તિમાં વિશેષ હોય છે. પરિણામે મુશ્કેલીઓ અનિવાર્ય થઈ પડે છે.

રેંટિયાથી આ બન્ને મુશ્કેલીઓ દૂર થાય એમ લાગે છે. એને લીધે પેદા કરનાર અને ખરીદનાર એક જ ઘરમાં કે પાસે પાસે આવી જાય છે. એને શાહુકારોના ટેકાની જરૂર પડતી નથી. પશ્ચિમના દેશોમાં સંકટનિવારણની આ જાતની કોઈ પણ રીત નથી.

મિ. જે. એ. હૉબ્સનના કહેવા પ્રમાણે નાણાંની આવકની અસમાન વહેંચણી જેટલે અંશે બેકારી માટે જવાબદાર છે તેટલે અંશે રેંટિયો તે અનિષ્ટને પણ, કુટુંબ કે વ્યક્તિના કુલ ખર્ચ સાથે સરખાવતાં કાપડખર્ચનું જે પ્રમાણ આવે છે તે પ્રમાણમાં, સીધી રીતે અને મોટા પ્રમાણમાં દૂર કરે છે. કપાસની મોસમ અને પાકવાની રીત અનાજની મોસમ અને પાકવાની રીત કરતાં જુદાં હોવાથી ખાદીની પ્રવૃત્તિ આબોહવાને લીધે ઉત્પન્ન થતી બેકારીને દૂર કરવામાં પણ મદદરૂપ થઈ પડે છે.

કેટલાક લોકો કહે છે કે 'યંત્રોથી બેકારી ઉત્પન્ન થાય છે એમ કહેવું એ ખોટું છે; ખરું જોતાં તો યંત્રો દ્વારા ઘણાં માણસોને કામ મળી રહે છે.' જે દેશમાં બળતણ અને જળશક્તિનો વિકાસ ઝપાટામાં અને છૂટથી થતો હોય તે દેશને વિષે આ ખરું છે. યંત્રો દાખલ કરવાને લીધે ઉત્પન્ન થતી બેકારી અટકાવવા શક્તિનો ઉપયોગ વધારવો એ આવશ્યક છે. પશ્ચિમના દેશોમાં અને જાપાનમાં યંત્રોનો ઝપાટાભેર વિકાસ થયો અને તેની સરખામણીમાં હિંદુસ્તાનમાં એ વિકાસ બહુ જ મંદ રીતે થયો એ પણ હિંદની બેકારીનું એક કારણ છે એ વિષે શંકા નથી.

રેંટિયા અને હાથસાળ માનવજાતની મુખ્ય જરૂરિયાતો-માંની એકને સીધી રીતે સંતોષે છે. કાપડ માત્ર બેકાર અને તેના કુટુંબની જ જરૂરિયાત પૂરી પાડે છે એમ નથી, પણ તે વરસમાં કોઈ પણ વખતે વેચી શકાય છે. હિંદુસ્તાનમાં કાચો માલ તો લગભગ દરેક પ્રાંતમાં થાય છે. ઓજારો બહુ જ સોંઘાં છે અને દરેક ગામડામાં ઝટ બનાવી શકાય એમ છે.

તે ચલાવવાની કુશળતા જલદી પ્રાપ્ત કરી શકાય છે અને લાખો માણસોને તો તે સંપૂર્ણપણે કે થોડે ઘણે અંશે આવડે જ છે.

હાથકંતામણ, પીંજણ અને પીલવાનું કામ, એ એવાં કામ છે કે કોઈ પણ જાતની બેકારીને હળવી કરવામાં મદદરૂપ નીવડે. પછી ભલે તે બેકારી થોડા પ્રમાણમાં, થોડા વખતની કે લાંબા વખતની હોય; દુકાળ, રેલ, શારીરિક ખોડખાંપણ, વૈધવ્ય કે બીજી કોઈ સામાજિક પરિસ્થિતિને લીધે ઊભી થયેલી હોય અથવા વેપાર કે નાણાંબજારની મંદી, હડતાળ કે કામબંધીને લીધે ઉત્પન્ન થયેલી હોય. વળી એ ઉદ્યોગો ગમે તે ધંધાનો માણસ ઝટ શીખી શકે એવા છે. પોતાના ઘરમાં કે બહાર, એકલા કે ભેગા મળીને એ ઉદ્યોગો થઈ શકે છે. ખાસ મકાનોની કાંઈ જરૂર પડતી નથી. જે સંગઠનની જરૂર પડે છે તે બહુ મોટું, ગૂંચવાડા ભરેલું કે ખર્ચાળ હોતું નથી, કાયદાની કે બીજી કોઈ સરકારી મદદની જરૂર પડતી નથી, અને ગમે તે પ્રમાણમાં તે ઝટ શરૂ કરી શકાય છે.

આવાં કામથી માત્ર આર્થિક મુશ્કેલી દૂર થાય છે એટલું જ નહિ પણ બેકારીને લીધે મન અને નીતિ ઉપર થતી ખરાબ અસરો પણ હળવી થઈ શકે છે. તે સંપૂર્ણ રીતે સ્વમાનરક્ષક છે.

આ બધી સગવડો અને ગુણોનો એ દાવો કરે છે એટલું જ નહિ પણ બહુ જ કઠિન પરિસ્થિતિઓમાં પણ અનેક વાર એણે એ ગુણો અને સગવડો કાર્યથી પુરવાર કરી આપ્યાં છે.

રેંટિયાનો દુકાળનિવારણના સાધન તરીકે સફળતાથી અનેક વાર ઉપયોગ થયો છે. જેમકે અહમદનગર પાસે આવેલા

મીરીમાં ૧૯૨૦–૨૧ માં, આંધ્ર દેશના કરનૂલ જિલ્લામાં ૧૯૨૨ માં, કોઇમ્બટુરમાં ૧૯૨૪ માં, ઉત્તર બંગાળાના અતરાઈમાં ૧૯૨૩–૨૪ માં, તાલિમ નાડના સાલેમ જિલ્લાના પુદુપલયમમાં ૧૯૨૫ માં. અને ઉત્કલ અને કોઇમ્બતુરના મોરત્તુપલયમમાં ૧૯૨૫ માં રેલસંકટનિવારણ માટે પણ એનો ઉપયોગ થયો છે. જેમકે દક્ષિણ કાનરામાં ૧૯૨૪ માં, બંગાળાના હુગલી જિલ્લાના હુઆદોરેડામાં ૧૯૨૨–૨૩ માં, ઉત્તર બંગાળાના બોગરા અને રાજશાહી જિલ્લાઓમાં ૧૯૨૨–૨૩ માં; વળી અમદાવાદની મિલોના હડતાળિયાઓને નિભાવવા માટે અમદાવાદની કાપડ-મિલોના મજૂરોના સંઘ તરફથી ૧૯૨૩ માં રેંટિયાનો ઉપયોગ થયો હતો.[૬૬]

આ બધા દાખલાઓમાં સ્વેચ્છાએ જ કામ થયું હતું.

જો કે વિગતવાર સરખામણી કરવી એ મુશ્કેલ છે પણ એટલું તો ખાત્રીપૂર્વક કહી શકાય કે સરકારી જાહેર બાંધકામ ખાતાં, બેકારીના વીમા અથવા મદદ જેવાં પાશ્ચાત્ય દેશોમાં અજમાવાતાં સાધનો કરતાં રેંટિયા દ્વારા અપાયલી મદદ માથા દીઠ ખર્ચ ગણતાં બહુ જ ઓછી ખર્ચાળ છે, તેમ જ બદલાતી સ્થિતિને એકદમ અનુકૂળ થઈ શકે એવી છે, અને તેનાં સારાં પરિણામો વધુ ચિરસ્થાયી હોય છે.[૬૭]

---

૬૬. જુઓ, 'યંગ ઇન્ડિયા' મે ૧૧, ૧૯૨૧; ઓક્ટો. ૫, ૧૯૨૨; મે ૧ અને જૂન ૫, ૧૯૨૪; જૂન ૪, ઓગસ્ટ ૧૩, ડિસે. ૩ અને ડિસે. ૧૭, ૧૯૨૫ ના અંકો તેમ જ ચર્ખા સંઘ તરફથી ૧૯૨૩ માં બહાર પડેલાં 'ખાદી બુલેટિન્સ', પા. ૭૩.

૬૭. પી. એસ. કિંગ, લંડન તરફથી ૧૯૨૭માં બહાર પડેલું પુસ્તક 'ધિ વિન્ટર ઑફ અનએમ્પ્લૉયમેન્ટ' ની માહિતી તથા આંકડા સરખાવો.

જો કે કોઈ યુરોપિયનને પહેલી દૃષ્ટિએ તો બહુ જ વિચિત્ર લાગશે તેમ છતાં હિંદુસ્તાન સિવાયના બીજા દેશોમાં પણ બેકારી હળવી કરવાના ઉત્તમોત્તમ સાધન તરીકે રૂ, ઊન કે શણના હાથકંતામણનો ઉપયોગ કેમ ન થઈ શકે એનાં કારણો આ લેખકને તો કોઈ જણાતાં નથી. કદાચ યાંત્રિક રહેણીને લીધે ઉદ્‌ભવેલા ભ્રમોને કારણે ઉદ્યોગપ્રધાન દેશોમાં એને સફળતા બહુ ઓછી મળે પણ ઇંગ્લંડ અને અમેરિકાએ રેંટિયો અને હાથસાળ છોડયાને હજી તો આશરે ૧૪૦ વર્ષ જ થયાં છે; અને આજે પણ આ બન્ને દેશોનાં ગામડાંઓમાં એ સાધનોનો ઉપયોગ થોડે અંશે થતો જોવામાં આવે છે. આવા દેશોમાં રેંટિયા બનાવવાનું લોકોને શીખવવું અને જરૂરી વસ્તુઓ પૂરી પાડવી એ કામ જરા ભારે પડે ખરું, પણ સરકારી મદદનાં ખાતાંની વ્યવસ્થા કરતાં આ વધુ સહેલી, વેગવાળી, ઓછી ખર્ચાળ અને કદાચ વધુ અસરકારક નીવડે. એની વ્યવસ્થા અમદાવાદમાં કરવામાં આવી હતી તેમ મજૂરસંઘ અથવા બીજાં ખાનગી મંડળો દ્વારા કરી શકાય. એમ કરવામાં સરકારની આર્થિક મદદને લીધે સ્વાવલંબન, સ્વમાન અને નીતિને જે હાનિ પહોંચે છે તે પણ પહોંચશે નહિ.

મુંબઈ ઇલાકાના ખેતીવાડી વિભાગના વાનપ્રસ્થ ડિરેક્ટર મિ. હેરોલ્ડ માને 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' ના એક પ્રતિનિધિ સાથેની વાતચીતમાં જે જણાવ્યું હતું તે, તે પત્રના ૨૨ મી ઑક્ટોબર ૧૯૨૭ ના અંકમાં પ્રસિદ્ધ થયું છે:

"લોકોનાં ખાલી પેટ ભરવાનું ભારે કામ પાર ઉતારવા માટે તેઓ કયા ઉપાયો સૂચવે છે એવું પૂછવામાં આવતાં ડૉ. માને જણાવ્યું હતું કે લોકો જાતે જ ઘણું

કરી શકે એમ છે. તેમણે કામે વળગી જવું જોઈએ. જે દેશના લોકોનો મોટો ભાગ વર્ષમાં ૭ મહિના આળસુ બેસી રહેતો હોય તે દેશ સમૃદ્ધ થવાની આશા કદી ન રાખી શકે. આવક ગમે તેટલી ઓછી થતી હોય તો પણ મોસમ સિવાયના વખતમાં તેમને કામ આપવું જ જોઈએ. ગાંધીજી બીજી બાબતોમાં ગમે એમ આડે રસ્તે ચડી ગયા હોય તો પણ રેંટિયાની હિમાયત કરીને તેમણે હિંદુસ્તાનની ગરીબાઈનું સાચું મૂળ શોધી કાઢ્યું છે. પછી ભલે એ રેંટિયાથી રોજના જૂજ પૈસા જ કમાણી થતી હોય"

આ લેખકનું માનવું છે કે કોઈ પણ દેશમાં શોધાયેલા બેકારીના ઉપાયોમાં ગાંધીજીની યોજના સૌથી વધુ અસરકારક, પાકાપાયાની, મૂળગામી અને વિશાળ ક્ષેત્રમાં અમલ કરી શકાય એવી છે. પાશ્ચાત્ય લોકો જીવનના પ્રત્યેક અંગમાં જટિલતા સાથે ટેવાઈ ગયેલા છે. તેથી આ યોજનાની સફળતા જ તેમને આભા બનાવી દે છે, અને તેઓ એના તરફ તિરસ્કારની નજરે જુએ છે. પણ માનવકાર્ય અને વિચારનાં બીજાં ક્ષેત્રોની માફક આ ક્ષેત્રમાં પણ 'સાદાઈ એ જ સચ્ચાઈનું ચિહ્ન છે' એ કહેવત લાગુ પડે.[૧૮]

૧૮. 'બેકારી' ઉપરનાં ઉત્તમ પુસ્તકોની યાદી પરિશિષ્ટ ૮ (૫) માં આપી છે.

૮

# રૂ વિષે થોડીક શાસ્ત્રીય માહિતી

આજે પેદા થતી ખાદીનો મોટો ભાગ મિલના કાપડ કરતાં જાડો, ભારે અને ઓછો ટકાઉ હોય છે. તેમ છતાં ૧૯૨૧–૨૨ માં તેની હિલચાલની શરૂઆત થઈ ત્યાર પછી ઉપરની બાબતોમાં પુષ્કળ સુધારા થયા છે. ૧૯૨૫ ની હિંદી રાષ્ટ્રીય મહાસભા, તેમ જ ૧૯૨૭ ના જુલાઈમાં બેંગ્લોરના દક્ષિણ હિંદના ખાદીના નમૂનાના પ્રદર્શન વખતે, તેમ જ આવી જાતના બીજા પ્રસંગોએ રજૂ થયેલા છેલ્લાં ૭ વર્ષમાં દરેક વર્ષે તૈયાર થયેલા નમૂના જોતાં આ વસ્તુ સ્પષ્ટ રીતે સમજી શકાય છે. અને જેમણે વર્ષોવર્ષ ખાદી વાપરી છે તેઓ પણ એ જ વાતની સાક્ષી પૂરે છે. ત્રણ ચાર વર્ષ પહેલાં આખા દેશમાં કંતાતા સૂતરનો સરેરાશ આંક ૮–૧૦ થી વધારે ન હતો. અત્યારે તે સુધરીને ૧૬ સુધી પહોંચ્યો છે. અને એ પણ યાદ રાખવું જોઈએ કે સાધારણ ખેડૂતને માટે ખાદીની જાડાઈ કે ભારેપણું એ હંમેશાં ખાદી પહેરવામાં અંતરાય રૂપ નથી રહ્યાં.

આની અડચણો કાંઈ કાયમની કે અનિવાર્ય હોતી નથી. મિલકાપડની શરૂઆત પહેલાં બનતી ખાદી ઝીણી અને

ટકાઉ હતી. એ તો તે વખતના મુસાફરો અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના અમલદારોનાં લખાણો ઉપરથી, તેમ જ યુરોપમાં તે વખતે થતી તેની માગ ઉપરથી, તથા કલકત્તાના કળાસંગ્રહ-સ્થાનમાં અને મુંબઈ, લંડન તેમ જ કદાચ મેન્ચેસ્ટરમાં પણ રૉયલ એશિયાટિક સોસાયટીમાં રાખવામાં આવેલ ડૉ. જોન ફોર્બ્સ રોઇલ અને મિ. ફોર્બ્સ વૉટ્સને ભેગા કરેલા અનેક નમૂનાઓ ઉપરથી જણાય છે.

ખરેખર ઝીણી અને ટકાઉ ખાદી વધતા જતા પ્રમાણમાં ઉત્પન્ન થતી જાય છે. રેંટિયા ઉપર સંભાળપૂર્વક કાંતવામાં આવેલા સૂતરની અખિલ ભારત ચર્ખાસંઘના શિક્ષણ વિભાગ તરફથી સૂતરનો કસ કાઢવાનાં છેલ્લામાં છેલ્લી ઢબનાં વૈજ્ઞાનિક સાધનો દ્વારા તપાસ કરવામાં આવતાં જણાયું છે કે હાથનું સૂતર અમદાવાદની મિલોમાં ઉત્પન્ન થતા સૂતરના જેવું જ છે.[૬૯] આજની ખાદીના ટકાઉપણા વિષે ઘણા તજજ્ઞોએ લખ્યું છે.[૭૦] આખા દેશમાં સતત પ્રગતિ થઈ રહી છે.

પશ્ચિમમાં થયેલા સુતરાઉ કાપડની બનાવટના શાસ્ત્રીય વિકાસનો જેને પરિચય છે અથવા તો જેણે હાથના બનેલા સુંદર કાપડના નમૂના જોયા નથી તેને મિલના કાપડના જેટલું જ હાથનું કાપડ પણ ઝીણું અને ટકાઉ હોય છે એ વાત

૬૯. જુઓ 'યંગ ઇંડિયા', ઑગસ્ટ ૧૯, ૧૯૨૬.

૭૦. ઍલ. કનિંગહામ—'રિવ્યુ ઑફ ધિ ઇન્ડસ્ટ્રિયલ પોઝિશન ઍન્ડ પ્રૉસ્પેક્ટસ ઇન બૅંગૉલ', ૧૯૦૮, પા. ૮–૯, બૅંગૉલ સેક્રેટરિયેટ બુક ડિપો, કલકત્તા; એચ. એચ. ઘોષ–'ઍડવાન્સમેન્ટ ઑફ ઇન્ડસ્ટ્રી', આર. કૅમ્બ્રેરી ઍન્ડ કું., કલકત્તા, ૧૯૧૦, પા. ૧૫૧, ૧૫૩.

સાચી લાગશે નહિ. એથી આ શી રીતે શક્ય બને છે એ સમજાવવા સારુ રૂના રેસાનાં લક્ષણોની વિગત અને કાપડ બનાવવાની પદ્ધતિનું ટૂંક વિવરણ કરવું જરૂરનું છે.

ચર્ચાની સરળતા ખાતર અત્યારે આપણે સૂતરની બારીકાઈનો પ્રશ્ન બાજૂએ રાખીએ. હિંદુસ્તાનમાં ૪૦૦ આંક સુધીનું સૂતર કંતાતું હતું અને હજી પણ કંતાય છે.

પ્રશ્ન માત્ર એટલો જ છે કે વાપર તથા વેપારને માટે તૈયાર થતા રેંટિયા તથા મિલના એક જ આંકના સૂતરની મજબૂતી, સમાનતા, સ્થિતિસ્થાપકતા અને હાથસાળ તથા મિલમાં વણાયલા સરખા જ વજનના કાપડનું ટકાઉપણું કેવાં છે? અહીં આપણે પેદા થતા કાપડના જથા સાથે લેવાદેવા નથી. આપણે તો ગુણનો જ વિચાર કરવાનો છે.

રૂના ગુણના વિચારની શરૂઆત તેના એક નાના રેસાથી કરવી જોઈએ. રૂનો રેસો એ ચપટી થઈ ગયેલી લાંબી પોલી નળી જેવો છે. એને સ્ક્રૂના આંટા જેવા વળ હોય છે. એક જ રેસામાં પણ એ વળ જુદી જુદી દિશામાં જતા હોય છે. એ વળનો કસ, લંબાઈ અને વિસ્તાર ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. કેટલીક વખતે રેસાના કોઈ ભાગમાં વળ જ હોતો નથી. બે રેસાઓ એકસરખા તો હોતા જ નથી. એક જ કપાસના રેસા પણ પાકટપણું, લંબાઈ, ચપટાઈ, દિવાલની જાડાઈ, નળીના વ્યાસનું ઓછામાં ઓછું અને વધારેમાં વધારે પ્રમાણ, સફાઈ, સમાનતા, નરમાશ, કુમાશ, સ્થિતિસ્થાપકતા, મજબૂતી, ભીનાશ, ઊડી જાય એવા તેલનું પ્રમાણ અને મીણ જેવા પડની જાડાઈ ઇત્યાદિમાં સરખા હોતા નથી. ભિન્નભિન્ન બીજ, કાલાં, ખેતર, પ્રદેશ

અથવા જાતોના રેસા વચ્ચે આ બધા ગુણોમાં તફાવત બહુ મોટા પ્રમાણમાં હોય એ સ્વાભાવિક છે. જાણવાની મુખ્ય વાત તો એ છે કે કોઇ પણ બે રેસા સંપૂર્ણ રીતે સમાન હોતા નથી.[૭૧]

મિલકાંતણની સરખામણીમાં હાથકંતામણને જે એક મોટો લાભ થાય છે તેનો આધાર ઉપરની હકીકત ઉપર રહેલો છે. હાથે કામ કરતી વખતે કામ કરનાર દરેક ક્રિયામાં પોતે સ્પર્શથી, નજરથી, વિવેકથી અને કુશળતાથી રેસાની જાત પારખી શકે છે અને તે પ્રમાણે પોતાનાં સાધનો ચલાવવાની રીતમાં ઝટ ફેરફાર કરી શકે છે.[૭૨] પ્રત્યેક રેસા વચ્ચેના ભેદ પ્રમાણે હાથ ફેરફાર ન કરી શકે એ ખરૂં છે પણ વધુ સ્થૂળ ભેદો વખતે એ યંત્ર કરતાં ઝટ ફેરફાર કરી શકે છે.

મિલમાં આ મુશ્કેલીને પહોંચી વળવા માટે કાંતવા પહેલાં રેસાને બને એટલા સમાન કરી લેવાની જરૂર પડે છે. આટલા માટે મિલમાં કાંતવાનું રૂ ભેળવી, સાફ કરી, ઝૂડીને વારંવાર પીંજવું પડે છે. મોટા જથામાં માલ બનાવવાનો હોવાથી આ બધી ક્રિયાઓ બહુ ઝડપથી અને બળથી કરવામાં આવે છે. યંત્ર દ્વારા પીલતી વખતે જબરદસ્ત

---

૭૧. જુઓ એફ. એચ. બોમન–'સ્ટ્રકચર ઑફ કૉટન ફાઇબર', મૅકમિલન, લંડન, ૧૯૦૮; ડબલ્યુ. એસ. ટેગાર્ટ–'કૉટન સ્પિનિંગ', વૉ. ૧, પા. ૨૬–૩૦, મૅકમિલન, ૧૯૨૪; એમ. બી. વી. એ, ટેલચેરકર–'ધિ ચરખા યાર્ન', કર્તાએ પ્રસિદ્ધ કરેલું, મુંબઈ, ૧૯૨૫; જુઓ પરિશિષ્ટ ૬.

૭૨. ટેલચેરકર, ઉપર જણાવેલ.

ધોકાઓ, રોલરો વગેરે અતિશય વેગથી ચાલે છે, રૂની ગાંસડી બાંધવામાં અતિશય દબાણ આવે છે, ખોલતી વખતે કે ઉડાડતી વખતે પણ પુષ્કળ મારઝૂડ થાય છે, પીંખતી અને પીંજતી વખતે પણ યંત્રનો વેગ અતિશય હોય છે; આ બધાં કારણોને લીધે રેસાનો મોટો ભાગ ઉઝરડાઈ, છોલાઈ, ખેંચાઈ, કપાઈ ને બગડી જાય છે. ઘણો ભાગ નકામો જાય છે, અને જે રહે છે તેની સ્થિતિસ્થાપકતા, મજબૂતી અને કસ પુષ્કળ ઓછાં થઈ જાય છે.[૭૩] એ જ ક્રિયાઓ હાથે થાય છે ત્યારે વધારે ધીરી–મૃદુ હોય છે અને તેથી રેસાના કીમતી ગુણો વધારે પ્રમાણમાં જળવાઈ રહેતા લાગે છે. હિંદના કપાસિયાને બીજા કપાસિયા કરતાં રૂ વધુ મજબૂત રીતે વળગેલું હોય છે એટલે આ વાત ખાસ લાગુ પડે છે. આથી અતિ વેગથી પીલવામાં બીજા રૂ કરતાં આ રૂને વધારે નુકસાન પહોંચે છે.[૭૪]

કાપડના ટકાઉપણાનો આધાર માત્ર સૂતર અથવા રેસાની સરખી સમાનતા ઉપર નથી. સૂતર અથવા આધાર વણાટ એકસરખાં ખરાબ કે સારાં હોઈ શકે. ટકાઉપણાનો તો સૂતરની એકસરખી મજબૂતી, એકસરખી નરમાશ અને એકસરખી સ્થિતિસ્થાપકતા ઉપર તેમ જ સરખા ઘટ્ટ વણાટ ઉપર રહે છે. આપણે આ બધાં તત્ત્વોનો ક્રમસર વિચાર કરીએ.

---

૭૩. જુઓ, ટેલચેરકર, ઉપર જણાવેલ; સર જ્યૉર્જ વૉટ, 'કમર્શિયલ પ્રૉડક્ટ્સ ઑફ ઇન્ડિયા', પા. ૫૯૩, ૬૧૧; ડબ્લ્યુ. એમ. જોન્સન–'કૉટન ઍન્ડ ઇટ્સ પ્રોડક્શન', મૅકમિલન, લંડન, ૧૯૨૬.

૭૪. ડબ્લ્યુ. એમ. જોન્સન–'કૉટન ઍન્ડ ઇટ્સ પ્રોડક્શન', પા. ૧૫૦.

"સૂતરની મજબૂતીનો આધાર રૂના પ્રત્યેક રેસા ઉપર નથી પણ પ્રત્યેક રેસાની બારીકાઈ અને વળ ઉપર તેમ જ રેસાના કસ ઉપર છે.... સૂતરના એક તારની મજબૂતીનો આધાર તે તારમાં કેટલા રેસા આવેલા છે તેના ઉપર છે."

"કાંતનારનો ઉદ્દેશ બને એટલું એકસરખું અને તારમાં બધી જગાએ રેસાની સંખ્યા એકસરખી રહે એવું સૂતર ઉત્પન્ન કરવાનો છે."[૭૫]

"સૂતરની મજબૂતીનો આધાર રેસા ઉપર જ નથી પણ રેસા એકબીજા સાથે કેટલા જોડાઈ ગયા છે તે ઉપર છે. કારણ કે એ જોડાવાને લીધે જ રેસા સૂતરનો વળ ગ્રહણ કરી શકે છે. અને જ્યારે તારને ખેંચવામાં આવે છે ત્યારે એકદમ છૂટા પડી જતા નથી. રૂના ચપટી નળી જેવા રેસાને વળ હોવાને લીધે રેસાઓ એકબીજા સાથે ઘણી જગાએ સંઘર્ષણમાં આવી શકે છે."[૭૬]

મિલની પૂણીમાં હાથની પૂણી કરતાં જુદી જુદી જાતના તાંતણા સરખી રીતે વહેંચાયલા હોય છે. આમ છતાં સૂરતી અને બીજા રૂની સરખામણી કરતાં ડૉ. બોમન કહે છે કે

---

૭૫. ટેલચેરકર—ઉપર જણાવેલું 'ધિ ચરખા યાન', પા. ૧૮; ૪૧, ૪૬ સાથે સાથે જુઓ; ડબલ્યુ. એસ. ટેગાર્ટ—ઉપર જણાવેલું 'કૉટન સ્પિનિંગ', પા. ૨૪–૩૦.

૭૬. બોમન, ઉપર જણાવેલું 'ધિ સ્ટ્રક્ચર ઑફ કૉટન ફાઇબર', પા. ૨૭૫; તથા ડબલ્યુ. એસ. ટેગાર્ટ—'કૉટન સ્પિનિંગ'.

સૂરતી રૂના રેસા લંબાઈમાં વધુ સરખા હોય છે.[૭૭] બીજાં શુદ્ધ હિંદી રૂ વિષે પણ આ વાત સાચી હોય તો બીજા બધા દેશોની સરખામણીમાં હિંદનું હાથનું કાંતેલું સૂતર મજબૂતીમાં ચડી જાય છે. સૂરતી રૂના રેસા વધારેમાં વધારે મજબૂત હોય છે. પણ તે જાડા હોવાને લીધે પૂરતો લાભ ઉઠાવી શકાતો નથી, કારણ કે એક તારમાં બીજી જાતના પાતળા રેસા જેટલા સમાઈ શકે તેના કરતાં બહુ જ ઓછા રેસા સમાઈ શકે છે. આ બધા મુદ્દાઓ વિષે વધુ શોધખોળ થવાની જરૂર છે.

ઝડપથી અને મોટા જથામાં ઉત્પત્તિ કરવાનાં સાધનોને બાજૂએ રાખીએ તો આપણે એમ કહી શકીએ કે રૂના ઉદ્યોગમાં પશ્ચિમનો મોટામાં મોટો ફાળો એ છે કે તેમણે પીલવા અને કાંતવાની ક્રિયા વચ્ચેની કેટલીક ક્રિયાઓને વધારી દીધી છે. આમાં ગાંસડી બાંધવાની, ખોલવાની, તોડવાની, ઉડાડવાની તેમ જ પીંખવાની ક્રિયાઓનો સમાવેશ થતો નથી. 'કાર્ડિંગ,' કેટલીક વખતે 'કામ્બિંગ,' 'ડ્રોઇંગ,' 'સ્લબ્બિંગ,' 'ઇન્ટર મિડિયેટ' અને 'રોવિંગ'ને નામે ઓળખાતી ક્રિયાઓથી પૂણીઓ એકસરખી થાય છે, રેસા સમાંતર ગોઠવાઈ જાય છે અને થોડો થોડો વળ પણ આવી જાય છે. આ બધાને અંતે સૂતર બહુ જ એકસરખું અને મજબૂત થાય છે.

આ બધી ક્રિયાઓનું સાદું સ્વરૂપ પહેલાં હિંદુસ્તાનમાં વિકાસ પામ્યું હતું, અને આજે પણ કેટલાક ભાગોમાં તેનો અમલ થાય છે. મદ્રાસ ઇલાકામાં જેવું ઉત્તમ સૂતર ઉત્પન્ન થાય છે તેવું સૂતર ઉત્પન્ન કરવા માટે તાંતણા લગભગ

---

૭૭. બોમન, પા. ૧૨૪.

સમાંતર ગોઠવાઈ જાય એ હેતુથી તાંતણાને ઓળી છૂટા પાડવા માટે પુષ્કળ દરકાર લેવામાં આવે છે. આ તાંતણાઓને સામાન્ય પૂણીની માફક વાળી દેવામાં આવતા નથી પણ કેળનાં પાંદડાં મૂકીને કાંતવામાં આવે છે. આવી જ કોઈ રીત આખા હિંદુસ્તાનમાં પહેલાં ચાલુ હોય એ સંભવિત છે.

લેખકને તો લાગે છે કે હમણાં વપરાતા રેંટિયા કે બીજાં કોઈ સાધનોમાં સુધારો કરવા કરતાં પીંજવાની અને કાંતવાની વચ્ચે આવી કોઈ ક્રિયાના વધારાથી ખાદીમાં સારો સુધારો થઈ શકશે.

પશ્ચિમના રૂના અને રાસાયણિક ઉદ્યોગોને લીધે રંગવાની ક્રિયામાં પણ ઘણા સુધારા થયા છે. હિંદના દેશી રંગોમાં સૌંદર્ય અને વિવિધતા હોવા છતાં એમાં જોઈએ એટલા પ્રમાણમાં આછા કે ઘેરાપણું લાવી શકાતું નથી અને તેમાંના ઘણા તો પાકા નથી. હાલમાં ચાલી રહેલી શોધોને લીધે આ ખામીઓ દૂર થઈ જશે એવી આશા રાખવામાં આવે છે.

મિલની અંદર રેસાઓ એકસરખી રીતે વહેંચાઈ જાય છે, એ એક મોટો લાભ છે. પણ રેંટિયાના સૂતરમાં કેટલાક એવા લાભો છે કે જે આ લાભને બાજૂએ મૂકી દે છે. હાથે કાંતેલા સૂતરને મિલના રૂ ઉપર જે સખત પ્રહારો અને તાણ પડે છે તે ખમવાં પડતાં ન હોવાથી રેંટિયા ઉપર કંતાતા રેસાઓ મિલમાં કંતાતા રેસાઓ કરતાં નિઃશંક વધારે મજબૂત અને સ્થિતિસ્થાપક હોય છે. મિલનું ઉત્તમમાં ઉત્તમ સૂતર 'મ્યુલ' યંત્ર ઉપર કંતાય છે. એ જ યંત્રની માફક રેંટિયો પણ તારને લાંબે સુધી ખેંચે છે, તેથી નબળી જગાઓમાં વળ આવીને તેને મજબૂત બનાવે છે. અને મિલમાં 'રિંગ'

ઉપર કંતાતા સૂતર કરતાં વળ વધુ પ્રમાણમાં સરખો હોય છે.[૭૮] વળી રેંટિયા ઉપર કાંતવામાં વિદ્યુતશક્તિ ઉત્પન્ન થતી નથી, જ્યારે મિલમાં થતી ક્રિયાઓમાં વેગને લીધે, તેમ જ ધાતુ, લાકડાં અને ચામડાં સાથે રૂ પુષ્કળ સંઘર્ષણમાં આવવાથી એટલી તો વીજળી ઉત્પન્ન થાય છે કે રેસાઓ એક બીજાને અડતા જ નથી અને કાંતવાની ક્રિયા દરમ્યાન તે સમાંતર રહેતા નથી.[૭૯] જો કાંતવાની ક્રિયા વખતે રેસાઓ પાસે પાસે અને સમાંતર ન રહે તો સૂતર નબળું રહી જાય છે. વળી મિલની ત્રાકોનો અને ખાસ કરીને 'રિંગ' ત્રાકનો વેગ એટલો બધો હોય છે કે એનું કેન્દ્રાપગામી બળ રેસાઓને દૂરને દૂર રાખે છે. પણ રેંટિયાની ત્રાક ધીમી ફરતી હોવાને લીધે આમ થતું નથી.[૮૦] રેસા દૂર ચાલ્યા જાય તો તે ઘટ્ટ થઈ શકતા નથી અને પરિણામે મજબૂત સૂતર બનતું નથી.

હાથે કંતાતું હોય ત્યાં રૂને પાકવાને તથા સુકાવાને મિલ કરતાં વધારે વખત મળે છે અને રૂની ગાંસડી બાંધવામાં આવતી ન હોવાથી તે પૂરેપૂરું સુકાઈ શકે છે. વળી પીંજવા પહેલાં રૂને કલાક કે તેથી વધુ વખત માટે તડકે સૂકવવામાં આવે છે. આ બધી સુકવણીને લીધે દરેક રેસાને વધુ વળ ચડે છે અને તે વળને લીધે દરેક તાંતણો એકબીજા જોડે વધુ સારી રીતે સંઘર્ષમાં આવી જકડાય છે. એના ઉપર જ સૂતરની મજબૂતીનો મોટો આધાર રહેલો છે. ડૉ. બોમન કહે છે:

---

૭૮. બોમન, પા. ૩૭૪; ટેલચેરકર, પા. ૯–૧૦, ૪૨–૪૩.

૭૯. બોમન, પા. ૨૪૦–૨૪૧; ટેલચેરકર, પા. ૨૧.

૮૦. ટેલચેરકર, પા. ૯, ૧૦, ૩૯.

"આ વિશેષ પ્રકારનો વળ ખેતીના કપાસમાં જ વધુ જોવામાં આવે છે. એને લીધે જ સૂતર સારી રીતે કાંતી શકાય છે, પણ જંગલી રૂને શરૂઆતમાં એવા વળ હોતા નથી, તેથી શરૂઆતમાં તેને હવા તથા તડકો પૂરતા પ્રમાણમાં આપ્યા વિના તે કાંતી શકાતું નથી. ફાટયા વિનાનાં કાલાંમાંના રેસાને વળ હોતા નથી. કાલાં બંધ હોવાને લીધે તેમ જ તેમાં ઝાડનો રસ તથા ગુંદર પચેલાં હોવાને લીધે રેસા ભેજવાળા હોય છે અને જ્યાં સુધી કોરી જગામાં રાખવામાં ન આવે ત્યાં સુધી તે સૂકાતા નથી. પૂરેપૂરા ખીલેલા રેસાને સૂકવ્યા પછી જ તેને વળ આવે છે......કાલું ફાટયા પછી તરત જ વળ ચડવા માંડે છે, અને ધીમે ધીમે બીજું પોષણ મળવાથી તેમ જ કપાસિયા છૂટા પડયા પછી રેસાની નળીઓ દબાઈ જવાથી અને સુકાવાથી આ વળ વધતો જાય છે."[૮૧]

સૂરતી રૂની બીજી એક વિશેષતા છે. જેથી તેમાંથી કાંતેલું સૂતર મજબૂત હોય છે. અને જો એ જ વિશેષતા હિંદનાં બીજી જાતનાં રૂમાં પણ હોય તો રેંટિયાના સૂતરને મજબૂત બનાવનાર એક તત્ત્વનો વધારો થાય. ડૉ. બોમનના પુસ્તકમાં પા. ૧૫૮ ઉપર એક કોષ્ટક આપવામાં આવ્યું છે. તેમાં તેમણે સી આઇલંડ, ઇજીપ્ત, બ્રાઝિલ, અમેરિકા (ઓર્લિયન્સ) અને હિંદુસ્તાન (સૂરત)ના રૂના પચાસ પચાસ નમૂના લેઈ દરેકના રેસામાં વધારેમાં વધારે અને ઓછામાં ઓછા કેટલા વળ હોય છે તે આપેલું છે. એ કોઠા ઉપરથી જણાય છે કે વળની વધુમાં વધુ અને ઓછામાં ઓછી સંખ્યા વચ્ચેનું અંતર સૂરતી

---

૮૧. 'સ્ટ્રાકચર ઑફ કૉટન ફાઈબર' પા. ૧૧૬, ૨૭૫.

રૂમાં ઓછામાં ઓછું છે. આ અંતરનું પ્રમાણ નીચે પ્રમાણે છે:— સી આઇલંડ–૧૨૦, ઇજીપ્ત–૧૦૫, બ્રાઝિલ–૧૦૨, અમેરિકા–૯૬ અને સૂરત–૭૦. આનો અર્થ એ થયો કે સુરતી રૂના રેસામાં વળની સમાનતા ઘણી છે અને તેથી સૂતર એકસરખું આવે છે, પછી એ સમાનતાથી મજબૂતી તો જે આવવાની હોય તે આવે.

હાથકંતામણની પહેલાંની ક્રિયાઓથી દરેક રેસાના વળના આંટા વધે છે કે નહિ તેની આપણને ખબર નથી, એ આંટા વધતા હોય તો તેથી સૂતરની મજબૂતી વધે. ડૉ. બોમન આ વિષે તેમના પુસ્તકના પા. ૧૧૮ ઉપર કહે છે:—

> "રૂના કાંતણમાં આ વળના આંટા એ વધારાનો લાભ છે. કારણ કે વળ આપતી વખતે એથી રેસાઓ એકબીજાને વધુ મજબૂત રીતે પકડી શકે છે. આ આંટામાં જમણા અને ડાબા સ્ક્રૂના જેવી <u>પકડશક્તિ</u> હોવાથી ગમે તે બાજૂમાં વળ અપાય તોપણ તે ઝાલી શકે છે".

સૂતરની સ્થિતિસ્થાપકતાનો આધાર રેસાની પોતાની સ્થિતિસ્થાપકતા ઉપર અને સૂતરની જાડાઈ તથા દર ઇંચે ચડેલા વળના પ્રમાણ ઉપર હોય છે. હાથકંતામણમાં થતી પ્રાથમિક ક્રિયાઓ વધુ મૃદુ હોવાથી રેસાની સ્થિતિસ્થાપકતા વધુ પ્રમાણમાં જળવાઈ રહે છે. રેંટિયાનુ કાંતણ 'મ્યુલ'ના કાંતણ જેવું છે. અને તેથી 'રિંગ'ના કાંતણ કરતાં વળ આપવાની એમાં વધુ સગવડ છે, તેમ જ હાથે કાંતનારના કોમળ સ્પર્શ તથા તેના હાથના અનુભવજન્ય વિવેકને લીધે મિલના 'મ્યુલ' યંત્ર કરતાં પણ રેંટિયા પર કંતાયલા સૂતરમાં વધુ સ્થિતિસ્થાપકતા આવી શકે છે.

મિલના સૂતર કરતાં હાથના સૂતરમાં કુમાશ વધારે હોય છે. અને એનું મુખ્ય કારણ એ છે કે હાથકંતામણમાં પ્રાથમિક ક્રિયાઓ બહુ જ ધીમે અને મૃદુતાથી કરવામાં આવે છે.

હાલમાં બનતી ખાદીનો મોટો ભાગ મિલકાપડ કરતાં ઓછો ટકાઉ હોય છે એ વાત આ બધી બાબતો સાથે અસંમત નથી. એ બધા ઉપરથી તો પહેલાંના વખતમાં ખાદી કેમ આટલી ઝીણી અને મજબૂત થતી હતી અને આજે પણ બનાવી શકાય એમ છે એનાં કેટલાંક કારણો માત્ર સમજી શકાય છે. આ બધી કારીગરીની ઝીણવટનો સંપૂર્ણ લાભ હજી સુધી લેવાયો નથી. પણ જો એ લાભ લેવામાં આવે તો આખા હિંદુસ્તાનમાં સારી ખાદી ઉત્પન્ન થઈ શકે.

કાંતવા અને વણવા દરમ્યાનની ક્રિયાઓમાં પણ યંત્રો કરતાં હાથે થતી ક્રિયાઓમાં જ કેટલાક લાભો રહ્યા છે. મિ. એચ. એચ. ઘોપ પોતાના 'ધિ એડવાન્સમેન્ટ ઑફ ઇન્ડસ્ટ્રી' નામના પુસ્તકમાં પા. ૧૫૮ ઉપર આ વાત સમજાવે છે. તે કહે છેઃ—

"ઉપર કહેલી રીતો ઉપરથી જણાય છે કે દેશી વણકર તાણો કરતા પહેલાં જ સૂતરને કાંજી ચડાવે છે. મિલોમાં ચાલુ પદ્ધતિ આનાથી ઊંધી જ અને ઓછી કાર્યકર છે. કાંજી પાયેલું સૂતર મજબૂત થાય છે અને તેથી તાણો કરવાની ક્રિયામાં જે ખેંચાણ આવે છે તેને સહન કરી શકે છે. પણ કાંજી ચડાવ્યા વગરના સૂતરની સ્થિતિસ્થાપકતા તાણો કરવાની ક્રિયામાં જ ઓછી થઈ જાય છે. અને તેથી સાળ પર સહેજ પણ અયોગ્ય દબાણ આવતાં તૂટી જાય છે. મિલોમાં તાણો કર્યા

પહેલાં કદી કાંજી ચડાવવામાં આવતી નથી, પણ કાંજી ચડાવવાની ક્રિયા વધુ સુગમ થાય એ માટે સૂતરની ઘણી આંટીઓને સાથે કાંજી પવાય છે. કાંજી પાવા પહેલાં ઘણા તાંતણા વ્યવસ્થિત ગોઠવવા તો પડે જ છે. તો તેને માત્ર ગોઠવવા કરતાં તાણો કરવો એ જ આર્થિક દૃષ્ટિએ વધુ લાભકર્તા છે. જ્યારે કાંજી ન ચડાવેલા સૂતરનો તાણો કરવાથી તેની મજબૂતી કેટલેક અંશે ઘટી જાય છે."

આ પછી બંગાળામાં એક પ્રકારના કાપડને માટે દરેક તારને અલગ રીતે કાંજી પાવાની પદ્ધતિનું તેમણે પા. ૧૬૪ ઉપર વર્ણન કર્યું છે. આ પદ્ધતિ બહુ જ ધીમી છે. પણ એથી કાપડ ઘણું ટકાઉ થાય છે.

વળી મિ. અમલસાડ હાથના કાપડની મજબૂતી વિષે લખે છે:—

"કદાચ એ (મજબૂતી), હાથવણાટને લીધે સૂતરની મજબૂતી વધુ પ્રમાણમાં જળવાઈ રહે છે અને ભીના વાણા ઉપર ઠોક સારી રીતે મારી શકાય છે એને લીધે તો ન હોય? આજે તો હિંદના સુતરાઉ કાપડ બનાવવાના આ પ્રાચીન હુન્નરનો કેટલેક અંશે જ પુનરુદ્ધાર થયો છે એટલે રેસાના ઉપર જણાવેલા ગુણો અને ક્રિયાઓનો સંપૂર્ણ ઉપયોગ થયો નથી તેમ જ લાભ લેવાયો નથી. આ મુદ્દો જાણી જોઈને ફરીફરી વાર ચર્ચ્યો છે. કારણ કે યંત્રની તરફેણમાં આપણા પૂર્વગ્રહો બહુ જ પાકે પાયે બંધાઈ ગયા છે. ખાદીમાં સતત સુધારા થઈ રહ્યા છે, જ્યારે યંત્રોએ તો હજી સિદ્ધિની રાહ જોવાની છે."

આ ઉપરથી કદાચ સ્પષ્ટ થશે કે હિંદની હાથે થતી ક્રિયાઓમાં હુન્નરના કેટલાક એવા લાભ સમાયલા છે કે જે યાંત્રિક ક્રિયાઓમાં નથી. અને જો એ લાભોનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે તો યંત્રની ક્રિયાઓના લાભોનો બદલો એથી મળી રહે. આમ હોય એમાં કાંઈ નવાઈ નથી. કારણ કે હિંદુસ્તાનમાં ઇતિહાસની શરૂઆતથી જ સુતરાઉ કાપડ બનતું આવ્યું છે. હિંદીઓ સ્વભાવથી જ લાગણીપ્રધાન, સૂક્ષ્મ નિરીક્ષણ કરનારા, અને ઝીણી બાબતો ઉપર ધ્યાન આપનાર તથા ઊંડા વિચાર કરનારા છે. આ હજારો વર્ષના અખતરાથી એમને જે અનુભવસમૃદ્ધિ પ્રાપ્ત થઈ છે તેની બરાબરી આજની કોઈ પણ વૈજ્ઞાનિક પ્રયોગશાળા કરી શકે એમ નથી. એ ખરું છે કે નિરીક્ષણ અને અનુમાનની ક્રિયાઓ આજની પ્રયોગશાળાઓ કરતાં ધીમી થતી હતી. પણ આજની વૈજ્ઞાનિક શોધોમાં અને તેમાં કશો તાત્ત્વિક ફરક નથી. એ પ્રાચીન જ્ઞાન ઘણે અંશે ભુલાઈ ગયું છે. છતાં ઘણું ફરીથી મેળવાયું છે અને મેળવી શકાય એમ છે. હુન્નરને પગલે પગલે હજી પુષ્કળ શોધ અને આવિષ્કારને અવકાશ છે. અખતરા, કેળવણી અને નિશ્ચય એ ત્રણે વસ્તુઓ મોજૂદ, જીવતીજાગતી અને વિકાસ પામતી રહી છે. આજે હિંદમાં પ્રચલિત હાથે કાપડ બનાવવાની પદ્ધતિનો મોટા પાયા ઉપર સ્વીકાર કરવામાં આવે તો યંત્ર કરતાં ગુણની દૃષ્ટિએ પણ તે ચડી જાય એવો સંભવ છે. અને જો એમ થાય તો એ પરિણામથી વિજ્ઞાનની સમજ તથા પ્રયોગ વધશે, મનુષ્યની સહિષ્ણુતા વૃદ્ધિ પામશે અને આપણી પ્રમાણની દૃષ્ટિ પણ સુધરશે.

૯

# વ્યવહારમાં કેમ ચાલે છે?

વિરોધી બળો વચ્ચે ટકી રહેવાની અને વધવાની શક્તિ ઉપરથી કોઈ પણ આર્થિક પ્રવૃત્તિની સંગીનતાની કસોટી થઈ શકે. ખાદીની પ્રવૃત્તિ આ કસોટીએ પાર ઊતરે છે. એ પ્રવૃત્તિની સાથે સંબંધ ધરાવનાર કોઈ પણ વિશિષ્ટ વ્યક્તિ હોય કે ન હોય તોપણ એ તો ચાલુ જ રહેશે અને વધતી જશે એમ માનવાને સબળ કારણો છે. એ વાત આગલાં પ્રકરણોમાં બતાવવામાં આવી છે. એની જ જાતના સરકારની મદદ વિના ખાનગી રીતે સ્થપાયલા અને ચાલતા ઉદ્યોગોની સાથે તેની સરખામણી કરવાથી એની શક્તિનો કાંઈક ખ્યાલ આવી શકશે. પહેલાંના વખતની ઇંગ્લંડની સહકારી ચળવળ અને હિંદની સુતરાઉ કાપડની મિલો સાથે આપણે તેની સરખામણી કરીએ. હિંદુસ્તાનની સહકાર પ્રવૃત્તિ સાથે સરખામણી કરીએ તો તે યોગ્ય ન ગણાય; કારણ કે તે પ્રવૃત્તિ તો સરકારે શરૂ કરી હતી અને તેને હંમેશાં પ્રાન્તિક તેમજ વડી સરકારો તરફથી ધારા, નાણાં અને કારભારની બાબતમાં ભારે મદદ મળતી રહી છે. ડેન્માર્ક કે આયર્લંડની ખેતી અથવા સ્વીડનના

હાથવણાટની પ્રવૃત્તિના પુનરુદ્ધાર સાથે આની સરખામણી કરવાથી ઘણું જાણવાનું મળે એમ છે. પણ આપણી પાસે તે માટે જોઈતી માહિતી નથી.

ઈંગ્લંડમાં પહેલવહેલી સહકારી મંડળી રૉબર્ટ ઓવને ૧૮૨૧ માં સ્થાપી. નવ વર્ષમાં તો એવી ૨૫૦ મંડળીઓ થઈ ગઈ. પછીથી કેટલાંક વર્ષો સુધી મંડળીઓની સંખ્યા ઘટતી ગઈ અને વળી પાછી વધવા લાગી. ૧૮૪૪ માં રોચડેલનો સહકારી ભંડાર સ્થપાયો ત્યારે તેના સભ્યોની સંખ્યા માત્ર ૨૮ હતી. વીસ વર્ષ પછી ૧૮૬૪ માં એવા ભંડારોના સભ્યોની સંખ્યા ૪,૭૪૭ થઈ હતી.

હિંદમાં પહેલી સુતરાઉ કાપડની મિલ ૧૮૩૮ માં કલકત્તામાં સ્થપાઈ હતી. બીજી પંદર વર્ષ પછી ૧૮૫૩ માં મુંબઈમાં સ્થપાઈ હતી. તેમાં ૫ હજાર ત્રાકો હતી. ૧૮૭૫ સુધીમાં હિંદુસ્તાનમાં ૪૮ સુતરાઉ કાપડની મિલો થઈ હતી.

ખાદીપ્રવૃત્તિ ૧૯૨૦ માં શરૂ થઈ. ૧૯૨૭ ના માર્ચની ૭ મી તારીખના 'યંગ ઇન્ડિયા'માં ગાંધીજીએ કહ્યું છે:–

"૧૯૨૦ કરતાં ગયે વર્ષે ખાદીપ્રવૃત્તિએ ઓછામાં ઓછું વીસ ગણું કામ કર્યું છે. આજે એ પંદરસો ગામડાંઓના પચાસ હજાર કાંતનારાઓને અને તે ઉપરાંત વણકરો, ધોબીઓ, છીપા, રંગરેજ તેમ જ દરજીઓને રોજી આપી રહી છે." આ સાથે એ યાદ રાખવાનું છે કે પહેલાં બે વર્ષોમાં રાજકીય ચળવળને લીધે તેને જે ટેકો મળ્યો હતો તે હાલમાં ચાલ્યો ગયો છે.

આ સરખામણીથી તો ખાદીપ્રવૃત્તિની સરસાઈ જ પૂરવાર થાય છે.

એ ખરૂં છે કે પ્રવૃત્તિ શરૂ થઈ તે પહેલાં પણ ઘણા ખેડુતો કાંતવાને અને પોતાના જ સૂતરનાં કપડાં પહેરવાને ટેવાયેલા હતા.

અખિલ ભારત ચર્ખાસંઘ તરફથી મળેલા નીચેના આંકડા ઉપરથી એ પ્રવૃત્તિના વિકાસની અને આજની સ્થિતિ વિષેની માહિતી મળી રહે છે. આ આંકડાઓમાં કેટલાંક નાનાં મોટાં ખાદીપ્રતિષ્ઠાનો જે અ. ભા. ચ. સંઘ સાથે સંબંધ નથી ધરાવતાં તેમના કાર્યનો સમાવેશ થતો નથી.

કાપડના ઉત્પન્ન તથા વેચાણના આંકડા રૂપિયામાં આપવા ઉપરાંત ચોરસ વાર કે રતલમાં પણ આપવામાં નથી આવ્યા (છેલ્લાં ત્રણ વર્ષથી તે પદ્ધતિ શરૂ થઈ છે) એટલી પ્રતિકૂળતા છે. કિંમતમાં થતા ફેરફારને લીધે રૂપિયાના આંકડાથી સાચો વિકાસ સમજી શકાતો નથી.

# સઘળા પ્રાંતોમાં થયેલું ખાદીનું કુલ ઉત્પન્ન
## ( રૂપિયામાં )

| મહિના | ૧૯૨૪ | ૧૯૨૫ | ૧૯૨૬ | ૧૯૨૭ |
|---|---|---|---|---|
| જાન્યુઆરી | માસિક | | ૧,૮૪,૦૬૭ | ૧,૩૭,૯૨૬ |
| ફેબ્રુઆરી | આંકડા | | ૧,૬૦,૦૬૮ | ૧,૬૮,૬૨૦ |
| માર્ચ | મળતા | | ૧,૫૨,૪૪૫ | ૧,૯૩,૫૩૨ |
| એપ્રિલ | નથી. | | ૧,૪૪,૭૪૨ | ૧,૬૪,૪૭૩ |
| મે | | | ૧,૫૮,૯૪૧ | ૧,૭૯,૯૭૬ |
| જૂન | | | ૧,૩૨,૨૦૪ | ૧,૮૯,૧૭૦ |
| જુલાઈ | | | ૨,૦૩,૫૨૦ | ૨,૨૯,૪૯૩ |
| ઓગસ્ટ | | સપ્ટેમ્બર સુધીનો સરવાળો | ૧,૯૫,૧૯૫ | ૨,૩૩,૩૮૫ |
| સપ્ટેમ્બર | | ૧૯,૦૩,૦૩૪ | ૨,૧૩,૭૩૨ | ૨,૨૪,૮૩૯ |
| ઓક્ટોબર | | ૧,૮૮,૫૭૯ | ૧,૯૮,૩૩૮ | ૨.૪૨,૩૬૯ |
| નવેમ્બર | | ૧,૮૬,૦૮૫ | ૧,૭૨,૨૬૮ | ૨,૦૩,૬૬૬ |
| ડિસેમ્બર | | ૨,૩૪,૮૧૨ | ૧,૭૧,૪૮૩ | ૧,૭૮,૧૬૫ |
| કુલ | ૯,૪૯,૩૪૮ | ૨૫,૧૨,૫૧૦ | ૨૦,૮૭,૦૦૩ | ૨૩,૪૫,૬૧૪ |

આ પહેલાંના વર્ષોના ચોક્કસ આંકડા મળતા નથી.

## સઘળા પ્રાંતોમાં થયેલું ખાદીનું કુલ વેચાણ
## (રૂપિયામાં)

| મહિના | ૧૯૨૪ | ૧૯૨૫ | ૧૯૨૭ | ૧૯૩૭ |
|---|---|---|---|---|
| જાન્યુ. | માસિક | | ૨,૪૫,૭૦૯ | ૨,૭૭,૨૬૧ |
| ફેબ્રુઆરી | આંકડા | | ૨,૩૨,૮૩૯ | ૨,૩૯,૦૫૪ |
| માર્ચ | મળતા | | ૧,૪૫,૬૩૪ | ૩,૦૭,૩૨૬ |
| એપ્રિલ | નથી. | | ૨,૭૨,૩૭૩ | ૩,૧૪,૧૬૨ |
| મે | | | ૨,૨૮,૮૨૯ | ૨,૭૪,૩૩૨ |
| જૂન | | | ૨,૨૧,૫૧૬ | ૨,૮૬,૨૦૬ |
| જુલાઈ | | | ૨,૩૫,૧૬૯ | ૨,૪૨,૨૬૯ |
| ઑગસ્ટ | | સપ્ટેમ્બર સુધીનો સરવાળો * | ૧,૭૭,૩૯૮ | ૨,૬૧,૧૬૪ |
| સપ્ટેમ્બર | | ૩૩,૬૧,૦૬૧ | ૨,૨૦,૧૨૩ | ૩,૩૮,૧૦૦ |
| ઑક્ટોબર | | ૨,૧૨,૯૯૪ | ૩,૨૮,૨૫૩ | ૩,૨૩,૧૧૨ |
| નવેમ્બર | | ૨,૧૪,૯૮૨ | ૨,૬૦,૬૧૮ | ૨,૪૫,૩૪૨ |
| ડિસેમ્બર | | ૩,૧૪,૮૦૫ | ૨,૫૯,૮૧૪ | ૨,૬૨,૪૫૬ |
| કુલ | ૧૯,૧૬,૪૧૧* | ૪૧,૦૩,૮૪૨* | ૨૯,૨૮,૨૭૫ | ૩૩,૭૦,૭૭૪ |

* આ આંકડા કેટલેક અંશે એવડાયા પણ હશે.

પાછલાં વર્ષોના આંકડા મળતા નથી.

## વેચાણનાં મથકો

| પ્રાન્ત | નગરોમાં | શહેરોમાં | ગામડાંમાં |
|---|---|---|---|
| આંધ્ર | ૯ | ૧૦ | ૧૭ |
| અજમેર | ૨ | ૨ | ૪ |
| બિહાર | ૧૦ | ૧૨ | ૬ |
| બંગાળા | ૧૭ | ૨૩ | ૧૦ |
| મુંબઈ | ૨ | – | – |
| બ્રહ્મદેશ | ૧ | – | – |
| મધ્યપ્રાંત–હિંદી | ૨ | – | – |
| દિલ્હી | ૧ | ૧ | – |
| કર્ણાટક | ૬ | ૧૪ | ૪ |
| કેરલ | ૧ | ૩ | – |
| મહારાષ્ટ્ર | ૮ | ૧૦ | ૨ |
| પંજાબ | ૧૦ | ૮ | – |
| તામિલનાડ | ૧૧ | ૨૪ | ૧૭ |
| સંયુક્ત પ્રાંતો | ૭ | ૫ | – |
| ઉત્કલ | ૪ | ૧ | ૩ |
| ગૂજરાત | ૪ | ૫ | ૧૧ |
| કુલ | ૯૫ | ૧૧૮ | ૧૧ |

"આ ઉપરાંત કેટલાક ફેરિયા દલાલીથી શહેરોમાં તેમ જ ગામડાંમાં ખાદી વેચે છે. આ પ્રથા ખાસ કરીને આંધ્ર અને તામિલનાડ પ્રાંતોમાં ખૂબ છે. કેટલાક ફેરિયાઓ સ્વતંત્ર રીતે જ ખાદી વેચે છે."

## ઉત્પાદનનાં મથકો

| | | |
|---|---|---|
| અજમેર | ... | ૭ |
| આંધ્ર | ... | ૩૩ |
| બિહાર | ... | ૯ |
| બંગાળા | ... | ૧૭ |
| મુંબઈ | ... | ૧ |
| બ્રહ્મદેશ | ... | – |
| મધ્યપ્રાંત–હિંદી | ... | – |
| દિલ્હી | ... | ૧ |
| કર્ણાટક | ... | ૭ |
| કેરલ | ... | ૧ |
| મહારાષ્ટ્ર | ... | ૮ |
| પંજાબ | ... | ૬ |
| તામિલનાડ | ... | ૨૯ |
| સંયુક્ત પ્રાંતો | ... | ૫ |
| ઉત્કલ | ... | ૪ |
| ગૂજરાત | ... | ૧૮ |
| | કુલ | ૧૪૬ |

"આ મુખ્ય મથકો જે ગામડાંમાં કામ ચલાવી રહ્યાં છે તેમની સંખ્યા તો કેટલાય હજારની થાય."

# અખિલ ભારત ચર્ખાસંઘને લીધે આશ્રય મેળવતા કામદારોની કુલ સંખ્યા

| પ્રાંત | કાર્યાલયોમાં | કાંતનારા | પીંજનારા | વણકરો |
|---|---|---|---|---|
| અજમેર | ૧૧ | × | × | × |
| આંધ્ર | ૪૦ | ૭૫૬[अ] | ૨૩[अ] | ૧૩૨[अ] |
| બિહાર | × | ૧૫,૦૦૦ | — | — |
| બંગાળા | ૧૭૯ | ૨૧,૪૬૧ | — | ૧,૦૬૭ |
| મુંબઈ | ૧૦ | × | × | × |
| બ્રહ્મદેશ | ૮ | × | × | × |
| ગૂજરાત | ૪૭ | ૨,૦૬૫ | ૪૯ | ૧૯૪ |
| કર્ણાટક | ૨૯ | ૪૧૦[अ] | ૧૦[अ] | ૫૫[अ] |
| કેરલ | × | ૧૦૦ | — | ૧૦ |
| મહારાષ્ટ્ર | ૪૦ | ૩૨૫[क] | ૧૨[क] | ૨૫[क] |
| પંજાબ | ૩૩ | ૩,૦૦૦ | — | ૩૦૦ |
| તામિલનાડ | ૬૫ | ૧૪,૦૪૪ | — | ૧,૫૮૧ |
| સંયુક્તપ્રાંતો | ૨૪ | × | × | × |
| ઉત્કલ | ૩૧ | ૭૯૮ | ૧૬ | ૪૩ |
| કુલ | ૫૧૩ | ૫૭,૯૫૯ | ૧૧૦ | ૩,૪૦૭ |

× આંકડા મળ્યા નથી

अ માત્ર ત્રણ મથકોની જ સંખ્યા

क માત્ર એક મથકની જ સંખ્યા

"આ ઉપરાંત જુદાં જુદાં ખાતાંમાં કામ કરનારા બીજા કેટલાએ અવેતન કાર્યકર્તાઓ છે."

# મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડ તરફથી ચાલતી શાળાઓમાં કાંતણ

| પ્રાંત | મ્યુનિસિપાલિટિ કે જીલ્લા બોર્ડનું નામ | કાંતણ દાખલ કરનારી શાળાની સંખ્યા | કાંતણ શીખતી છોકરીઓ | કાંતણ શીખતા છોકરાઓ | ક્યારથી દાખલ થયું |
|---|---|---|---|---|---|
| આંધ્ર | તિરૂપતી | ૯ | ૧૦૦ | ૭૬ | ૧૯૨૬ |
| ,, | નેલોર | ૧૦ | ૧૦૦ | — | ૧૯૨૭ |
| ,, | ગંતુર | ૩૫ | | | ૧૯૨૬ |
| ,, | બરહામપૂર | — | | ૫૪ | ૧૯૨૬ |
| ,, | ભીમાવરમ્ | ૪૦ | | ૨૦૦ | — |
| ,, | બેઝવાડા | ૨૭ | | ૧૯૪ | — |
| બિહાર | ચંપારણ | ૪૨૦ | | | ૧૯૨૬ |
| ,, | શાહબાદ | ૮ | | ૧૩૯ | ૧૯૨૬ |
| તામિલનાડ | મદ્રાસ | ૧ | | ૧૦૦ | ૧૯૨૭ |
| સંયુક્તપ્રાંતો | લખનૌ | ૧૫ | ૧૦૮ | ૪૧ | ૧૯૨૬ |
| ,, | બનારસ | ૩૪ | | | ૧૯૨૬ |
| ,, | અલ્હાબાદ | ૩૮ | ૫૦૦ | ૧,૬૩૮ | ૧૯૨૬ |
| ,, | બસ્તી | ૧ | | ૧૫ | ૧૯૨૬ |
| ઉત્કલ | સંબલપુર | | | ૭૦ | ૧૯૨૬ |
| કુલ | | ૬૩૮ | ૮૦૮ | ૨,૫૨૭ | |

ગંતુર, ચંપારણ અને બનારસમાં છોકરાઓ અને છોકરીઓની જુદી સંખ્યા મળી નથી. કુલ સંખ્યા ૨,૮૯૮ છે. એ રીતે બધા મળીને ૬,૨૩૩ થાય છે.

જે શાળાઓમાં તકલી ઉપર કાંતવાનું શીખવવામાં આવે છે, તેમની સંખ્યા અને સ્થળની માહિતી મળી શકી નથી.

ખાદીઉત્પત્તિનાં દસબાર મથકોમાં સૂતરની પરીક્ષા માટે યુરોપ અને અમેરિકામાં વપરાતાં છેલ્લી ઢબનાં વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ શરૂ થયો છે અને અ. ભા. ચ. સંઘના શિક્ષણ વિભાગ તરફથી સૂતર પરીક્ષાના ચોક્કસ નિયમોનો પ્રચાર કરવામાં આવ્યો છે. વળી સંઘ તરફથી સાબરમતીમાં ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પણ ચાલી રહ્યો છે. તેમાં ખાદી બનાવવાની બધી ક્રિયાઓ, રંગકામ, નામું અને ખાદીની ઉત્પત્તિ તથા વેચાણનાં કેન્દ્રો વ્યવસ્થિત રીતે ચલાવવા સારુ જરૂરી એવી બાબતોનું શિક્ષણ આપવામાં આવે છે. આટલો બધો વ્યવસ્થિત નહિ તો પણ આવો જ અભ્યાસક્રમ સાબરમતીમાં કેટલાંક વર્ષો થયાં ચાલતો આવ્યો છે. વળી કેટલેક સ્થળે આ વિષયો ઉપરાંત છાપકામનું પણ શિક્ષણ આપવામાં આવે છે.

સંઘનું એક પ્રકાશન ખાતું પણ છે. તે શિક્ષણ વિષયક તેમ જ સામાન્ય માહિતીનાં પુસ્તકો તથા ચોપાનિયાં બહાર પાડે છે. દર વર્ષે મહાસભાની બેઠક વખતે ખાદીપ્રદર્શન ભરાય છે; અનેક પ્રાંતિક પ્રદર્શનો પણ ભરવામાં આવ્યાં છે.

૧૯૨૫–૨૬ ના સંઘના વાર્ષિક અહેવાલ મુજબ સંઘમાં अ વર્ગના ૩,૪૭૨ અને ब વર્ગના ૯૪૨ મળી કુલ ૪,૪૧૪ સભ્યો હતા. આ બધાય સ્વેચ્છાએ કાંતનારાઓ છે. તેમનું સૂતર સંઘને વેચાતું નહિ પણ લવાજમ કે દાનના રૂપમાં આપવામાં આવે છે. બન્ને વર્ગના સભ્યો હંમેશાં ખાદી પહેરવાને તેમ જ હાથકાંતણ તથા ખાદીનો પ્રચાર કરવાને

પ્રતિજ્ઞાથી બંધાયલા છે. अ વર્ગના સભ્યો દર મહિને હજાર વાર અને ब વર્ગના દર વર્ષે બે હજાર વાર કાંતે છે. ૧૮ વર્ષની નીચેનાં બાળકોનો કુમાર વર્ગ પણ છે. તેમાં ૧૮૫ સભ્યો છે. તેઓ પણ નિયમિત ખાદી પહેરનારા છે અને દર મહિને પોતે કાંતેલું હજાર વાર સૂતર સંઘને ભરે છે.

આ પ્રવૃત્તિએ કરેલી પ્રગતિની વધુ માહિતી એ સંઘના મંત્રીએ રજુ કરેલાં વાર્ષિક નિવેદનો, સંઘનાં પ્રકાશનો, જુદાં જુદાં પ્રાંતિક ખાદીમંડળો તેમ જ ખાદીપ્રતિષ્ઠાનોનાં પ્રકાશનો તથા અમદાવાદથી પ્રસિદ્ધ થતા ગાંધીજીના પત્ર 'યંગ ઇન્ડિયા'ની ફાઇલોમાંથી મળી રહેશે. આમાંનાં ઘણાંની યાદી પરિશિષ્ટ ૮ માં આપવામાં આવી છે.

આ પ્રવૃત્તિ ચિરંજીવ બને તે પહેલાં પુષ્કળ કેળવણી તથા વ્યવસ્થાની જરૂર પડશે. જે પ્રજાના કરોડો માણસોને ન છૂટકે આળસુ રહેવાની જમાનાઓથી ટેવ પડી ગઈ છે અને જેઓ મેલેરિયા, કાલા–આઝાર તેમ જ વાળા જેવા દર્દોથી પીડાયા કરે છે તેઓમાં આશા, આકાંક્ષા, પ્રેરણા તેમ જ ઉત્સાહ જગાડવાં એ સહેલું કામ નથી. એમ છતાં આજ સુધી થયેલી પ્રગતિ એવી છે કે જેથી ભવિષ્યને માટે સારી આશા બાંધી શકાય.

૧૦

# કેટલાક વાંધા

ખાદીની પ્રવૃત્તિ સામે જે એક વાંધો વારંવાર રજૂ કરવામાં આવે છે તે એ છે કે કાંતનારાને મળતી મજૂરી એટલી ઓછી છે કે એ ધંધામાં આર્થિક લાભ ગણીને કોઈ પણ માણસ કાંતણને ધંધા તરીકે સ્વીકારવા લલચાતું નથી. તે કહે છે કે વિધવાઓ અને ગામડાની બેકાર કે અર્ધ બેકાર સ્ત્રીઓ તથા છોકરીઓ માટે તે ચાલે, બીજાં માટે નહિ.

ગાંધીજીએ વારંવાર કહ્યું છે[૮૨] તે મુજબ આનો મુખ્ય જવાબ એ છે કે રેંટિયાને મુખ્ય ઉદ્યોગ તરીકે સૂચવવામાં આવતો નથી. પણ દિવસના કે મોસમના અમૂક ભાગ માટે ઉપઉદ્યોગ તરીકે જ એની સૂચના કરવામાં આવી છે. આ જાતના ઉપયોગથી દક્ષિણ હિંદનાં ગામડાંઓમાં કુટુંબની આવકના ૧૫ થી ૬૬ ટકા જેટલી આવક મેળવી શકાઈ છે.[૮૩]

૮૨. જુઓ પરિશિષ્ટ ૧.

૮૩. 'યંગ ઇન્ડિયા', ઑગસ્ટ ૧૩ અને સપ્ટે. ૧૦, ૧૯૨૫ ના અંકો.

કેટલાક જિલ્લાઓમાં મજૂરી સામેનો વાંધો આજે થોડે અંશે ટકી શકે પણ રેંટિયા અને બીજાં સાધનોની કાર્યશકિતમાં સુધારા થતા જાય છે. એટલે એ વાંધાનું વજન દિવસે દિવસે ઘટતું જશે.

વળી એ વાંધાને અંગે એવું કહેવામાં આવે છે કે હાથકાંતણ કરતાં હાથવણાટમાં વધુ કમાણી થાય છે. એટલે કાંતણ કરતાં વણાટને ઉત્તેજન આપવું એ યોગ્ય છે. પરિશિષ્ટ ૧ માં આપેલો ગાંધીજીનો જવાબ ઉત્તમ છે. તેમનો અભિપ્રાય સાચો છે. એ વસ્તુ સરકારે ઘણા જિલ્લાઓમાં ગૃહઉદ્યોગ તરીકે વણાટને ઉત્તેજન આપવાના કરેલા પ્રયત્નો એકંદર રીતે સફળ થયા નથી એ ઉપરથી સાબિત થાય છે.

બીજા કેટલાકોને આ યોજનામાં સૌથી મોટો દોષ એ લાગે છે કે એમાં આધુનિક વિજ્ઞાન અને યંત્રનો દેખીતો ત્યાગ છે, અંધ અને અવ્યવહારુ જંગલીપણું છે તથા ખોટી સંન્યાસવૃત્તિ છે. આનો થોડોક જવાબ પહેલા અને બીજા પ્રકરણમાં આપવામાં આવ્યો છે. પણ બીજા કેટલાક મુદ્દાઓની અહિં ચર્ચા કરીએ.

આપણે કેટલીક વાર ભૂલી જઈએ છીએ કે વિજ્ઞાન અને હુન્નરને કદ તથા દેખાવ સાથે ઝાઝો સંબંધ નથી. મહાસાગર ખેડનારી આગબોટનો અભ્યાસ કરવામાં જેટલું વિજ્ઞાન રહેલું છે એટલું જ એક અણુના અભ્યાસમાં પણ રહેલું છે. ઘડિયાળ બનાવનાર કે કરોળિયામાં પણ બોઇલર બનાવનાર જેટલી જ કળા રહેલી છે. રેંટિયો પ્રમાણમાં નાનો છે, સાદો છે અને એના ઉપયોગમાં બહુ જ ઓછી શક્તિની જરૂર પડે છે એટલા માટે એ અવૈજ્ઞાનિક છે એમ

ન કહી શકાય. કદ અને સાદાઈ એ તો સાપેક્ષ પદો છે. ઘણા રેંટિયા ચલાવનારાઓને અને એ પ્રવૃત્તિના શાસ્ત્રીય અભ્યાસીઓને તો ઇંગ્લંડ, જર્મની, જાપાન કે યુનાઇટેડ સ્ટેટ્સના અગ્રગણ્ય તજ્જ્ઞો જેટલું જ રૂના રેસા વિષેનું વૈજ્ઞાનિક જ્ઞાન હોઈ શકે અથવા હોવું જોઈએ.

ખાદીની પ્રવૃત્તિમાં વિજ્ઞાનનો ત્યાગ નથી. ઊલટું વૈજ્ઞાનિકો જેને તાપગતિશાસ્ત્રનો બીજો સિદ્ધાંત[૮૪] કહે છે તેનો અર્થશાસ્ત્રમાં બહુ જ ડહાપણભર્યો પ્રયોગ છે. ચર્ખો, પીંજણ, રેંટિયો અને હાથસાળ, એ સાદાં યંત્રો છે, અને આજની હિંદી પરિસ્થિતિને એટલાં બધાં અનુકૂળ છે કે એવાં બીજાં સાધનો મળવાં મુશ્કેલ છે. પ્રાચીનતાપ્રિય માણસો રોજના સૂર્યના તડકા કરતાં કોલસાનો ઉપયોગ કરવાનું વધુ પસંદ કરે પણ સૂર્યશક્તિના પરિણામ રૂપ રોજના ખોરાક અને શારીરિક શક્તિના ઉપયોગ કરતાં સંચિત સૂર્યશક્તિના પરિણામ રૂપ કોલસાના ઉપયોગમાં કાંઇ વિશેષ વૈજ્ઞાનિકતા તો નથી. આપણે હુન્નર અથવા તો શક્તિના એકીકરણ સાથે વિજ્ઞાનનો ગોટાળો કરવો જોઈએ નહિ. વિજ્ઞાન તો શક્તિના ગમે તે રૂપ અને પ્રમાણને તેમ જ હુન્નરની ગમે તે પદ્ધતિને લાગુ પડે છે.

વરાળયંત્ર, વિદ્યુતયંત્ર અને બીજાં બધાંય યંત્રોની પ્રશંસા કરવામાં આપણે માનવ શરીરની અદ્ભુત કાર્યશક્તિને વિસારવી ન જોઈએ. આપણે કોલસા અને તેલમાં રહેતી કોઈ શક્તિ પેદા કરી નથી. જળશક્તિ ઉત્પન્ન કરવાનું

---

૮૪. આ સિદ્ધાંતનો વ્યવહારુ ઉપયોગ સમજવા જુઓ પા. ૧૫.

મથક બાંધનાર ઇજનેર પોતે બંધમાં ભેગું કરેલું પાણી વાપરે છે અને નાયગરા જેવા વહેતા ધોધનો ઉપયોગ નથી કરતો એ માટે તેણે અભિમાન લેવાની જરૂર નથી. સૂર્યની સંચિત અને ચાલુ શક્તિ વિષે પણ એમ જ છે. મોટું કદ, જથ્થો અને ગતિ એ નિઃશંક અસર પાડનાર અને ઘણી વખત પ્રશંસાયોગ્ય હોય છે; પણ તે કાંઇક મોટા ઘોંઘાટ જેવું જ છે. એથી જંગલી માણસની માફક આપણે ભુલાવામાં પડી આભા બનવાની, ગૂંચવાવાની અથવા માનસિક સ્વસ્થતા ગુમાવવાની જરૂર નથી. વધારે અગત્યની વસ્તુઓ તો મન અને આત્મા છે.

ખાદીની પ્રવૃત્તિ આધુનિક વિજ્ઞાન અને હુન્નરોનો વધતા જતા પ્રમાણમાં ઉપયોગ તો કરે છે પણ તે પશ્ચિમના ઉદ્યોગોમાં વપરાય છે તેના કરતાં શક્તિ વાપરવાની જુદી જ પદ્ધતિએ અને જુદી જ જાતનાં યંત્રોમાં.

દૃઢ થઈ ગયેલા રિવાજો અથવા તો પ્રાચીન કાળ વિષેના ખોટા આદરથી આ હાથે ચાલતાં સાધનોનો ઉપયોગ જડતાથી કે મૂર્ખાઇથી પણ થઈ શકે છે. પણ એ જ સાધનો ચોક્કસ અને ગંભીર આધુનિક વિજ્ઞાનના જ્ઞાનથી તથા પ્રશંસાપાત્ર શાસ્ત્રીયતા મુજબ વાપરી શકાય. તે પ્રાચીન છે એટલા માટે જ આપણા પૂર્વજોનાં આ સાધનો સારાં જ હતાં એમ પણ ન કહી શકાય. તેમ જ ઊલટું માનીને ખરાબ અથવા અશાસ્ત્રીય હતાં એમ પણ ન કહેવાય.

કુશાગ્ર વૈજ્ઞાનિક પ્રો. સોડી કહે છેઃ[૮૫]

---

૮૫. ઉપર જણાવેલ 'વેલ્થ, વર્ચ્યુઅલ વેલ્થ એન્ડ ડેટ', પા. ૩૭, ૪૯, ૫૭–૫૮, ૧૦૨.

"શક્તિની દૃષ્ટિએ જોતાં પ્રગતિ એટલે શક્તિના મૂળ ઉત્પત્તિસ્થાનની નજીકમાં નજીક શક્તિના મૂળ ઉપર વધુને વધુ સત્તા અને કાબૂ મેળવવાં તે...આર્થિક દૃષ્ટિએ બિનઅગત્યના કેટલાક અપવાદો બાદ કરતાં જગતને ચલાવનાર બધી શક્તિ સૂર્યમાંથી આવે છે એ જ્ઞાન માનવ જાતને મળ્યાને આજે લગભગ એક સદી થઈ ગઈ છે. પણ એ જ્ઞાનનું રહસ્ય ઘણી વાર આપણે ભૂલી જઈએ છીએ."

"સંપત્તિ... એટલે મુખ્યત્વે કરીને ઉપયોગી અને મળી શકે એવી શક્તિથી ઉત્પન્ન થતી વસ્તુ..."

"જો કે ઇજનેર અથવા તો ભૌતિકશાસ્ત્રી સિવાય બીજા બધાને એમ લાગશે કે સંપત્તિની ઉત્પત્તિમાં શક્તિ એ બહુ જ નજીવું તત્ત્વ છે; પણ જો આપણે સંપત્તિની ઉત્પત્તિમાં શું વપરાય છે એનો વિચાર કરીએ તો શકિત એ જ સૌથી મોટું અને અગત્યનું તત્ત્વ છે એમ માલમ પડશે."[૮૬]

"જો કે તજ્જ્ઞોની સામાન્ય ચર્ચામાં સંપત્તિનું મૂળ સૂર્યના તડકાની ભૌતિક શક્તિમાં રહેલું છે એ વાત આવતી નથી અને કદાચ તેમાંથી ફલિત થતી બાબતો પણ તેમના ધ્યાનમાં નહિ આવતી હોય તો પણ તેઓ આ બધી બાબતનો મોટો ભાગ તો સારી પેઠે સમજે છે અને તેનો ઉપયોગ પણ કરે છે. પણ ગરીબાઈ અને એક યા બીજા પ્રકારના હાનિકારક

---

૮૬. આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓ જડ વસ્તુને પણ શકિતનું સ્વરૂપ માને છે.

દબાણ નીચે જમાનાઓ સુધી દબાઈ રહેલા લોકો એવું માનવાને ટેવાઈ ગયા છે કે સંપત્તિનું પ્રમાણ સોનાની જેમ પરિમિત છે અને તેથી જો એક માણસને વધારે મળે તો સમતોલપણું જાળવવા બીજાએ ઓછાથી ચલાવી જ લેવું પડે. લોકો એમ માનતા નથી કે સંપત્તિનું પ્રમાણ પણ વૈજ્ઞાનિક શોધખોળોને લીધે લગભગ અનંત વિસ્તારને પામી શકે છે. આજે જગતના સાચા પ્રશ્નોમાંનો એક પણ સંપત્તિના વધારાને લગતો નથી. ખરી મુશ્કેલી તો કોઈ વસ્તુ બનાવવા કે વેચવાનો હક પ્રાપ્ત કરવા માટે લડયા સિવાય, બનાવેલી વસ્તુના એક અંશનો પણ નિકાલ કરવામાં ઊભી થાય છે. પણ જે લોકો સંપત્તિનો શક્તિ અને માનવપ્રયત્ન તરીકે જ વિચાર નથી કરતા પણ માત્ર નાણાં તરીકે જ વિચાર કરે છે તેમને યુરોપ આજે જે તીવ્ર મુશ્કેલીઓમાં પડેલું છે તે ચાલુ રહે તેમાં કાંઈ જ ખોટું લાગતું નથી. તેમ જ એકી વખતે ગરીબાઈ અને બેકારી ઠામ ઠામ નજરે પડે એમાં પણ તેમને રાજ્યની પ્રાથમિક ફરજોમાં ઊણપ હોવાની સાબિતી લાગતી નથી."

ગાંધીજીએ એ યંત્રો અને આધુનિક ઉદ્યોગપ્રધાન સંસ્કૃતિ વિષે બહુ જ કડક ભાષા વાપરી છે એ સાચું છે, પણ આપણે એનું ધ્યાનપૂર્વક પૃથક્કરણ કરીશું તો જણાશે કે તેમનો સાચો વિરોધ આ વસ્તુઓનો જે ઉપયોગ કરવામાં આવે છે તે સામે છે, એ વસ્તુઓ સામે નથી. પછી ભલે આપણે એ બે બાબતોને ગમે તેમ ગૂંચવી નાખીએ.૮૭

---

૮૭. જુઓ 'યંત્રોની મર્યાદા' વિષેનું પરિશિષ્ટ ૪.

જો જગતમાંથી મૂડીવાદ[૮૮]ને દૂર કરવામાં આવે અને મહાન વિગ્રહ વખતે જેમ ઘણા લોકોએ કર્યું હતું તેમ સેવાભાવને તેનું સ્થાન આપવામાં આવે તો ઘણાં યંત્રો પોતાની મેળે જ અદૃશ્ય થઈ જશે અને સાથે સાથે પાશ્ચાત્ય સુધારાનાં ઘણાં અનિષ્ટો પણ જશે. ગાંધીજીએ જે સ્થિતિ સ્વીકારી છે તેમાં અને જે વિચારવાન ઇજનેરો, વૈજ્ઞાનિકો અને ઐતિહાસિકોને વિજ્ઞાનને મારી મચડીને હાનિકારક હેતુઓ માટે વાપરવામાં આવે છે એવો વહેમ જવા લાગ્યો છે તેમાં ઝાઝો ફરક નથી.[૮૯]

જ્યાંસુધી હિંદે યંત્રો અને યાંત્રિક યુગનાં આનુષંગિક પરિણામોનું સ્પષ્ટ જ્ઞાન મેળવ્યું નથી અને જ્યાંસુધી તેણે પોતાના તંત્રમાં કેટલાક ફેરફારો તથા શિસ્ત આણ્યાં નથી ત્યાંસુધી તે યંત્રો દાખલ ન કરે એ જ એને પરવડે એમ છે. આમ થોભી જવાથી કદાચ તે પશ્ચિમની સંસ્કૃતિનાં કેટલાંક સારાં તત્ત્વો, તેનાં અનિષ્ટો અનુભવ્યા વિના પણ, પસંદગી કરીને ઉપયોગમાં લઈ શકશે. અને એના માર્ગમાંની બીજી મુશ્કેલીઓ દૂર થઈ જાય તો કદાચ થોડાં યંત્રોથી પણ ચાલી જ રહે.

---

૮૮. જાણીતા બ્રિટિશ અર્થશાસ્ત્રી મિ. કીન્સે લખેલી અને લંડનના હોગાર્થ પ્રેસ તરફથી બહાર પડેલી પુસ્તિકા 'ધિ એન્ડ ઑફ લેસેફેર'નું પા. ૫૦ જુઓ. તેમાં લખ્યું છે:—

"આર્થિક તંત્રને ગતિ આપવા માટે વ્યક્તિઓની ધનોપાર્જન અને ધનવાંછનાની વૃત્તિની તીવ્ર ઉત્તેજના ઉપર નિર્ભર રહેવું એ જ મને મૂડીવાદનું ખાસ લક્ષણ જણાય છે."

૮૯. એફ. સૉડી, ડબ્લ્યુ. એન. પોલેકૉવ, કાઉન્ટ કોર્ઝીબસ્કી, બર્ટ્રાન્ડ રસેલ, એચ. જી વેલ્સ, ટ્રેવેલિયન વ. નાં લખાણો જુઓ.

/જેઓ સન્યાસવૃત્તિનો આરોપ મૂકે છે તેઓ ભૂલી જાય છે કે તે શબ્દનો મૂળ અર્થ તો ગ્રીક પહેલવાનને જે કેળવણી લેવી પડતી હતી તે થાય છે. અર્થાત શરત જીતવા માટે આવશ્યક મોજશોખનો ત્યાગ. શબ્દનો આ અર્થ હિંદની પરિસ્થિતિને લગાડવામાં અર્થ રહેલો છે અને તેમ કરતાં જરા પણ સંકોચ પામવાની જરૂર નથી.

/ખાદીપ્રવૃત્તિ પાશ્ચાત્ય સંસ્કૃતિને ફેંકી દે છે એ આરોપની સાથે બીજા એક તાત્ત્વિક વિરોધનો પુષ્કળ સંબંધ છે. તે એ કે એ પ્રવૃત્તિ ગાંધીજીના અસહકારના વિચારનું મૂર્ત સ્વરૂપ છે./ વિરોધીઓનો વાંધો અસહકાર સાથે છે કારણ કે એનું લક્ષણ જ નકારાત્મક છે. એમ હોવાથી કોઈ પણ મહાન રાષ્ટ્રીય પુનરુત્થાનના પાયા તરીકે એનો સ્વીકાર ન થઈ શકે.

ઇતિહાસ પરથી જણાય છે કે દરેક જાતિ કે પ્રજાની સંસ્કૃતિની પ્રગતિ પહેલાંની બે કે વધારે સંસ્કૃતિઓના સંસ્પર્શ, માર્મિક સંબંધ કે મિશ્રણનું પરિણામ હોય છે જ. આજની હિંદની પરિસ્થિતિ આવી જ પ્રકિયા તો નહિ હોય? એક સંસ્કૃતિવાળા લોકો જેના ઉપર સુધારાની ક્રિયા થઈ રહી છે એવી, બીજી સંસ્કૃતિમાંથી, પોતાની સંસ્કૃતિમાં ખરેખર ભેળવી શકાય અને તેનાં આધ્યાત્મિક, નૈતિક અને માનસિક તત્ત્વોનું અંગ બનાવી શકાય એવાં તત્ત્વો, સ્વીકારી રહ્યા હોય એ ક્રિયાનું નકારાત્મક નામ જ અસહકાર છે, એમ કેમ ન હોય? આ દૃષ્ટિએ જોતાં એ, માત્ર ખરાં કે ખોટાંનું નકારાત્મક કે અપશુકનિયાળ ત્યાગ કે સ્વીકાર રહેતો નથી પણ હાલની પરિસ્થિતિ તથા રૂઢિને બહુ જ અનુકૂળ થઈ

પડે એવી વસ્તુઓની, ડહાપણભરી પસંદગી બની રહે છે. એનાં નકારાત્મક દેખાતાં પરિભાષા અને કાર્ય ચાલુ રાજકીય અને આર્થિક પરિસ્થિતિનાં પ્રતિબિંબ છે. એ પ્રવૃત્તિનું આંતરસ્વરૂપ એવું ન પણ હોય.

તંદુરસ્ત શરીરમાં પણ એવી જ જાતની બે ક્રિયાઓ ચાલ્યા કરે છે. એક તો ઉપકારક વસ્તુઓને આત્મસાત્ કરવાની અમે બીજી અપકારક વસ્તુઓનો ત્યાગ કરવાની. જો વધુ અનુકૂળ અને ઉપયોગી વસ્તુનો સ્વીકાર થતો હોય તો ત્યાગમાં કશું ખોટું નથી. આ બે ક્રિયાઓ દ્વારા દરેક વસ્તુ પોતાને યોગ્યમાં યોગ્ય અને ઉપયોગીમાં ઉપયોગી સ્થાને મૂકાય છે. જે મારે માટે બગાડ અને ઝેર સમાન છે તેજ ઝાડને ઉપયોગી છે. વળી તેના બદલમાં તેઓ મારા જીવનને વધુ ઉપયોગી ચીજો આપે છે.

રસસૃષ્ટિમાં પણ આ દ્વિમુખી પ્રક્રિયા ચાલે છે. "સર્જનમાં ત્યાગ અને ગ્રહણ બન્ને સરખે અંશે હોય છે. અહિં 'ત્યાગ' નો પૂર્ણ અર્થ એટલો જ છે કે ભાવની સાથે જે કાંઈ અસંગત હોય તેને છોડવું અને 'ગ્રહણ'નો અર્થ એ છે કે ભાવનું ઐક્ય જેથી પુષ્ટ થાય તેનો સ્વીકાર કરવો."૯૦

વળી કોઈ કામની નવીનતાથી અથવા તેમાં વપરાતાં સાધનોના કદથી ગૂંચવાવાની જરૂર નથી. ઉદાહરણ તરીકે જો કોઈ મિલમૅનેજર અથવા યુરોપિયન ખાદી ખરીદવાની ના પાડે અથવા કોઈ કલાકાર કોઈ ચિત્રની રેખા કે રંગ પોતાને ન ગમતાં હોય તેથી તે ખરીદવાની ના પાડે તો

---

૯૦. એ. એન. વાઇટહેડ—'રિલિજિયન ઇન ધિ મેકિંગ', મૅકમિલન, ન્યૂયૉર્ક, ૧૯૨૬, પા. ૧૧૩.

આપણે તેમના એ કાર્યને 'નકારાત્મક' કે 'પ્રતિબંધક' કે 'હાનિકારક' ગણતા નથી. ખાદીપ્રવૃત્તિ તદ્દન નવી જ છે. અને ઉદ્યોગવાદની સરખામણીમાં તો બહુ જ નાની છે. પણ એથી કાંઈ એવું સાબિત નથી થતું કે એને અંગે જે ત્યાગ થાય છે તે સંપૂર્ણપણે નકારાત્મક છે. કાર્યના રૂપ કરતાં તેનાં મર્મ અને હેતુ વધુ મહત્ત્વનાં હોય છે.

ટીકાકારોનો બીજો એક વર્ગ દલીલ કરે છે કે ગાંધીજી જે વિશ્વપ્રેમનો દાવો કરે છે તેની સાથે નૈતિક દૃષ્ટિએ ખાદીની પ્રવૃત્તિ અસંગત છે. તેઓ કહે છે કે ખાદી દ્વારા બધાંય વિદેશી કાપડનો બહિષ્કાર કરવામાં આવે તો લૅંકેશાયર અને જાપાનમાં ભયંકર બેકારી અને દુર્વ્યવસ્થા ઉત્પન્ન થશે, બધા જ નૈતિક અને આર્થિક વ્યવહારો તૂટી જશે તેમ જ હિંદ અને બીજા દેશો વચ્ચે વિરોધ ઉત્પન્ન થશે. તે કહે છે કે હિંદના લોકોને મદદ કરવાની તાલાવેલીમાં ગાંધીજી બીજા દેશોના મજૂરો તથા કારખાનદારોને નુકસાન કરવા તૈયાર થયા છે.

આ ટીકાકારો બે વાત ધ્યાનમાં રાખતા નથી. તેઓ એમ માની લે છે કે પશ્ચિમની ચાલુ ઔદ્યોગિક અને આર્થિક પદ્ધતિઓ કોઈ પણ ફેરફાર વિના ચાલુ રહેવી આવશ્યક છે. વળી તેઓ એ વાત પણ ભૂલી જાય છે કે ખાદીનો પ્રચાર એક દૂદકે થઈ જવાનો નથી. એની ધીમી ગતિને લીધે મૂડીદારોને પોતાની થાપણો બદલવાનો, નવાનવા માલનો અને નવાંનવાં ક્ષેત્રોમાં વેપાર કરવાનો અને નવા આંતરરાષ્ટ્રીય તેમ જ ઔદ્યોગિક સંબંધો બંધાવાનો પૂરતો વખત મળશે. લૅંકેશાયરની મુશ્કેલીઓ હિંદુસ્તાનમાં માંગ ઘટી ગઈ છે તેને લીધે જેટલી ઊભી થઈ છે તેના કરતાં વધારે લડાઈ પછી

મૂડી વધી ગયેલી હોવાથી, 'રેયન' અને બીજું બનાવટી રેશમ વધી જવાથી, આવડત વગરના મજૂરો જ હંમેશાં કામ કરતા રહેવાથી અને ચીનના લોકોના બહિષ્કારથી વધુ ઉત્પન્ન થઈ છે.[૯૧]

પરિસ્થિતિ એવી ગૂંચવાયેલી છે કે ચોક્કસ ભવિષ્ય ભાખી શકાય એમ નથી. પણ આપણે એટલું કહી શકીએ કે સાચું અર્થશાસ્ત્ર તો એ જ હોઈ શકે જે દરેક પ્રજાને તેમ જ વ્યક્તિને એકી સાથે લાભદાયી હોય. કોઈની સમૃદ્ધિથી બીજાને હાનિ ન પહોંચવી જોઈએ.

હિંદના, લૅંકેશાયરના કે જાપાનના મિલમાલિકોએ ખાદી પ્રવૃત્તિ પ્રત્યે વિરોધની કે ચિંતાની દૃષ્ટિએ જોવાની જરૂર નથી. ચોથા પ્રકરણના અંતમાં બતાવ્યું છે તે પ્રમાણે એ તો, દુનિયા ભરમાં સૂતરના વેપાર અને ઉદ્યોગમાં જે ફેરફાર થયો છે તેનો જ, એક અનિવાર્ય ભાગ છે. મોટરો, મોટર લૉરીઓ અને વિમાનોની શોધથી કાંઈ રેલ્વેને હાનિ થઈ નથી. એથી તો માત્ર જુદા જુદા પ્રકારનાં કાર્યોમાં નિપુણતા વધી છે, અને પરિણામે સમાજની એકંદર સગવડના પ્રમાણમાં તો ઉમેરો જ થયો છે.

સુતરાઉ મિલવાળાઓના ભયનો આ પણ એક જવાબ છે. દુનિયાભરમાં સંચિત કે વહેતી સૂર્યશક્તિનો વધુ લાભદાયી ઉપયોગ થાય તો બધાય દેશોની ખરીદશક્તિ વધશે

૯૧. જુઓ ઇન્ટરનેશનલ ઇકૉનૉમિક કૉન્ફરન્સ માટેનું 'રૂ' ઉપરનું નિવેદન; એન્સાઇક્લોપિડિયા બ્રિટાનિકાની ૧૨ મી આવૃત્તિમાં 'રૂ' ઉપરનો લેખ અને નવેમ્બર ૧૩, ૧૯૨૬ ના 'નેશન ઍન્ડ એથેનિયમ'માં લૅંકેશાયરની પરિસ્થિતિ વિષેનો લેખ.

અને મિલોને કોઈ પણ પ્રકારના માલને માટે વેચાણક્ષેત્ર મળી રહેશે. દાખલા તરીકે, ખેડૂતો સમૃદ્ધ થશે તો અનાજ વધુ પાકશે અને તે ભરવા માટે વધારે ગુણો અને થેલા જોઈશે. પરિણામે કોથળા માટે કાપડની માંગ ઊભી થશે. પ્રશ્ન તો વધુમાં વધુ અને લાંબો કાળ ટકે એવી સેવા શી રીતે કરવી એ છે. હાથનાં સાધનોને અથવા એકબીજાને શી રીતે હાંકી કાઢવાં એ નથી.

આ કુશળતાપ્રાપ્તિની ક્રિયાથી આર્થિક અથવા બીજા કોઈ પ્રકારના સંબોધોનો નાશ કે અટકાયતો થશે એમ નથી. ઉલટું લૂંટની નીતિ ઘટવાને લીધે પરસ્પર વિશ્વાસ અને આદર વધશે. જીવનની મુખ્ય જરૂરિયાતો—અનાજ, કાપડ, રહેઠાણ વગેરે વિષે સ્વાવલંબનને પરિણામે સંબંધો તૂટી જશે એવો જો કોઈને ભય લાગતો હોય તો તે માણસ એમ માનતો હોવો જોઈએ કે બધા લાભ લઈ શકે એવા કાચા અને પાકા માલનું તેમ જ વિચારો અને આદર્શોનું પ્રમાણ પરિમિત છે. વ્યક્તિ કે પ્રજાને વિષે આ વાત સાચી નથી.

હિંદુસ્તાનમાં જે ફેરફારો થઈ રહ્યા છે તે વિકાસ પામતી નવી વિશ્વવ્યવસ્થાનો જ ભાગ છે, એમ આ લેખકને તો લાગે છે. એ ક્રિયામાં ગાંધીજી જે મહત્ત્વનો ભાગ લેઈ રહ્યા છે તે માટે તેમને દોષિત ગણવા એ તો ઇતિહાસ, માત્ર જડ ભૂતકાળ ઉપર રચાયેલું ચણતર નથી પણ વ્યક્તિ અને સમૂહો દ્વારા કાર્ય કરતી વર્તમાન શક્તિ છે એ વાત, ન સમજવા બરાબર છે. પાશ્ચાત્ય સંસ્કૃતિએ જે જે ભૂલો કરી છે તેની સજા ત્યાંના લોકોએ ભોગવવી જ પડશે. ગાંધીજી અને ખાદી હોય કે ના હોય.

બેકારીના પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ પશ્ચિમના દેશોને પણ ખાદીનો સંદેશ આશીર્વાદ સમાન થઈ પડે એમ છે. ત્યાંના બેકાર કામદારો પણ ઊન અને શણ કાંતી પોતાના ઉપયોગ માટે તેમ જ વેચવાને માટે કાપડ તૈયાર કરી શકે એમ છે. પશ્ચિમમાં પણ ઘણા ખેડૂતો સમૃદ્ધિવાન નથી; તેમ જ હંમેશાં રોકાયલા પણ નથી હોતા. એટલે તેઓ પણ થોડાં ઘેટાં પાળીને પોતાનું કાપડ ઉત્પન્ન કરી લઈ ખર્ચ ઘટાડી શકે. પશ્ચિમમાં બધી વસ્તુઓની કિંમતમાં તેમને દૂર લઈ જવાના અને વેચવાના ખર્ચનું પ્રમાણ–દહાડે દિવસે વધતું જાય છે અને ખેડૂતોને તે નિત્ય વધતા જતા બોજા જેવું થઈ પડે છે. આમ હોવાથી સહકારી મંડળીઓ માત્ર જીવનનિર્વાહનું ખર્ચ ઓછું કરવાના સાધન તરીકે જ ચાલી શકે. પણ ખેડૂતો જો જીવનની કેટલીક મુખ્ય જરૂરિયાતોની બાબતમાં મૂડીવાદ ઉપર ચાલતા ઉદ્યોગોની જાળમાંથી મુક્ત થઈ પોતાનાં કપડાં અને ખોરાક પોતે જ ઉત્પન્ન કરી લે તો આ મદદ વધુ પ્રમાણમાં અને વધુ સહેલાઈથી મળી શકે તથા વધારે પ્રમાણમાં દરેકની ઇચ્છા મુજબ મળી શકે.[૯૨] ગાંધીજી બીજી પ્રજાનાં દુ:ખો તરફ જોતા જ નથી એવો આક્ષેપ કોઈ ન મૂકી શકે.

આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનું બીજું એક અંગ વિદેશ-વાસ છે. જો પૂર્વનાં માણસોને વિદેશવાસી થતાં અટકાવવાં હોય તો પૂર્વના દેશોએ પોતાની કુદરતી સંપત્તિ અને વધારાની

૯૨. જુઓ એસ. એ. રિગ્ઝ, 'મૉડર્ન ઇકૉનૉમિક ટેન્ડન્સિઝ', ઇ. પી. દત્તન, ન્યૂયૉર્ક, ૧૯૧૭.

વસ્તીનો પોતાને ત્યાં જ પૂરતો ઉપયોગ કરી લેવો જોઈએ. યુરોપ અને અમેરિકા પોતાના જુદા જુદા પ્રદેશોમાંથી હિંદીઓનો બહિષ્કાર કરે અને હિંદીઓ હિંદમાં પોતાની આજીવિકા મેળવવાને પોતાની રીતે (રેંટિયા દ્વારા) પ્રયત્ન કરે ત્યારે તેમની મશ્કરી કરવી એ અસંગત છે. હિંદની સૂર્યશક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરવાથી તેનો વસ્તીના વધારાનો પ્રશ્ન હળવો થશે, અને પરિણામે આંતરરાષ્ટ્રીય ઝઘડાનાં કેટલાંક કારણો દૂર કરવામાં મદદ થશે.

મધ્યમ વર્ગના અને ખાસ કરીને બહોળા કુટુંબવાળા શહેરમાં રહેતા માણસોનો ખાદી સામેનો એક વાંધો એ છે કે એનો વણાટ સારો ન હોવાને લીધે ખર્ચ વધે છે. ખાદી ખરબચડી હોવાથી મિલના કાપડ કરતાં વહેલી મેલી થાય છે એમ તેઓ કહે છે. પોતાના મોભાને માટે તેમણે હંમેશાં સ્વચ્છ કપડાં પહેરવાં જ જોઈએ. આથી કપડાં વધુ વખત ધોવાં પડે છે. અને તેથી કાપડનો ઘસારો તેમ જ ધોવરામણનું ખર્ચ વધે છે અથવા તો ધોનાર નોકર વધારવો પડે છે. વળી ખાદી ભારે હોવાને લીધે સુકાય છે મોડી અને તેમાંય ખાસ કરીને ચોમાસામાં, એટલે માણસે વધારે કપડાં રાખવાં પડે. ખાદી જાડી હોવાને લીધે ધોવામાં સાબુ વધારે વપરાય છે અને ખર્ચ વધે છે. વળી ખાદીને રંગીએ તો જાડી હોવાને કારણે પાતળા કાપડ કરતાં બેત્રણ ગણો રંગ ખાઈ જાય છે અને રંગવાનો ખર્ચ પણ વધે છે.

આ બધી સાચી, વ્યવહારુ મુશ્કેલીઓ છે. લોકોને પોતાનું જીવનધોરણ બદલવાનું કહેવાથી એ ટળે એમ નથી. બહુ જ થોડા એમ કરવાને તૈયાર થશે. પણ મોટે ભાગે તો

ના જ પાડશે, અને આવી માગણીઓને લીધે આ ચળવળના વિરોધી થઈ જશે. આવી મુશ્કેલીઓ ટાળવાનો એક જ ઉપાય છે કે હુન્નર અને વ્યવસ્થામાં સુધારો કરી ખાદી પાતળી, ટકાઉ અને સોંઘી ઉત્પન્ન કરવી. જ્યાંસુધી એવા સુધારાઓ થયા નથી ત્યાંસુધી જે ખાદીકેન્દ્રો આજે સોંઘી, પાતળી અને ટકાઉ ખાદી પૂરી પાડી શકે એમ છે તેમને સુંદર તક છે. તેમણે પોતાના માલની પુષ્કળ જાહેરાત કરી, ખાસ કરીને શહેરોમાં, પોતાની તેમ જ પ્રવૃત્તિની ઉન્નતિ સાધવી જોઈએ. વળી સાથે સાથે આપણે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ગામડાંના અસંખ્ય લોકો ઉપર આ મુશ્કેલીઓની કશી અસર થતી નથી. પણ જેટલે અંશે મધ્યમ વર્ગના સહકાર તથા સહાયની જરૂર છે તેટલે અંશે આ મુશ્કેલીઓ તાબડતોબ ટાળવાના પ્રયત્ન થવા જોઈએ.

વળી બીજા કેટલાક ટીકાકારો માને છે કે ખાદીની કિંમત મિલ કાપડ કરતાં વધારે આપવી પડે છે, ત્યારે લોકોને ખાદી ખરીદવાનું કહેવું એ આર્થિક દૃષ્ટિએ ખોટું છે. પણ આ પરિસ્થિતિને આપણે યુનાઇટેડ સ્ટેટ્સની સાથે સરખાવી શકીએ. ત્યાં પણ યુનાઇટેડ સ્ટેટ્સ સ્ટીલ કોરપોરેશનના ઊછરતા ઉદ્યોગોને રક્ષણ આપવા માટે સરકારે લોખંડના સામાન ઉપર જકાત નાખી હતી, અને લોકોએ તે વધારાની કિંમત આપી પણ હતી. એકંદર રીતે જોતાં જે પ્રાચીન ઉદ્યોગ દ્વારા માણસના જીવનની એક મુખ્ય જરૂરિયાત પૂરી પડે છે અને જે દ્વારા દેશની સૂર્યશક્તિમાં રહેલી સાચી સંપત્તિનો વિકાસ તથા ફેલાવો થઈ શકે છે તેનો, પુનરુદ્ધાર કરવા માટે કાપડ ઉપર જકાત આપવી એ, એક નવા જ અને જીવનની મુખ્ય

જરૂરિયાત પૂરી ન પાડનારા તથા જેનો નફો તેમ જ કાબૂ પ્રમાણમાં બહુ જ થોડા માણસોના હાથમાં છે એવા ઉદ્યોગના વિકાસને મદદ કરવા માટે સરકારી કર આપવો એના કરતાં એકંદરે વધુ ન્યાયસંગત છે. ખાદીની પ્રવૃત્તિ રાષ્ટ્રની ભૂલ સુધારવાનો ભગીરથ પ્રયત્ન છે, અને તેને પ્રત્યેક હિંદીની સહાયની જરૂર છે.

છેલ્લો વાંધો એ છે કે જમાનાઓ થયાં રેંટિયો કાંતવાનું કામ માત્ર સ્ત્રીઓ જ કરતી આવી છે. પુરુષો એ કામને બાયલું અને પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડનારું ગણે છે. એટલે તેમને કાંતવાનું સ્વીકારવાનું સમજાવતાં બહુ જ મુશ્કેલી પડે છે. આ ઘણે ભાગે સાચું છે. પણ ભરવાડોમાં તો મેદાનો તેમ જ પહાડોમાં પુરુષો હંમેશાં કાંતે છે. આવા પુરાણા પૂર્વગ્રહો દૂર કરવામાં ગાંધીજીની જબરદસ્ત નૈતિક અસર બહુ જ કામ આવે છે, અને આવતી રહેશે. જો મધ્યમ વર્ગ અને શિક્ષિત વર્ગોનો મોટો ભાગ આ વાત સ્પષ્ટ રીતે જોઈ શકે તો તેમના દાખલાથી ગાંધીજીની અસરમાં વધારો થાય.

આ પુસ્તકમાં દર્શાવવામાં આવેલા કેટલાક વિચારો આવી જાતના કેટલાક ખ્યાલો વિષે ફરી વિચાર કરવામાં મદદ રૂપ થઈ પડે. સૂર્યશક્તિનું રૂપાંતર કરવામાં શારીરિક મહેનત કરવી એ પણ કારખાનાના સુપ્રિન્ટેન્ડન્ટ કે ઇજનેરના જેટલું જ પ્રતિષ્ઠિત કામ છે. એ તો એક જ ક્રિયાની બે જુદી જુદી પદ્ધતિઓ છે. ઇજનેર જે શક્તિ વાપરે છે અને ચલાવે છે તેની ઉત્પત્તિ સાથે તેને જેટલો સંબંધ છે તેના કરતાં હાથે કામ કરનારને વધારે સંબંધ છે. આથી ઇજનેર પોતાના કામને માટે જેટલું અભિમાન લઈ શકે તેના કરતાં હાથે કામ કરનાર વધુ અભિમાન લઈ શકે એમ છે.

ખેડૂત સૂર્યશક્તિનું ડાંગર, કઠોળ કે ઘઉંમાં રૂપાંતર કરે તેની સાથે સરખાવતાં તેનું કાપડમાં રૂપાંતર કરે એ જરાય નબળું કે અપ્રતિષ્ઠિત નથી લાગતું. મિલમાં કામે જનાર ખેડૂત રાજીખુશીથી કાંતણખાતામાં કામ સ્વીકારે છે, તો ઘેર શા માટે નહિ? માત્ર વહેમને જ કારણે. આજે આ વહેમ દૂર થવાની આશા વધુ બળવાન છે અને મધ્યમ વર્ગના યુવાનોમાં જો સહેજ પણ વ્યવહારુ વિચાર શક્તિ હોય તો હિંદુસ્તાનની સૂર્યશક્તિને વ્યવસ્થિત કરી ઉપયોગમાં લેવાનું કામ જગત-ભરમાં બીજે ક્યાંય મળે એવું પ્રચંડ અને ઉત્સાહપ્રેરક છે.

દુનિયાની પ્રત્યેક પ્રવૃત્તિની માફક આમાં પણ અતિશયોક્તિ, અસંભવિતતાઓ અને ભૂલો રહેલાં છે, પણ આ પ્રવૃત્તિની ઠેકડી કરનારાઓએ આ બધી બાબતોનાં પુષ્કળ ચૂંથણાં કર્યાં છે, એટલે અહીં તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી. આ પ્રવૃત્તિના વાસ્તવિક ઔચિત્ય ઉપર તેની કશી અસર થતી નથી.

## ૧૧

# સુધારાની બીજી યોજનાઓ સાથે રેંટિયાની યોજનાની સરખામણી

હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં અનેક જટિલ સામાજિક અને આર્થિક પ્રશ્નો હોવાને લીધે સુધારા તથા ઉન્નતિને માટે અનેક યોજનાઓ અમલમાં મુકાતી હોય કે કાગળ ઉપર પડી હોય એ સ્વાભાવિક છે. એ યોજનાઓના પુરસ્કર્તાઓ કર્મણ્ય, નિષ્ઠાવાન અને ઉત્સાહી છે તેમ જ અનેક દિશાઓમાં ઘણું સારું કામ થઈ રહ્યું છે. વિચાર અને કાર્યનો આ ઊભરો એશિયાના બીજા દેશોમાં જે પુનરુત્થાન થઈ રહ્યું છે તેવા જ પુનરુત્થાનનો સૂચક છે.

આ સુધારકોના એક પણ પ્રયત્ન કે સાધનાનું મૂલ્ય ઓછું કર્યા વિના કે તેની નિંદા કર્યા વિના રેંટિયાની પ્રવૃત્તિમાં મને જે કેટલાક લાભો જણાય છે તે, તે પ્રવૃત્તિની યોગ્યતાની ઝીણવટપૂર્વક તપાસ કરવા, મારે આગળ ધરવાની જરૂર છે.

હિંદુસ્તાન મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ છે, એટલે ખેતી સંબંધી સુધારા અને પુનર્ઘટના તરફ મોટે ભાગે લોકોનું પહેલું ધ્યાન ખેંચાય એ સ્વાભાવિક છે. જ્યાંસુધી તેની ખેતી

સુધરે નહિ ત્યાંસુધી હિંદુસ્તાન વાસ્તવિક રીતે સમૃદ્ધ થઈ ન શકે. બીજા ઘણા દેશોની ખેતી કરતાં હિંદુસ્તાનની ખેતીની પેદાશ ઓછી છે અને તેમાં વધુ કષ્ટો રહેલાં છે એ તો નિઃશંક વાત છે.[૯૩] ખેતીમાં સૂર્યશક્તિનો વધારેમાં વધારે ઉપયોગ થતો હોવાને લીધે ખેતી એ દરેક દેશને અતિ મહત્ત્વની છે.

ખેતીની પુનર્ઘટના વિષે કેટલીક યોજનાઓમાં સહકારી ખેડૂત ધીરધારમંડળ, દરેક જાતની માલની ઉત્પત્તિ અને વેચાણને માટે ખેડૂતોનાં સહકારી મંડળો, જમીનના નાના નાના ટુકડાને ભેગા કરવા અને ફેરવહેંચણી માટેનાં સહકારી મંડળો, જાહેર બાંધકામ, ગોપાલન અને ગોરક્ષા મંડળો, સહકારી ખેતીવાડી શિક્ષણ વગેરે છે.

આમાંની ઘણીખરી તો યુરોપીય લોકોની પરિસ્થિતિ અને અનુભવને અંગે ઊભી થયેલી છે અને તેમાં વ્યવસ્થા તથા કાર્યપદ્ધતિ તેમ જ કાબૂ એવા પ્રકારનાં જોઈએ છે કે જે નવાં અને વિદેશી હોઈને હિંદનો ખેડૂત સમજી શકતો નથી, તેમ જ હસ્તગત પણ કરી શકતો નથી. એમાંની ઘણી યોજનાઓને ખાસ કાયદાઓ અથવા સરકારની આર્થિક

૯૩ જુઓ 'ઇન્ટેન્સિવ ફાર્મિંગ ઇન ઇન્ડિયા'—જૉન કેની, ભૂતપૂર્વ ખેતીખાતાના વડા, હૈદ્રાબાદ, દખ્ખણ, હિગિન બોથામ્સ, લિ., મદ્રાસ, ૧૯૨૨, પા. ૧૮; 'રિપોર્ટ ઑન ઇમ્પ્રુવમેન્ટ ઑફ ઇન્ડિયન ઍગ્રિકલ્ચર, ૧૮૮૯'—ડૉ. વૉએલ્કર, ઇંગ્લંડની રૉયલ ઍગ્રિકલ્ચરલ સોસાયટીના સલાહકાર રસાયણશાસ્ત્રી, આયર ઍન્ડ સ્પૉટિશવૂડ, ૧૮૯૩, લંડન; અને ઇસ્ટ ઇંડિયાની કંપનીના કલકત્તાના વનસ્પતિ દર્શક બાગના સુપ્રિન્ટેન્ડન્ટ ડૉ. વૉલિકે આમની સભાની ખાસ સમિતિ પાસે ઑગસ્ટ ૧૩, ૧૮૩૨ ના રોજ આપેલી જુબાની (આના રિપોર્ટનું પુસ્તક ૨, ભાગ ૧, પા. ૧૯૫.)

કે વ્યવસ્થા વિષયક મદદની જરૂર પડે. ' ઇન્ડિયા ઇન ૧૯૨૫-૨૬'[૯૪] ના ૧૫૨ મા પાના ઉપર જણાવવામાં આવ્યું છે કે પંજાબ, મદ્રાસ અને મુંબઈ જેવા પ્રાંતો કે જ્યાં ખેડૂત પોતે જ જમીનનો માલિક હોય છે તેના કરતાં બિહાર, યુક્ત પ્રાંત અને મધ્ય પ્રાંત જેવા પ્રાંતો કે જ્યાં ખેતી ગણોત ઉપર થાય છે ત્યાં સહકારી મંડળો ચલાવવામાં અને તેનો વિકાસ કરવામાં વધારે મુશ્કેલીઓ પડે છે. આવી સ્થિતિ હોવાનું કારણ એ જણાવવામાં આવે છે કે ગણોતે ખેતી કરનારા ખેડૂતો નાણાં ઉછીનાં લેવા માટે જરૂર જેટલી જામીનગીરી આપી શકતા નથી. ખાદીની પ્રવૃત્તિમાં આવી કોઈ મુશ્કેલી નથી. શાહુકારોની જામીનગીરી માટેના કાયદાકાનૂનો કરતાં પણ એ વધારે સાદી અને મૌલિક છે, તેથી પંજાબ અને મુંબઈ કરતાં બિહાર અને બંગાળામાં એની શક્તિ વિશેષ જોવામાં આવે છે.

જાહેર બાંધકામો અતિશય ખર્ચાળ છે, અને બાંધવામાં તેમ જ ઉપયોગલાયક બનાવવામાં માસો અને વર્ષો વીતી જાય છે. આ કારણે મદદની પુષ્કળ જરૂર હોય છે, તેમને મદદ મોડી અને પરિમિત પ્રમાણમાં જ મળી શકે છે.

જમીનના નાના ટુકડાઓને ભેગા કરવાનું કામ ધીમું તેમ જ બહુ જટિલ છે. તેમાં અન્યાય થવાનો બહુ સંભવ છે અને તેથી મુશ્કેલીઓ તથા કંકાસ ઊભાં થાય છે, તેમ જ એ માટે સામાન્ય રીતે ખાસ કાયદાઓની જરૂર પડે છે. પશ્ચિમ કરતાં હિંદમાં એ યોજના અમલમાં મૂકતાં ઘણી જાતની ગૂંચવણો ઊભી થાય છે કારણ કે હજુ સંયુક્ત કુટુંબની ભાવના

---

૯૪. હિંદી સરકારના પ્રકાશન ખાતાના વડા જે. કોટમૅને સંપાદિત કરેલું, ગવર્નમેન્ટ સેન્ટ્રલ પબ્લિકેશન બ્રાન્ચ, કલકત્તા.

ગઈ નથી, દેવાનો બોજો ભારે હોય છે અને કેટલીક જગાએ તો ન્યાતજાતના રિવાજો પણ આડે આવે છે.

જોકે મહાત્માજી ખેતીવાડીના સુધારા કરતાં રેંટિયા ઉપર પહેલું વજન મૂકે છે તોપણ ખેતીવાડીના સુધારાની જરૂર તેમને જણાતી નથી અથવા એ વિષે તે કાંઈ કરતા નથી એમ નથી. હિંદુસ્તાનમાં ખેતીવાડીની મુખ્ય ત્રણ જરૂરિયાતો છે–ખેતી માટે વધારે પાણી, ઢોરની ઓલાદમાં સુધારો અને વધારે ખાતર. ગાંધીજી આમાંની બેને માટે તો કામ કરી રહ્યા છે. બળદ કે પાડાથી ચાલી શકે એવા બહુ જ સાદા અને નવીન જાતના કોસ બનાવવાની અને પડતર કિંમતે વેચવાની તેમણે વ્યવસ્થા કરી છે. તે ગોસેવા સંઘના પ્રમુખ તરીકે કામ કરે છે અને તે મંડળ દ્વારા ડેરી ચલાવવાની ઉત્તમોત્તમ પદ્ધતિઓ, ચામડાનો ઉપયોગ, ઢોરોની ઓલાદમાં સુધારો અને તેમનું યોગ્ય પાલન તથા રક્ષાનાં કામોને તે ઉત્સાહ આપી રહ્યા છે અને આ બધાં માટે હિંદની પરિસ્થિતિ, માન્યતાઓ તથા રિવાજોને અનુકૂળ પદ્ધતિઓ જ સૂચવે છે.

સહકારપ્રવૃત્તિની માફક ખાદીપ્રવૃત્તિમાં પણ ઘરાકોની માંગમાં ફેર કરવો પડે એમ છે, પણ એમાં ફેર એ છે કે ખાદીની પ્રવૃત્તિથી માંગનું પ્રમાણ અને સ્વરૂપમાં ફેરફાર થાય છે એટલું જ નહિ પણ ઉત્પત્તિ અને વેચાણનાં સ્વરૂપ, પ્રમાણ અને વ્યવસ્થા પણ બદલાય છે. એ રીતે સહકારપ્રવૃત્તિ કરતાં ખાદીપ્રવૃત્તિ દ્વારા ઉત્પત્તિ અને વહેંચણીની સ્થિતિ અને પરિણામોમાં વધુ મૌલિક સુધારા થઇ શકે છે. આની વિગતો પ્રકરણ એક અને આઠમાં આપવામાં આવી છે.

કોઈ પણ સામાજિક કે આર્થિક પ્રવૃત્તિ સફળ થાય એ

માટે જરૂરનું છે કે તે સમાજની સંસ્કૃતિમાંથી ઊગી હોય. ખાદીની પ્રવૃત્તિમાં ભાવના, રીતિ અને રસમ હિંદનાં પોતાનાં જ છે. એટલે પશ્ચિમમાં થયેલ સુધારાની કોઈ પણ યોજના કરતાં એને ઘણા લાભ છે. બીજો એક સુધારો એ સૂચવવામાં આવે છે કે આધુનિક યંત્રોનો સ્વીકાર કરવો એટલે કે જેમ બને એમ જલદીથી હિંદુસ્તાનને ઉદ્યોગપ્રધાન દેશ કરી નાખવો. આ બે રીતે થઈ શકે. શહેરમાં મોટાં મોટાં કારખાનાં અને મિલો કાઢીને અથવા તો ઝુંપડાઓમાં વીજળીથી ચાલતું એક એક યંત્ર ગોઠવીને. પણ આ યોજના ઠીક પાયા ઉપર પાર ઊતરતાં બહુ જ લાંબો વખત જાય એમ છે અને મૂડી પણ ભારે રોકવી પડે એટલે તેની સાથે જ વિદેશીઓનો કાબૂ શરૂ થાય અને વ્યાજમાં પણ ઘણાં નાણાં તણાઈ જાય. પરિણામે અનેક સામાજિક બાધાઓ અને વિઘ્નો ઊભાં થાય. આ બધાંથી હિંદી પ્રજાના હિતેચ્છુઓ દૂર ભાગે છે. કદાચ હિંદ ઉદ્યોગવાદના દબાણને નમતું આપે, પણ જો એમ થવાનું જ હોય તો એ ધીમે ધીમે ટેવાતો જાય. કદાચ ઇંગ્લંડ પણ હિંદુસ્તાનમાં ઉદ્યોગવાદનો ઝપાટાભેર વિસ્તાર કરવા ન ઇચ્છતું હોય કારણ કે એને ભય છે કે કદાચ બ્રિટિશ માલ બનાવનારાઓનું બજાર તૂટી જાય અને ઇંગ્લંડમાં બેકારીનું પ્રમાણ છે એથી વધી જાય. આગળ જણાવ્યું છે કે રેંટિયો એક યંત્ર છે અને સૂર્યનો તાપ એ બળતણ કરતાં પણ ભારે શક્તિનો સંચય છે. એનો ઉપયોગ કરવો એ પાછળ હઠયા જેવું અથવા સ્થિર રહેવા જેવું નથી પણ બહુ જ ડહાપણભરી પ્રગતિનું પગલું છે. હિંદને વધારે ખર્ચાળ કારખાનાં અને મિલોની જરૂર નથી પણ બેકાર રહેલી મનુષ્યશક્તિને જલદીથી કામે લગાડવાની જરૂર છે.

ઘણાં માણસો ગૃહઉદ્યોગનું સારી રીતે સમર્થન કરે છે. સામાન્ય રીતે એ માટે સરકારી મદદ માગવામાં આવે છે. ગૃહઉદ્યોગનો સામાન્ય અર્થ એવો કરવામાં આવે છે કે મોજશોખની કે જેમની ખપત બહુ જ ઓછી છે એવી વસ્તુઓ ઘરમાં ઉત્પન્ન કરવી. આ કારણોથી જ ખાદીની પ્રવૃત્તિ તેના કરતાં ચડી જાય છે. જેઓ હાથવણાટને ઉપધંધા તરીકે ઉત્તેજન આપવાનું કહે છે તેમને ગાંધીજીએ પરિશિષ્ટ ૧ માં જવાબ આપેલો છે.

ઔદ્યોગિક શિક્ષણમાં ખાસ કરીને ઇજનેરી અને ખેતીવાડીની સૂચના કરવામાં આવે છે. પણ બહોળી માંગ વિના છોકરાઓને ઇજનેર થવા માટે કેળવવાનો શો અર્થ છે? અને જેઓ ખેતીની વાત કરે છે તેઓના મનમાં પણ ઘણે ભાગે ટ્રેક્ટર્સ, બનાવટી ખાતર, મોટાં મોટાં ખેતરો તથા બગીચાઓ રમી રહેલાં હોય છે. હિંદુસ્તાનના ખેડૂતો એટલા ગરીબ છે કે ટ્રેક્ટર્સ તેઓ ન ખરીદી શકે. તેમની જમીનના ટુકડા એટલા છે કે પશ્ચિમની ઘણી રીતો તેમને કામ કરવામાં લાભદાયી નીવડે એમ નથી. તેમ જ ટ્રેક્ટર્સ અને સારા આખલાનો સહકારની રીતિએ ઉપયોગ કરવાની પદ્ધતિ અને તેની કિંમત સમજતાં પણ તેમને લાંબો વખત જાય છે. એ પ્રશ્ન સમયની સાથે હોડ બકવા જેવો છે અને સહેજ પણ વિલંબ નભી શકે એમ નથી.

વળી ઘણા માણસો ફરજિયાત સાર્વજનિક શિક્ષણની ભલામણ કરે છે. એ સૂચના તો ઉત્તમ છે પણ એને કાર્યમાં પરિણત કરતાં પુષ્કળ વખત તથા નાણાં જોઈએ. તેમ જ એ સર્વ દુઃખનાશક જડીબુટ્ટી પણ નથી એ તો, યુનાઇટેડ સ્ટેટ્સ

ઓફ અમેરિકાએ સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે. વળી એ કેળવણી હિંદની સંસ્કૃતિ અને જીવનને આજે છે એથી વધુ અનુકૂળ હોવી જોઈએ. જૂદી જ રીતે કેળવાયેલા શિક્ષકોનું એક જૂથ ઊભું થવું જોઈએ. પશ્ચિમના વિચારો અને આદર્શો હિંદનાં મગજો ઉપર અકબંધ ચોંટાડવાથી કશું વળવાનું નથી. માત્ર અક્ષરજ્ઞાનથી બુદ્ધિ કે સંપત્તિ વધવાનાં નથી. હરેક ઉપાયે સારી કેળવણી જેમ બને એમ જલદી પ્રસરે એ જરૂરી છે. પણ સાર્વજનિક કેળવણીને માટે આર્થિક નિર્ભરતાની પહેલી જરૂર પડે છે.

૧૯૨૬–૨૭ ના શિયાળામાં પાર્લામેન્ટના કોમ્યુનિસ્ટ સભ્ય મિ. સકલાતવાળા હિંદમાં આવ્યા હતા. અને તેમણે, ગાંધીજી પોતાની શક્તિ અને પ્રભાવનો ઉપયોગ યુરોપની ઢબ પર મજૂરસંઘો સ્થાપી તેઓમાં સમાજવાદ અને સામ્યવાદના વિચારો ફેલાવતા નથી એ માટે, તેમની સારી પેઠે નિંદા કરી હતી. ગઈ વસ્તીગણતરીના આંકડામાંથી મિ. સકલાતવાળાને એક જવાબ આપી શકાય તેમ છે. તે આંકડાઓ ઉપરથી જણાય છે કે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો મળીને બધા ઉદ્યોગોમાં રોકાયલા કુલ માણસોની સંખ્યા ફક્ત ૧૪ લાખ ૮૦ હજાર ૧૨૩ની જ છે. આની સાથે ખેતીમાં રોકાયલાં ૧૦ કરોડ ૭૦ લાખ માણસોની સરખામણી કરતાં માલૂમ પડશે કે હિંદની પ્રજામાં મજૂરસંઘોની સ્થાપનાને અનુકૂળ વાતાવરણ કેટલું ઓછું છે. પશ્ચિમના દેશોના ઇતિહાસ પરથી જણાય છે કે ખેડુતોનું વિશાળ પાયા ઉપર સંગઠન કરવું એ ભગીરથ કામ છે. સહકારી મંડળીઓનું કામ મુશ્કેલ અને ધીમે ધીમે થાય એવું છે એ ખરું, પણ મજૂરસંઘોના

જેવાં કામો એથી પણ ધીમાં થઈ શકે. અમેરિકાના બે ત્રણ પ્રાંતોમાં રાજકીય ઉદ્દેશોથી ખેડુતોનાં મંડળો સ્થપાયાં છે અને તેમને કેટલેક અંશે સફળતા પણ મળી છે. પણ ત્યાંની પરિસ્થિતિ હિંદ કરતાં તદ્દન જુદી છે. માત્ર દેશને અનુકૂળ સ્વરૂપ તથા પદ્ધતિવાળાં અને માત્ર આર્થિક ઉદ્દેશથી કામ કરનારાં સ્થાનિક અને સ્વતંત્ર મંડળો કદાચ સફળ થઈ શકે.

આંતરરાષ્ટ્રીય વેપારમાં આવેલી મંદીને પરિણામે ઉત્પન્ન થયેલી બેકારીને તો સમાજવાદ કે સામ્યવાદમાંનું કોઈ અટકાવી કે હળવી કરી શક્યું નથી. પણ રેંટિયો એ કરી શકે એમ છે.

મિ. સકલાતવાળા (અને ખરી રીતે જોતાં તો ઘણા ખરા સામ્યવાદીઓ)નાં ઉત્સાહ, ખંત, ભ્રાતૃભાવ, સ્વાર્થ-ત્યાગ, હિંમત અને સચ્ચાઈ પ્રશંસા કરવા યોગ્ય છે, છતાં તેમનું હિંદુસ્તાનનાં ગામડાંઓની ખેતી વિષેનું અજ્ઞાન પોતે હિંદના વતની હોવા છતાં બહુ જ વધારે લાગે છે. લેખક પોતે મૂડીવાદનો પ્રશંસક નથી છતાં તેને પણ એમ કહ્યા વિના તો ચાલતું જ નથી કે માર્ક્સના અનુયાયીઓ અને સામ્યવાદીઓમાં પણ આપણા બધાની માફક અમુક જાતના દોષો રહેલા છે.

જનસુખાકારી અને શહેરસુધરાઈના કામમાં પણ સુધારો થવાની તાત્કાલિક જરૂર છે. પણ એ કામો ખર્ચાળ છે. ડો. નોર્મન લેઝ એમ. બી., ડી. પી. એચ. આ મુશ્કેલી 'કેનિયા' વિષેના પોતાના પુસ્તકમાં પા. ૨૭૫ અને ૨૮૬ ઉપર બહુ જ સ્પષ્ટ રીતે દર્શાવે છે:[૯૫]

૯૫. હોગાર્થ પ્રેસ, લંડન, ૧૯૨૪.

"શહેરસુધરાઈ એ માત્ર ઇજનેરી કામનો પ્રશ્ન નથી. આખરે તો એનો આધાર વ્યક્તિગત કાર્યો અને ટેવો ઉપર જ છે. અને તેમનો આધાર લોકોની કમાણી ઉપર છે. આપણા શહેરની ગરીબ વસ્તીથી આપણા શહેર સુધારકો એક વાર નિરાશ થઈ ગયા હતા. આપણે જે કાંઈ પ્રગતિ કરી છે તેનું કારણ સાર્વત્રિક ફરજિયાત કેળવણી અને ૧૮૪૦ થી ૧૯૦૦ દરમ્યાન થયેલો મજૂરીના દરમાં વધારો છે. મેલેરિયાનો પ્રશ્ન પણ એટલો જ વિકટ છે. એને અટકાવવા માટે જ્યાં જ્યાં મચ્છરો થતા હોય તે જગાનો નાશ કરવો જોઈએ અને લોકો પાસે મચ્છરદાની નો ઉપયોગ કરાવવો જોઈએ. એમાંના પહેલા કામ માટે પાણીનાં ઝરણો અને ખાબોચિયાંમાંથી ઘાસ અને વેલા સાફ કરવામાં હંમેશ મહેનત કરવી પડે એમ છે. પણ ગામડાંના લોકો પાસે ગટર કે મચ્છરદાની માટે પૈસા નથી. વાળાના રોગનું પણ એમ જ છે. એનો સાચો ઉપાય જોડા છે. કેનિયામાં જનસુખાકારી એ પણ આર્થિક પ્રશ્ન થઈ પડયો છે."

હિંદુસ્તાનમાં પણ એમ જ છે.

ડૉ. બૉઇડે બ્રાઝિલના કિનારા પરના નીચાણના પ્રદેશોમાં મેલેરિયાના પ્રસાર વિષે લખતાં જણાવ્યું છેઃ—

"લોકોની આર્થિક સ્થિતિ ઉપર રોગનો ઘણો આધાર રહેતો હોય એમ લાગે છે. જે ભાગોમાં વસ્તીનો મોટો ભાગ કંગાળ છે ત્યાં આગળ રોગ વધુમાં વધુ પ્રસરેલો જોવામાં આવે છે. જ્યાં આર્થિક સ્થિતિ સુધરે છે ત્યાં રોગચાળો પણ મંદ પડે છે. આનું કારણ એ

દેખાય છે કે લોકોને ત્યાં સારું પોષણ મળે છે અને દવાદારૂ માટે વધુ સગવડ છે."

શહેરસુધરાઈ માટે તાત્કાળિક પગલાં લેવાની જરૂર છે એ ગાંધીજી સ્વીકારે છે. હિંદુસ્તાનમાં એમણે જાહેર જીવન શરૂ કર્યું ત્યારથી જ તે એ વાતનો આગ્રહ દર્શાવતા આવ્યા છે અને સાબરમતીના પોતાના આશ્રમમાં જે સાદી, ખર્ચ વિનાની પદ્ધતિએ કામ ચાલી રહ્યું છે તે દ્વારા એ કામ કેટલેક અંશે કેવી રીતે થઈ શકે એ બતાવ્યું છે.

સુધારાની ઘણી યોજનાઓમાં હિંદી પરિસ્થિતિના માનસ તરફ ધ્યાન આપવામાં આવતું લાગતું નથી. અહીંનો ખેડૂતવર્ગ લગભગ નવસો વર્ષથી (મુસલમાનો આવ્યા ત્યારથી) થોડા કે વધુ પ્રમાણમાં જુલમ સહન કરતો આવ્યો છે. ગરીબાઈ, તાવ અને બીજા રોગો અને અવારનવાર આવતા દુકાળોથી તે પીડાયા કરે છે, તથા છેલ્લાં સો વર્ષથી તો દર વર્ષે મોટે ભાગે બેકારી વેઠી રહ્યો છે. સામાન્ય રીતે એ વર્ગના લોકો શરીરે દૂબળા (જુદા જુદા પ્રાંતો અને જીલ્લામાં નબળાઈનું પ્રમાણ ઓછુંવત્તું હોય છે), નિરક્ષર, બહુ જ સ્થિતિચુસ્ત, ભાવશૂન્ય, ઉત્સાહહીન, અને સાહસ વિનાના છે (આનું પ્રમાણ પણ પ્રાંતવાર ઓછુંવત્તું હોય છે. જો કે કેટલાક સંજોગોમાં અહિંસાત્મક પ્રતિરોધ કરવામાં બધાયે એકસરખી રીતે અજબ જેવી નૈતિક હિંમત બતાવી છે). વળી નવું કામ ઉપાડવાનો ઉત્સાહ, આત્મવિશ્વાસ કે સ્વાશ્રય પણ તેમનામાં નથી. આવા લોકોમાં સુધારા કે પુનર્ઘટના કરતી વખતે ધીમે પગલે આગળ વધવું જોઈએ. દરેક પગલું સહેલાઈથી પાર પાડી શકાય તેવું, ચોક્કસ અને

શારીરિક સુખમાં તાત્કાળિક વધારો કરે એવું હોવું જોઈએ. લાંબી માંદગી પછી માણસ ફરી ચાલતાં શીખતો હોય તેવું આ છે. શરૂઆતમાં ધીમે અને થોડું જ ચલાય. મોટાં કામો પહેલાં તો અશક્ય જ થઈ પડે છે, અને નિષ્ફળતા મળતાં જ દરદી એકદમ હતાશ અને ઉદાસ થઈ જાય છે, પણ નાની નાની સફળતાઓને લીધે તેને સાચો ઉત્સાહ મળતો રહે છે. એક વાર વિકાસની શરૂઆત થઈ અને અનુકૂળ પરિસ્થિતિ ઓ ઊભી કરી દેવામાં તથા ચાલુ રાખવામાં આવે તો શક્તિ તેમ જ સુધારો ઝપાટાબંધ વધશે અને થોડા જ વખતમાં સ્વાભાવિક પરિસ્થિતિ આવી જશે. આ બધી માનસિક અને અને નૈતિક બાબતોનો વિચાર કરતાં રેંટિયો જ વધારે અનુકૂળ છે.

સારાંશ એ છે કે રેંટિયાની પ્રવૃત્તિ માટે સુધારાની બીજા બધી યોજનાઓ કોરે મૂકવાની જરૂર નથી, પણ એમાં કેટલાક એવા લાભો સમાયલા છે કે બધી યોજનાઓમાં એને સૌથી વધુ મહત્ત્વ કેમ આપવું એવો વિચાર સૌ કોઈને આવે. આ લાભો નીચે પ્રમાણે છેઃ—

લોકોમાં હજી ઘર ઘાલી બેઠેલી ટેવો તેમ જ લોકોના મોટા ભાગની સંસ્થાઓ અને વિચાર તથા કાર્ય કરવાની પદ્ધતિઓને (રેંટિયો) પુષ્કળ અનુકૂળ છે; એ સાદો છે, જીવનની જરૂરિયાતની વસ્તુ તત્ક્ષણ પેદા કરે છે, અને દાખલ કરવામાં તથા ચલાવવામાં ઝાઝું ખર્ચ નથી. વ્યવસ્થા બહુ જ સાદી જોઈએ છે, અને તેને ખાસ સરકારી કાયદાની મદદની જરૂર પડતી નથી. તેમ જ એને વિદેશી મૂડી—સાચું કહીએ તો ગમે ત્યાંથી આવતી મોટી મૂડીની જરૂર નથી. આજે વપરાશ વિના

પડેલાં માનવશક્તિ તથા કાચા માલને તે સોંઘી અને ઓછી કુશળતાની જરૂરવાળાં સાધનો વડે ઉપયોગમાં લે છે. કાંતનાર-ને કમાણી વિશે નિશ્ચિતતા રહે છે અને નફાખોરીની હરીફાઈથી તેનો ધંધો મુક્ત રહે છે. શહેરસુધરાઈ કે ખેતીમાં સુધારો કરવા માટે કેળવણી અને મૂડીની જેટલી જરૂર છે તેટલી આમાં નથી. તે સર્વાંગે સ્વદેશી ઉદ્યોગ છે. એનાથી લોકોના આશા, ઉત્સાહ, ખંત, સ્વાશ્રય અને સ્વમાન જેવા નૈતિક ગુણો ઝપાટાબંધ વિકાસ પામે છે અને એને કેળવાયલા લોકોની મદદની ઓછામાં ઓછી જરૂર પડે છે.

કાંતણનું કામ લોકોની આર્થિક તેમ જ વ્યક્તિગત અને સામુદાયિક ટેવો સુધારીને બીજા સુધારાઓ માટે પાયો નાખશે. ૧૯૨૫ ના નવેમ્બરની ૧ લી તારીખના 'યંગ ઇન્ડિયા'માં ગાંધીજીએ લખ્યું હતું તેમ 'રેંટિયાની આસપાસ એટલે કે જે લોકોએ પોતાનું આળસ ખંખેરી નાંખ્યું છે અને જેઓ સહકારની કિંમત સમજ્યા છે તેઓ વચ્ચે રાષ્ટ્રસેવક મેલેરિયા દૂર કરવાની ચળવળ, શહેરસુધરાઈ, ગામના ઝઘડાઓની પતાવટ, ઢોરોની ઉછેર અને પાલન તથા બીજી સેંકડો લાભકારી પ્રવૃત્તિઓ ઉપાડી શકે. જ્યાંજ્યાં રેંટિયાની પ્રવૃત્તિ ઠીકઠીક જામી છે ત્યાંત્યાં આવી લોકહિતની પ્રવૃત્તિઓ લોકો અને કાર્યકર્તાઓની શક્તિ મુજબ ચાલી રહી છે."

ખાદીની પ્રવૃત્તિ એ કાંઈ સર્વ દુઃખનાશક જડીબુટ્ટી નથી. પણ એ હિંદના આર્થિક પુનરુજ્જીવનનું વધુમાં વધુ અસરકારક પહેલું પગલું હોય એમ તો લાગે જ છે.

૧૨

# કિંમતની કસોટીએ

મદ્રાસ સરકારના વણાટશાસ્ત્રના તજ્જ્ઞ મિ. ડી. એમ. અમલસાડ લખે છે:

"યંત્રોના આજના ભાવે કાંતવાની મિલ ઊભી કરવામાં બહુ મોટી મૂડી રોકાય છે. તેમ છતાં એ મિલ દ્વારા ૨૦ આંકનું સૂતર અગિયાર આને શેર લેખે ઉત્પન્ન થઈ શકે અને એમાં કાચા રૂનું ખર્ચ, યંત્રો અને મકાનોનો ઘસારો, વીમાનું ખર્ચ વ. બધાં ખર્ચોનો સમાવેશ થઈ જાય છે. આજે સૂતરનો બજાર ભાવ રૂ. ૧–૨–૬ ને બદલે રૂ. ૧–૦–૦ જ ગણીએ તો પણ રોકેલી મૂડી ઉપર મિલના સૂતરથી ૧૬ ટકા બદલો મળી શકે."[૯૬]

આ પછી તે કહે છે કે રેંટિયા દ્વારા મિલના પ્રાથમિક ખર્ચનો એંશીમો ભાગ રોકવાથી પણ ૨૦ આંકનું સૂતર ઉત્પન્ન થતું હોય તોયે રેંટિયા કરતાં મિલ જ લાભદાયી છે.

આ ઉપરથી સમજાય છે કે મિ. અમલસાડ ભૌતિક

---

૯૬. 'હેંડલૂમ વીવિંગ ઇન મદ્રાસ પ્રેસિડેન્સી'–ડી. એમ. અમલસાડ, ગવર્નમેન્ટ પ્રેસ, મદ્રાસ, ૧૯૨૫, પા. ૧૮.

પદાર્થો ઉત્પન્ન કરવાની પદ્ધતિની કસોટી તેમની નાણાંમાં ઊપજતી કિંમત અને નફાથી જ કરે છે. તેમનું ચોપાનિયું વાંચવાથી જણાય છે કે બીજી માનવ જરૂરિયાતો સંતોખવાની જરૂર તો છે એમ સ્વીકારતા છતાં તેમને માટે તો પૈસા એ જ અનિવાર્ય, ચોક્કસ અને સાચી કસોટી છે–એ જ બધાં તત્ત્વો નો સાર અને કસોટી છે. આ બાબતમાં તે અર્થશાસ્ત્રીઓ, શાહુકારો અને વેપારીઓના મોટા ભાગના મત સાથે મળતા થાય છે, પરંતુ ઔદ્યોગિક ઇજનેરી તથા સમાજશાસ્ત્રના વિકાસને અંગે આ બાબતમાં કેટલાક પ્રશ્નો ઊભા થાય છે.

ધારો કે આપણે મૂડીને પહેલાં ખર્ચવામાં આવેલી માનવ, પાશવ, જળ કે બળતણની શક્તિનું ફળ માનીએ. વાસ્તવિક રીતે તો એમ જ છે. વળી ભૌતિક વિજ્ઞાન પણ કહે છે કે પદાર્થ માત્ર શક્તિનું જ સ્વરૂપ છે–જાણે 'ઘનીભૂત શક્તિ' જ ન હોય! એટલે નાણાં, મકાન કે સાધનોના રૂપમાં રહેલી આપણી મૂડીને આપણે વૃદ્ધ શક્તિ કહી શકીએ. સૃષ્ટિની શરૂઆતથી જે સૂર્યશક્તિનો અખંડ પ્રવાહ પૃથ્વી ઉપર વહેતો રહ્યો છે તેનો જ ખરું જોતાં એ પણ એક અંશ છે. અને કાલમાનને વધારી સો વર્ષને એકમ તરીકે સ્વીકારીએ તો આપણને તરત જ સમજાશે કે મિલ રૂપે એકત્રિત થયેલી શક્તિનો ક્ષણિક સંચય મનુષ્યજાત જેને આધારે જીવી રહી છે તે શક્તિના મહાન પ્રવાહમાં એક ક્ષણિક બાધા કે વમળ અથવા ખાબોચિયા સમાન છે. ઘસારો અને નિરુપયોગિતાનો હિસાબ ગણીને આપણે આ જ વાતનો કેટલેક અંશે સ્વીકાર કરીએ છીએ.

આ દૃષ્ટિથી જોતાં એટલે કે વસ્તુઓની કિંમત રૂપિયા

કે પાઉંડમાં ન ગણતાં શક્તિના વ્યય મુજબ ગણવાથી જણાય છે કે રેંટિયા અને હાથસાળને બદલે મિલ ઉપર એક વાર કાપડ બનાવવું એ અતિશય ખર્ચાળ રીત છે. પોલાદના ગર્ડરો, બૉઇલરો, એંજિનો, યંત્રો, ઓજારો અને મિલનાં બીજાં સાધનો બનાવવામાં કોલસામાંથી ઉત્પન્ન થતી હજારો અશ્વબલ જેટલી શક્તિ વપરાય છે. તે ઉપરાંત એ બધાં કારખાનાંઓમાં અને યંત્રોની દુકાનોમાં કામ કરનાર મજૂરોની શક્તિનો પણ તેટલા પ્રમાણમાં ઉપયોગ થાય છે. વળી મિલ જ્યાં બાંધવામાં આવી હોય ત્યાં આ બધો સામાન પહોંચાડવાને રેલ્વે અને સ્ટીમરમાં વપરાયલા કોલસાની શક્તિ તેમ જ એમ તૈયાર થયેલી મિલમાં કામ કરનાર બધાય મજૂરોની શક્તિ પણ ગણતરીમાં લેવાવી જોઈએ.

આની સાથે સરખાવતાં જેઓ હાથનાં સાધનોથી એટલું જ કાપડ ઉત્પન્ન કરે છે તેઓ કેટલી ઓછી સૂર્યશક્તિ વાપરે છે તેનો જરા વિચાર કરો. કાપડ બનાવવામાં માણસનું કલાક-દીઠ કામ ગણતાં મિલ રેંટિયા કરતાં ૨૮૬ ગણું કામ આપતી હશે, પણ દરેક કલાકે વપરાતા અશ્વબલનું પ્રમાણ જોતાં અને મકાનો, યંત્રો, એંજિનો વગેરે ચલાવવામાં વપરાયલી શક્તિ તેમ જ માણસો અને તેમનાં કામને ગણતરીમાં લઈએ તો યંત્રદીઠ કે કાપડના પ્રમાણદીઠ રેંટિયો જ વધુ કાર્યકર અને સોંઘો છે.

દુનિયામાં બળતણના ભાવ ચડતા જાય છે[૯૭] એટલે અર્થશાસ્ત્રીઓ આર્થિક પ્રવૃત્તિઓનો વિચાર પૈસા ઉપરાંત વપરાયલી શક્તિના ખર્ચને ધ્યાનમાં લઈને કરે એ હવે યોગ્ય

૯૭. જુઓ પરિશિષ્ટ ૪.

નથી? જો આપણે ઓછામાં ઓછાં હજાર વર્ષ ટકે એવી સ્થિર અને ચિરસ્થાયી સંસ્કૃતિ ધરાવવા માગતા હોઈએ તો બળતણનો કેટલો જથ્થો મળી શકે એમ છે એનો વિચાર કરવો યોગ્ય નથી? વાર્ષિક મળતી સૂર્યશકિત ઉપર નભવાને બદલે ઉડાઉની માફક બળતણમાંથી ઉત્પન્ન થતી શકિત ઉપર નભવું એમાં સાચી દેશભક્તિ છે ખરી?

આવું માપ કાઢવા માટે શક્તિના એકમ પૂરતા નથી. પશ્ચિમના દેશોમાં કાર્યશક્તિ અને વેગ વચ્ચે ઘણી વખત ગોટાળો કરવામાં આવે છે. તેથી લોકો એમ માને છે કે કોઈ કામ કરવામાં ઓછો વખત જાય એ કાર્યશક્તિનું સૂચક છે. વળી ઘણી વાર યાંત્રિક કાર્યશક્તિ અને આર્થિક કાર્યશક્તિ વચ્ચે ગોટાળો ઉત્પન્ન કરવામાં આવે છે પરંતુ સમય એ હંમેશાં આર્થિક કાર્યશક્તિના માપ માટે સાચું ધોરણ નથી. ખરાબમાં ખરાબ દાખલો લઈએ. એક ઘરને ઉતારવું હોય તો સુરંગથી તે વહેલામાં વહેલું ઉતારી શકાય પણ એ રીત આર્થિક દૃષ્ટિએ કાર્યકર નથી. કારણ કે એમ કરવાથી ઘરમાંની અને આસપાસની ઘણી કીમતી વસ્તુઓનો નાશ થઈ જાય છે. એવી જ રીતે કેટલાંક યંત્રો કે કારખાનાંઓ બહુ જ ઝડપથી માલ ઉત્પન્ન કરતાં હોવા છતાં આર્થિક દૃષ્ટિએ કાર્યકર ન પણ નીવડે. કારણ કે સાથે સાથે તેઓ માલિકો, મજૂરો અને ઘરાકોના વૈયક્તિક અને સામાજિક દૃષ્ટિએ કીમતી એવા અનેક ગુણોનો નાશ કરે છે. આર્થિક કિંમતો એટલી બધી જટિલ છે કે તે ગમે તે એક એકમ અથવા ધોરણથી માપી શકાય એમ નથી.

નાણું એ આર્થિક પ્રવૃત્તિને માપવાનું સુપ્રતિષ્ઠિત અને

ઉપયોગી સાધન છે એ સ્વીકારી લઈએ તોપણ એવી માપણીને પરિણામે પૂરેપૂરું આર્થિક સત્ય હાથ લાગતું નથી. એ પરિણામની બીજાં ધોરણો અને વિચારોથી પરિપૂર્તિ કરવી પડે છે. માત્ર નાણાંમાં બધાંય અગત્યનાં આર્થિક તત્ત્વોનો સમાવેશ થઈ શકતો નથી. નાણાંથી શક્તિનાં તત્ત્વોનું પૂરું માપ નથી આવી શકતું એટલું જ નહિ પણ સ્થાયી સંસ્કૃતિને આવશ્યક એવાં સામાજિક, માનસિક, નૈતિક તેમ જ ભાવાત્મક તત્ત્વો પણ સામાન્ય રીતે તેમનાથી મપાતાં નથી.

આર્થિક (અને બીજી અનેક બાબતોનાં) મૂલ્ય ઠરાવવાના સર્વશ્રેષ્ઠ સાધન તરીકે પૈસાનો સ્વીકાર કરવામાં આવે એનું નામ જ મૂડીવાદ હોય તો આપણે એમ કહી શકીએ કે એ પદ્ધતિ અશાસ્ત્રીય છે અને એનાં માપ તથા તોલ દોષપૂર્ણ તથા ઘણે ભાગે ખોટાં છે. એ જ કદાચ એનો મોટામાં મોટો દોષ છે. કારણ કે એથી એ પદ્ધતિનો સાચો ઉપયોગ કરવાના પ્રયત્નો અજ્ઞાત અને સૂક્ષ્મ રીતે છિન્નવિચ્છિન્ન થઈ જાય છે. કોઈ ભૌતિક કે રસાયણશાસ્ત્રી કે કોઈ ઇજનેર દુષ્ટ સાધનો વાપરે તો તેના કાર્યનું પરિણામ ભરોંસાપાત્ર અથવા ચિરસ્થાયી હોઈ શકે ખરું? મૂલ્યનાં દુષ્ટ અને કેટલેક અંશે જ સાચાં સાધનો દ્વારા અંતે સાચાં અને ચોક્કસ પરિણામો નથી મેળવી શકાતાં. આવી પદ્ધતિના વ્યવસ્થાપકો ગમે એટલા બુદ્ધિશાળી કે માયાળુ હોય તોપણ અંતે તેઓ સારાં સંતોષકારક પરિણામો નથી લાવી શકતા. દૈવયોગે અથવા માનવ વ્યવહારના અવશ્યંભાવી પરિણામો તરીકે જે ફળો આવે એની વાત જુદી છે. સમાજવાદ, સંઘવાદ, ફાસિઝમ, અરાજકવાદ, સહકાર, ઔદ્યોગિક એકતંત્ર અથવા એવી

બીજી કોઈ પણ 'તંત્ર' કે 'વાદ' વાળી નાણાંને આર્થિક મૂલ્ય ઠરાવવા પ્રધાન સાધન તરીકે સ્વીકારનારી કોઈ પણ આર્થિક-સામાજિક પ્રણાલી સફળ થવાનો લેશ પણ સંભવ નથી. તંબુરાથી જો તાનસેનના સંગીતનું મૂલ્ય ઠરાવી શકાય તો આર્થિક પ્રવૃત્તિઓ એટલે કે માનવ જીવનના ભૌતિક આધારનું માપ રૂપિયાથી નક્કી કરી શકાય. આપણે કોઈ બીજાં સહાયક સાધનો યોજવાં જ પડશે.

આ પુસ્તકનાં ઘણાં પ્રકરણોમાં આવા વિચાર સમાયેલા છે. તેમાં ખાદીનો ઇજનેરી, હરીફાઈની, ખર્ચના બચાવની અને બેકારીની દૃષ્ટિએ વિચાર કરેલો છે, એમ છતાં એ મુદ્દા ઉપર વધુ ભાર મૂકી તેને સ્પષ્ટ કરવું એ ઇચ્છવાયોગ્ય લાગે છે. કંઈક અંશે ઉપર દર્શાવેલાં કારણોને લીધે તેમ જ વિશિષ્ટ ખેતીવાડી અને સામાજિક પદ્ધતિઓને લીધે હિંદી ખેડૂતને માટે રૂપિયો એ વિનિમયનું સાચું સાધન નથી. નાણાંની કસોટી કડક રીતે લગાડીએ તો આર્થિક પરિસ્થિતિ એવી આવશે કે હિંદી ખેડૂત બેકાર થશે અને હિંદને ક્ષય લાગુ પડશે. આથી આપણે મૂલ્ય ઠરાવવાનાં વધુ ચોક્કસ તથા સંપૂર્ણ સાધનો વાપરવાં જોઈએ, અને એ રીતે અર્થશાસ્ત્રને વધુ શાસ્ત્રીય, વધુ ઉપયોગી અને વધુ આદર તથા વિશ્વાસ યોગ્ય બનાવવું જોઈએ. અને એમ કરીને આપણી વિવેકશક્તિ પણ સાથેસાથે ખીલવવી જોઈએ.

આ ચર્ચા માત્ર આર્થિક દૃષ્ટિએ કરવામાં અને તેમાં માત્ર અર્થશાસ્ત્રના તેમ જ ઇજનેરી પારિશબ્દો વાપરવામાં લેખકનો ઉદ્દેશ એવું સૂચવવાનો નથી કે હિંદ સંપૂર્ણ રીતે જડવાદમય ધ્યેય સ્વીકારે એ ઇચ્છવાયોગ્ય છે. ખાદીની પ્રવૃત્તિની ભાવ-

નાત્મક, માનસિક, માનુષિક, નૈતિક કે પારમાર્થિક દૃષ્ટિઓ અને સંલગ્ન બાબતોથી લેખક પોતે અપરિચિત નથી. તેમ જ એ બધા મહત્ત્વના વિચારો અર્થશાસ્ત્રને અંગે અપ્રસ્તુત છે, એમ પણ લેખક માનતો નથી.[૯૮] ગાંધીજીએ બહુ જ ઉત્તમ રીતે કહ્યું છે કે જે અર્થશાસ્ત્ર નીતિને કોરે મૂકે છે અથવા તેની અવજ્ઞા કરે છે તે અર્થશાસ્ત્ર ખોટું છે.[૯૯] આ બધા વિચારો આપણી બધી ચર્ચાઓમાં રહેલા જ છે. જો કે જગા અને સરળતાને અભાવે તે એટલા વિસ્તારપૂર્વક રજૂ કરેલા નથી. લેખકની એવી માન્યતા છે કે ગાંધીજીમાં રહેલાં નમ્રતા અને માનવસમાજ પ્રત્યેના ઊંડા પ્રેમને લીધે બીજા કોઈ પણ માણસ કરતાં હાલની પરિસ્થિતિનાં આર્થિક સત્યોનો મર્મ તે વધુ સારી રીતે સમજી શક્યા છે. ગાંધીજી જગતના મહાન આર્થિક સુધારક છે, કારણ કે તે અંતરથી માને છે અને વારેવારે એ વાતનો આગ્રહ કરે છે તથા પોતાના ઉદાહરણ દ્વારા સદા બતાવતા રહે છે કે ખરો સુધારો અંતરમાં થવાની જરૂર છે. બાકીનું બધું તો એનું જ બાહ્ય લક્ષણ છે.

---

૯૮. જુઓ. લેખકના લેખો–'ધિ મોરલ્સ ઑફ મશીનરી', 'કરંટ થૉટ', મદ્રાસ, ફેબ્રુઆરી, ૧૯૨૬; 'આસ્પેક્ટસ ઑફ સ્પિરિચ્યુઅલ ઍન્ડ મૉરલ બ્યુટી ઇન ચર્ખા ઍન્ડ ખદ્દર', 'મૉડર્ન રિવ્યુ', કલકત્તા, નવેમ્બર, ૧૯૨૫. આ ઉપરાંત 'મૉડર્ન રિવ્યુ', કલકત્તાના માર્ચ, ૧૯૨૬ ના અંકમાં નોરાહ રિચાર્ડ્સનો 'ખદ્દર' નામનો લેખ.

૯૯. બેલગામમાં ભરાયલી હિંદી મહાસભાના પ્રમુખ તરીકેનું 'નવજીવન', ડિસેમ્બર ૨૯, ૧૯૨૪ ના અંકમાં છપાયલું ભાષણ.

# ઉપસંહાર

આપણે જોઈ ગયા તે પ્રમાણે હું તો ખાદીની પ્રવૃત્તિને આખી દુનિયામાં યાંત્રિક યુગની પદ્ધતિઓ, વ્યવસ્થા અને ધ્યેયમાં થઈ રહેલા ફેરફારનું જ અંગ ગણું છું. એ કાંઈ કોઈ હિંદી સ્વમદષ્ટાનો કઢંગો ભ્રમ નથી કે જૂની પુરાણી, નુકસાનકારક આર્થિક પદ્ધતિઓનો પુનઃસ્વીકાર નથી, કે પશ્ચિમ ઉપર કરવામાં આવેલો દ્વેષપૂર્ણ આર્થિક હુમલો પણ નથી. તેમ જ તે જાપાન, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન, ચીન અને એશિયાના બીજા ભાગોમાં ચાલી રહેલી બીજી આર્થિક પ્રવૃત્તિઓ કરતાં લેશ પણ ઓછી વ્યવહારુ નથી. એ કોલસા અને ખનીજ તેલ જેવાં સૂર્યશક્તિના સંચયોને બદલે તેના વહેતા પ્રવાહમાંથી વધુને વધુ સૂર્યશક્તિ વાપરવાની એક રીત છે. આ રીતે એ પશ્ચિમમાં ચાલી રહેલી ઔદ્યોગિક પ્રવૃત્તિઓને મળતી આવે છે. આ કારણથી હું માનું છું કે એ પ્રવૃત્તિના હિમાયતીઓ પોતે જમાનાના ભાવને અનુકૂળ રીતે જ ચાલી રહ્યા છે એમ તેઓ માની શકે—જો કે દેખાવ તો એવો થાય છે કે પશ્ચિમના લોકો ભુલાવામાં પડે છે.

મિ. બર્ટ્રાન્ડ રસેલે થોડા જ વખત ઉપર પોતાની એવી માન્યતા જાહેર કરી છે કે ઇતિહાસની શરૂઆતથી

માનવ જાત જે ભીષણ ભય અને બોજા નીચે કચડાઈ રહી હતી તે ઉદ્યોગવાદને લીધે ઓછાં થવા માંડ્યાં છે અને માણસને પોતાના જીવન અને પરિસ્થિતિ ઉપરના પોતાના કાબૂનું ભાન થવા માંડ્યું છે. તથા સાથે સાથે તેને જ્ઞાનનો નવો સમન્વય તેમ જ જીવન પ્રત્યેનું નવું જ દૃષ્ટિબિંદુ મળ્યાં છે.[૧૦૦] રેંટિયો પણ સૂર્યશક્તિનો વધુ પ્રમાણમાં ઉપયોગ કરવાનું અને તેમાંથી ઉત્પન્ન થતી સંપત્તિને વધુ સમાન ભાવે વહેંચવાનું સાધન છે, એટલે અંશે તે પણ આવાં જ પરિણામો પોતાની રીતે લાવી શકે.

આબોહવા, ભૌગોલિક સ્થિતિ, ઇતિહાસ અને રીતરિવાજ મુજબ દરેક દેશની સૂર્યશક્તિ–કોલસા, તેલ, બળતણ, જળશક્તિ, વાયુશક્તિ, પશુબળ અને માનવબળ–જો ઉપયોગમાં લેવાની પોતાને અનુકૂળ તેમ જ (પોતાને માટે) કદાચ સર્વોત્તમ જુદી જ પદ્ધતિ હોય છે. દરેક દેશ વહેતી તેમ જ સંચિત સૂર્યશક્તિ જુદા જુદા પ્રમાણમાં વાપરે છે, અને સ્થાવર તથા જંગમ ઓજારો અને સાધનો તેમ જ જીવનસામગ્રી અને પદાર્થો વચ્ચે પોતપોતાને અનુકૂળ સામંજસ્ય જાળવે છે. દરેક રીતમાં ફાયદા અને ગેરફાયદા પણ હોય છે. અદલાબદલી અને સુધારાઓ તો સ્વાભાવિક રીતે થતાં જ આવે છે અને થશે. આમ છતાં આમાંના કોઈ તફાવતની ઠેકડી કે નિંદા કરવા જેવું નથી. પણ દરેક પ્રત્યે આદર રાખવો જોઈએ અને બને તો સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ.

---

૧૦૦. 'ન્યૂયોર્ક ટાઇમ્સ મેગેઝિન', ના મે ૨૨, ૧૯૨૭ના અંકમાં 'ધિ ન્યૂ લાઇફ ધેટ ઇઝ અમેરિકાઝ' નામનો લેખ.

ફેરગ્રીવ કહે છે[101] તે પ્રમાણે ઇતિહાસમાં દરેક સંસ્કૃતિ એ પોતે જે રીતે સૂર્યશક્તિને વાપરે છે અને સંગ્રહે છે એ રીતનું પરિણામ હોય તો રેંટિયાની પ્રવૃત્તિમાં મૂર્ત થતું સૂર્યશક્તિ વાપરવાનું જે રૂપ આત્મજ્ઞાનપૂર્વક હિંદમાં પુનરુજ્જીવિત કરવામાં આવે છે તેની હિંદના પુનરુત્થાન ઉપર મહત્ત્વની અસર પડે.

આ પુસ્તકમાં કરવામાં આવેલી ચર્ચા કેટલાક આવા મોટા પ્રશ્નોને પણ કેટલેક અંશે સ્પર્શ કરે છે. આ પુસ્તકમાં ગાંધીજીની પ્રવૃત્તિની વ્યવહારુતા અને હિંદી પુનરુજ્જીવનની એક સંભવિત બાજૂની ચર્ચા તો છે જ. ઉપરાંત યાંત્રિક ઉદ્યોગો સાથે સરખાવતાં હાથકારીગરી કેટલે અંશે વ્યવહારુ છે અથવા બેકારી અને સંકટનિવારણના એક સાધન તરીકે અથવા સહકારના શુદ્ધ સ્વદેશી હિંદી સ્વરૂપ તરીકે અથવા પૂર્વ પશ્ચિમના સંબંધની એક બાજુ દર્શાવનાર તરીકે અથવા પશ્ચિમના મૂડીવાદ અને બીજી કોઈ ઔદ્યોગિક વ્યવસ્થા વચ્ચેનો સંબંધ દર્શાવનાર તરીકે અને સ્થાયી અને સુંદર સંસ્કૃતિ પ્રાપ્ત કરવા માટે યંત્રો કેટલા પ્રમાણમાં અને કેટલી હદમાં વાપરવામાં એ પ્રશ્નની આંશિક અને ચાલચલાઉ તપાસ તરીકે પણ આ ચર્ચાને આપણે વિચારી શકીએ.

મોટા પ્રશ્નો સાથેના આ સંબંધો દર્શાવવાને પરિશિષ્ટ ૪ અને ૫ માં કેટલીક છૂટક પણ પ્રસ્તુત નોંધો ઉમેરવામાં આવી છે.

હિંદની સંપત્તિનાં ત્રણ મૂળ છે. (૧) લોકોમાં વંશપ-

---

૧૦૧. આગળ જણાવેલું 'જ્યોગ્રેફી ઍન્ડ વર્લ્ડ-પાવર.'

રંપરાગત ઊતરી આવેલી કુશળતા અને દક્ષતા, (૨) કરોડો બેકાર માણસનો બગડતો વખત અને (૩) સૂર્યશક્તિનો મોટો જથ્થો. જો હિંદુસ્તાન આ ત્રણે મૂળોનો વિકાસ કરે અને તેમાંથી ઉત્પન્ન થતી સંપત્તિને રેંટિયા અને હાથસાળ દ્વારા લોકોમાં સમાન ભાવે વહેંચે તો તે પોતાના આર્થિક ધ્યેયને અવશ્ય પહોંચી શકે.

## પરિશિષ્ટ ૧

# હિંદનો એક જ ગૃહઉદ્યોગ—રેંટિયો[૧૦૨]

## ૧

## રેંટિયાની કલ્પના[૧૦૩]

રેંટિયાને વિષે અનેક ટીકા થાય છે તેના મૂળમાં રેંટિયા વિષેના અનેક ખોટા ખ્યાલો છે. એ ખોટા ખ્યાલો ગણાવીએ એટલે તેમાંથી રેંટિયાની કલ્પના ખરી રીતે શા હેતુથી થયેલી છે તે સમજાશે. દાખલા તરીકે રેંટિયો મિલોનો હરીફ નથી, મિલોનું સ્થાન રેંટિયો લઈ લે એવી કલ્પના નથી. જે સશક્ત માણસને પોતાની પૂરી શક્તિ અને પૂરા સમયના ઉપયોગ પૂરતું કામ મળી રહે છે તેને તે કામ કરતો

૧૦૨. સને ૧૯૨૬ માં હિંદી ખેતીવાડીને લગતા બાદશાહી કમિશનની તપાસના દિવસોમાં હિંદી ખેડૂતને માટે મદદનીશ ગૃહઉદ્યોગ તરીકે રેંટિયાની શકયતાઓ વિષે ગાંધીજીને સર હેન્રી લૉરેન્સ (મુંબઈના તે વેળાના ઍક્ટિંગ ગવર્નર) જોડે થયેલી ચર્ચામાંના મુદ્દાઓ ઉપર તૈયાર કરવામાં આવેલી નોંધ.

૧૦૩. 'નવજીવન', ઑક્ટોબર ૩૧, ૧૯૨૬.

અટકાવવાનો રેંટિયાનો ઉદ્દેશ નથી. એટલે બીજા ધંધા અથવા ઉદ્યોગમાં જે રોજી મળે તેને રેંટિયામાંથી મળતી રોજીની સાથે સરખાવવામાં ભારે ભૂલ થાય છે. રેંટિયો સરવાળે દેશનું ધન અવશ્ય વધારે છે, પણ રેંટિયાથી કોઈ ધનાઢ્ય થવાની આશા રાખે તો તે ખત્તા ખાશે. હિંદુસ્તાનના ખેડૂત વર્ગનો ખેતીમાંથી બચતો છ મહિના જેટલો સમય આજે નિરર્થક જાય છે અને પરિણામે બેકારીનો તથા દારિદ્ર્યનો મોટો પ્રશ્ન ઊભો થાય છે. તે પ્રશ્નનો તાત્કાલિક, વ્યવહારુ અને કાયમનો ઇલાજ રેંટિયો છે એટલો અવશ્ય રેંટિયાવાદીનો દાવો છે. રેંટિયામાંથી આવક ભલેને ફૂટી બદામ જેટલી હોય, પણ ખેડૂતનો વર્ષનો અર્ધો જેટલો વખત નકામો જાય છે, અને તેમાં ફૂટી બદામની પણ કમાણી નથી થતી; તથા તેને બેકારીનો રોગ લાગુ પડે છે—આ બંને વસ્તુ ન હોત તો રેંટિયાનું હિંદુસ્તાનના અર્થશાસ્ત્રમાં સ્થાન ન હોત. એટલે રેંટિયાના મૂળમાં રહેલી હિંદુસ્તાનની બેકારી અને હિંદુસ્તાનનું દારિદ્ર્ય તથા તેનાં મૂળ તપાસીશું તો આપોઆપ રેંટિયાનું સ્થાન સમજાઈ જશે.

ગયાં સો દોઢસો વર્ષમાં ખેડૂતની જે પાયમાલી થઈ છે તેનો એટલે કે ખેડૂતની પાસે ખેતી ઉપરાંત વસ્ત્ર ઉત્પન્ન કરવાનો જે મુખ્ય ધંધો હતો તેના નાશનો ઇતિહાસ જાહેર છે; છેલ્લાં પચાસ વર્ષ થયાં હિંદુસ્તાનની વસ્તીનો વધારે ભાગ ધંધો ખોઈને ખેતીમાંથી નિર્વાહ મેળવતો થયો છે—અને ખેતીમાંથી ઓછું ને ઓછું ઉત્પન્ન મળતું જાય છે; પશુની દશા પણ પશુના માલિકના જેટલી જ કંગાળ છે; જે દેશમાં એક કાળે લાગટ ત્રણ ત્રણ વર્ષ વરસાદ ન પડે તો જ દુકાળ પડતો ત્યાં એક જ વર્ષના સુકવણામાં ભયંકર દુકાળ પડે છે (ડિગ્બી);

ખેડૂતની દરિદ્ર સ્થિતિને લીધે, તે ખાતર વગેરે ખરીદીને કે સારા ઓજારથી જમીનની ખેડ નથી સુધારી શકતો, અને ઘણાખરા દાખલામાં જમીનના એટલા બધા નાના ટુકડા પડી ગયા છે કે તેની ખેડમાં સુધારો કરવો જ અશક્ય થઈ પડ્યો છે; જ્યાં કપાસ પાકે છે ત્યાં કપાસ ખરીદનાર દલાલોના પંજામાં પડી ખેડૂત અન્નોત્પાદક પાક વાવવાને બદલે કપાસ વાવવા તરફ વળે છે, પરિણામે તેનો સારામાં સારો કપાસ જાય છે. દાણો અતિશય મોંઘો થઈ પડ્યો છે, અને પેલો કપાસ જાય છે તેના બદલામાં પરદેશી કાપડ તેને ખરીદવું પડે છે. ગરીબાઈ અને બેકારીના બે પ્રશ્નો આમ ઉત્પન્ન થયા. ત્યાં હિંદના ગૃહ-ઉદ્યોગોના નાશ ઉપર ઉત્પન્ન થયેલી મિલોએ ધનની વિષમ વહેંચણીનો પ્રશ્ન ઊભો કરી મૂળ બે પ્રશ્નોને વધારે કૂટ કરી મૂક્યા છે.

૧૮૨૫-૩૦ના અરસામાં હિંદુસ્તાનની સ્થિતિ કેવી હતી તે 'હિંદ કેમ પાયમાલ થયું?' નામની લેખમાળામાં 'નવજીવન' માં તો પ્રકટ થઈ ચૂક્યું છે. તે વેળા ખેડૂતો, કાંતનારા, વણકરો અને બીજા કારીગરોનાં આપોઆપ બનેલાં સહકારી મંડળોથી જે સમૃદ્ધિ હતી તે આજે ક્યાં છે? ડૉ. બુકાનન અને મોન્ટગોમરી માર્ટિને બિહાર, બંગાળ અને વાયવ્ય પ્રાંત તથા મ્હૈસૂરના કેટલાક જિલ્લાઓની સ્થિતિનાં વર્ણન આપ્યાં છે. તેમાં દરેક જિલ્લામાં લાખો કાંતનારીઓ, હજારો વણકરો, રંગારા, સુતાર લુહારો જે પ્રાણદાયી ઉદ્યોગ ચાલુ રાખી દેશની સમૃદ્ધિ વધારી રહ્યાં હતાં તેનો સુંદર ચિતાર છે. આજે ખેડૂતની દશા જુઓ, અને તેની બેકારીનું કરુણ વર્ણન જુઓ. સરકારી આંકડા જ લઈશું. સને ૧૯૦૧ માં ચાલુ ખેતી ઉપર નભનારા

હજારે ૬૬૨ હતા. સને ૧૯૧૧ માં ૬૯૮ હતા, સંને ૧૯૨૧ માં ૭૦૯ હતા. ૧૯૨૧ ની વસ્તીગણતરી પ્રમાણે દરેક પ્રાંતમાં ખાતેદાર ખેડૂતની પાસે સરાસરી નીચે પ્રમાણે ખાતું હતું:

| પ્રાંત | ખાતાનું ક્ષેત્રફળ એકર |
|---|---|
| આસામ | ૨.૯૬ |
| બંગાળ | ૩.૧૨ |
| બિહાર–ઓરિસ્સા | ૩.૦૯ |
| મુંબઈ | ૧૨.૧૫ |
| બરમા | ૫.૬૫ |
| મધ્યપ્રાંત–વરાડ | ૮.૪૮ |
| મદ્રાસ | ૪.૯૧ |
| વાયવ્ય પ્રાંત | ૧૧.૨૨ |
| પંજાબ | ૯.૧૮ |
| સંયુક્ત પ્રાંત | ૨.૫૧ |

વસ્તીના ૭૨ ટકાને આ નાનકડા ખાતા ઉપર ઉદરનિર્વાહ કરવો પડે છે. 'આમાંથી નથી ખેડૂતની શક્તિનો પૂરો ઉપયોગ થતો, કે નથી જમીન પાસેથી પૂરતું મળી રહેતું.' બંગાળ પ્રાંતમાં વસ્તીગણતરી કરનાર અમલદાર મિ. ટોમસન લખે છે: "બંગાળ પ્રાંતમાં ખેતીમાં રોકાયેલા માણસો ૧,૧૦,૬૦,૬૨૯ છે. એટલે કે દરેકને ૨ા એકર જમીન ખેડવાની મળે છે. ખેડૂત કેમ ગરીબ છે એ જાણવું હોય તો આ સ્થિતિમાંથી તેનો ખુલાસો મળી રહે છે. ૨ા એકર ખેતીમાં માણસ વર્ષના થોડાઘણા દિવસ રોકાઈ રહે, બાકીના દિવસ તે કરે શું? ખેડૂત થોડા દિવસ ખૂબ મહેનત કરી ખેડ કરે છે, બી વાવે

છે, નીંદણ વગેરે કરે છે. પછી તેને ફસલ સુધી કામ હોતું નથી. ફસલ પછી થોડા દિવસ કામ રહે છે. બાકીના દહાડા બિચારો નકામો બેસી રહે છે.' એ જ લેખક બીજા દેશોના આંકડા આપે છે. ઘણા દેશોમાં ૧૭ અને ૨૫ એકર સુધીની સરાસરી ખેડ એક ખેડૂત કરે છે, અને 'જગતના બધા ઘઉં ઉત્પન્ન કરનારા દેશોમાં હિંદુસ્તાન કરતાં ઘણી મોટી સરાસરી છે.' સંયુક્ત પ્રાંતની વસ્તીગણતરી કરનાર અમલદાર મિ. બ્લેડી લખે છે: 'ખેડૂતને થોડો વખત ભારે મહેનત કરવી પડે છે......અને બાકીનો વખત નકામા બેસી રહેવું પડે છે. આ બધો સમય આળસમાં જાય છે." મધ્ય પ્રાંતનો અમલદાર મિ. હૂટન લખે છે: "વરસાદ પછી ખરીફ પાક થાય છે તે જ પાક મુખ્ય પાક છે, અને તે લણવામાં આવ્યા પછી આવતી વરસાદની મોસમ સુધી ખેડૂતને કશું કામ નથી હોતું." કેલ્વર્ટ પોતાના પુસ્તકમાં પંજાબ વિષે લખે છે: 'પંજાબના ખેડૂતને બાર મહિનામાં સરાસરી ૧૫૦ દિવસથી વધારે કામ હોતું નથી.' પંજાબ પ્રાંત જ્યાં સરાસરી ખાતું ૯.૧૮ એકરનું છે. અને જ્યાં પવાયતની જમીન પુષ્કળ છે. (અને પવાયતની ઉપર ખેડૂતને ઘણું કામ રહે છે,) ત્યાં પણ જ્યારે આ દશા છે ત્યારે બીજા પ્રાંતોનું તો પૂછવું જ શું?

આમ જણાશે કે સરકારી અમલદારો પણ કબૂલ કરે છે કે ખેડૂત કાંઈ નહિ તો વર્ષમાં ૭ મહિના કામ વિનાનો રહે છે, અને ખેડૂતની કંગાળ સ્થિતિનું કારણ એ બેકારી છે. જ્યારે લેંકેશાયર (ઇંગ્લંડ), જ્યાં ખેડૂતદીઠ ખાતાનું પ્રમાણ ૨૧ એકરનું છે ત્યાં ખેડૂતો કહે છે કે "ખરાબ ઋતુમાં અને શિયાળામાં અમારે ઘરમાં બેસી રહેવું પડે છે ત્યારે અમને

કાંતવા જેવો ધંધો જે અસલ હતો તે હોય તો કેવું સારું ?"[૧૦૪] જ્યારે ઇટલી, જ્યાં ઉદ્યોગહુન્નરની સ્થિતિ આપણા કરતાં તો ઘણી સારી છે, ત્યાં "રેશમ ઉત્પન્ન થતું હોય તેવા દરેક જિલ્લાની ખેડૂત સ્ત્રીઓ આખો વખત કાંતવામાં આપે છે,"[૧૦૫] ત્યારે ૧૯૦૦×૧૫૦૦ વર્ગમાઇલના વિસ્તારવાળા ભરતખંડમાં તો ખેતીને લગતા વધારાના ધંધાની કેટલી જરૂર છે તે જણાવવાને વધુ દલીલની જરૂર ન હોય.

પણ આ વધારાનો ધંધો કયો હોવો જોઈએ એ વિષે ચર્ચા થઈ છે ખરી—જો કે એ ચર્ચા પણ જ્યારથી રેંટિયો દેશની આગળ મૂકવામાં આવ્યો ત્યારથી જ થવા લાગી છે એમ તો રેંટિયાના ટીકાકારો પણ કબૂલ કરશે. એ ટીકાકારોને ખેડૂતને કાંઈક વધારાનો ધંધો હોવો જોઈએ એ વિચારવાની ફરજ રેંટિયાએ પાડી, અને તેમણે વખતોવખત બીજા ધંધા સૂચવ્યા છે. તેમને વિનયપૂર્વક જણાવીએ કે રેંટિયો કાંઈ નવી શોધ નથી—જેવી કે ફોર્ડની મોટરકારની શોધ—કે જેનાં નીવડચે વખાણ કરાય. રેંટિયો તો, જેમ માનાથી વિખૂટા પડી ગયેલા બાળકને પોતાની માતા પાછી જડી આવે તેમ જડી આવેલી વસ્તુ છે. બાળક એ ભરતખંડનાં અસંખ્ય સંતાનો છે, અને માતા એ સૈકાના સૈકા સુધી દેશને પ્રાણ આપનાર ધંધો છે, એમ રેંટિયો એ તો નીવડેલી વસ્તુ છે.

આટલી વાત સમજાય તો બધી વાત સમજાય, કોઈ બીજો ધંધો સૂચવવાની હિંમત ન કરે. ધંધા તો ઘણાયે છેસ્તો.

---

૧૦૪. ગ્રીન–'રૂરલ ઇન્ડસ્ટ્રીઝ ઑફ ઇંગ્લંડ'.

૧૦૫. મુંબઈના મિલમાલિકોના મંડળ તરફનું ટૅરિફ બોર્ડને નિવેદન.

ડેરીઓનો ધંધો શા સારુ ન કરો ? ડેન્માર્ક ડેરીના ધંધાથી ન્યાલ થઈ ગયું. સન ૧૯૦૦ માં ડેન્માર્કે માખણ વગેરે દૂધમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓ ઇગ્લંડ મોકલી ૧૨ કરોડ રૂપિઆ પેદા કર્યા અને ડુક્કરનું માંસ મોકલી ૪ા કરોડ રૂપિયા મેળવ્યા: ડુક્કરનો ધંધો તો ડેરીના ધંધાની સાથે કરવો પડે, અને તેમ કરવામાં મોટો ફાયદો છે। પણ હિંદુસ્તાન ડેરીનો ધંધો કરે તો તેણે પોતાના કરતાં મોટો ખંડ પોતાનો માલ લેવાને માટે ઉત્પન્ન કરવો રહ્યો. તે ક્યાંથી કાઢે ? અને હિંદુ અને મુસલમાનોના આ દેશને ડુક્કરનો ધંધો કરવાની તો કોઈ ભલામણ ન જ કરે. મરઘાંબતકાંના, મધમાખોના ધંધા પણ એ જ હિસાબે નાંખી દેવા જેવા છે. ત્યારે હિંદુસ્તાન કરે શું ? હિંદુસ્તાને આયર્લંડની જેમ પોતાની ખેતી વધારવી અને સુધારવી, આજે હિંદુસ્તાન માં જણદીઠ એક એકર જમીન છે તેને બદલે વધારે ખેડાણ કરીને ઉત્પન્ન વધારવું, એવી સૂચના કેટલાક કરે છે. પણ તેઓ ભૂલે છે કે હિંદુસ્તાન આયર્લંડ નથી. આયર્લંડ તો સ્વતંત્ર દેશ છે, ત્યાં તો મોટું ભારે ખેતીવાડી ખાતું છે, તેની અનેક શાળાઓ અને પાઠશાળાઓ છે, ખેતીના સુધારાના જ્ઞાનની માહિતી અનેક અમલદારો મારફતે દરેક પરગણાંને તે ખાતું પહોંચાડે છે. હિંદુસ્તાનની પાસે એવું ખાતું નથી. હિંદુસ્તાન ઇજીપ્ત નથી જ્યાં કપાસના પાક ઉપર સરકાર જ નિયમન કરે અને કાયદો કરે કે ત્રીજા ભાગની જમીન ઉપરાંત કપાસ વાવવો નહિ. વારુ, ત્યારે કામ ન હોય ત્યારે મોજાં શા સારુ ન ગૂંથે ? નેતરનું કામ કેમ ન કરે ? ટોપલા શા સારુ ન બનાવે ? પણ એ તમારાં મોજાં, ટોપલા અને નેતરનો સામાન કેટલો જોઈએ, દેશમાં

માણસને એનો કેટલો ખપ પડે ? ત્યારે રેંટિયો ? રેંટિયાની જે ઉત્પત્તિ—વસ્ત્ર તે વિના માણસનું જીવન અશક્ય છે. આજે પણ સૂતરનાં બજારો બંગાળ અને મદ્રાસ પ્રાંતમાં ભરાય છે. પણ બંગાળી સિવિલિયન મિ. ટૉમસન કહે છે, 'પણ બંગાળમાં જ્યાં શણ થાય છે ત્યાં મિલો કરી હોય તો !' એને બિચારાને કદાચ આશ્ચર્ય થયું હશે કે કપાસ ઉગાડનારા પ્રાંતના અમલદારોએ રૂના કાપડની મિલ કરવાની સૂચના કેમ નહિ કરી હોય ? પણ ભલો માણસ ભીંત ભૂલ્યો છે. શણની મિલો આજે જેટલી છે તેમાં ૨॥ લાખ મજૂરો છે, તે મજૂરોને મજૂરી મળે છે પણ બદલામાં શણ ઉત્પન્ન કરનાર ચુસાય છે અને કેટલાક યુરોપિયન વેપારીઓના અઢળક ધનમાં વધારો થાય છે. આજે ૭૦ વર્ષ થયાં રૂની મિલનાં ભૂંગળાં ધુમાડો કાઢે છે, તેમાં ૫૦ કરોડ નંખાયા છે,[૧૦૬] પરિણામે કેટલાનાં પેટ ભરાય છે ? ખોબા જેટલા કારકુનો અને અમલદારો અને ૩,૭૦,૦૦૦ મજૂરો એટલે કુટુંબો ગણીએ તો સ્ત્રી, પુરુષ અને છોકરાં સાથે ૧૫ લાખ માણસો !

રેંટિયો ભલે બધાંને કામ આપે. પણ તેમાંથી બે આના માંડ રોજના મળે તેમાં દળદર શેનું ફીટે ?—એમ પૂછવામાં આવે છે. રેંટિયામાંથી પેટ ભરો એમ તો કહેવામાં આવતું નથી, બીજા ધંધા છોડી રેંટિયો ચલાવો એમ તો કોઈ કહેતું નથી. ત્યારે રેંટિયા ઉપર આ આળ શાને ? એક કાંતનારને ૨૦ રૂપિયા મિલમાં મળતા હોય, ત્રણ છોકરાં હોય, એક સ્ત્રી હોય એ જ માણસ પોતાની જૂજજાજ ખેતી કરે તો ખેતીમાંથી

૧૦૬. મુંબઈના મિલમાલિકોની મંડળી તરફનું ટૅરિફ બોર્ડને નિવેદન.

કાંઈક મેળવે અને સ્ત્રી, તેમ જ છોકરાં કાંતે તો આઠ દશ રૂપિયા સહેજે મેળવે, જ્યારે શહેરમાં, છોકરાં તો બાપ મિલમાં જાય ત્યારે રખડે છે! પણ લાંબી દલીલ શા સારુ? દેશમાં જણદીઠ કમાણી લઈએ. સ્વ. દાદાભાઈ નવરોજીએ એનો આંકડો કાઢ્યો ત્યારથી ઘણા એ માયામૃગની પાછળ પડ્યા છે પણ કોઈએ તેને પકડ્યો હોય એમ મનાતું નથી. દાદાભાઈએ તો ૨૬ રૂપિયા ગણેલા. પણ આપણે ત્યાં પંદરસોળ અર્થ-શાસ્ત્રીઓએ આ ધંધો કરી જોયો છે. તેમાંથી કદી સાચો ન મનાય એવો મિ. ફિન્ડલે શિરાસનો મોટામાં મોટો આંકડો માની લઈએ તોપણ રેંટિયામાંથી ઉત્પન્ન કેટલું થાય તે જોવા જેવું છે. મિ. શિરાસ કહે છે કે ૧૧૬ રૂપિયાની વાર્ષિક કમાણી જણદીઠ છે. જો જણદીઠ રેંટિયો રૂ. ૨૪ ની કમાણી વધારી આપે તો તે શું ઓછી કમાણી કહેવાશે કે?

આમ જોઈશું કે રેંટિયામાં જે ગુણો છે તે બીજા એકે ઉદ્યોગમાં નથી. સંક્ષેપમાં તેને આમ ગણાવાય:

૧. એ સુસાધ્ય છે, તત્કાલ સાધ્ય છે; કારણ:–

(ક) એમાં કાંઈ મોટાં હથિયાર ઓજાર જોઈતાં નથી. રૂ ઘરનું અને ઓ[illegible] પણ ઘરગથ્થુ.

(ખ) એમાં ન જોઈએ ભારે બુદ્ધિ કે કુશળતા. અભણ અપટ ખેડૂત પણ એ સ્હેજે કરી શકે એમ છે.

(ગ) એમાં ન જોઈએ ભારે મહેનત: સ્ત્રીઓ કાંતે, બાળકો કાંતે, ઘરડાં કાંતે, માંદાયે કાંતે.

(ઘ) અને એ તો નીવડેલ છે.

૨. કાંતનારને ઘેર બેઠાં ધંધો મળે, હમેશ તેનું સૂતર ખપી શકે. અને ગરીબને ઘેર હમેશ બે પૈસા વધતા જાય.

૩. વરસાદનીયે એને ગરજ નથી, સુકવણામાં એ ભૂખ્યાંનો બેલી થઈ પડે છે.

૪. એમાં નથી કોઈ ધર્મનો વાંધો, કે નથી લોકોને ન રૂચે એવો એ ધંધો.

૫. ઘર બેઠાં માણસોને કામ મળે છે, એટલે મિલોના મજૂરોને ખેતી અને ઘર છોડીને ભાગવું પડે છે અને તેનું કુટુંબ છિન્નભિન્ન થાય છે તે ભય આમાં નથી.

૬. એટલે હિંદુસ્તાનની ગ્રામ્યપંચાયતો જે આજે મૃતપ્રાય થઈ છે તેના ઉદ્ધારની આશા એમાં રહેલી છે.

૭. જેમ ખેડૂતને તેમ વણકરને એના વિના ચાલે એમ નથી. જે વણકરો આજે હિંદુસ્તાનની ખપતના ત્રીજા ભાગ જેટલું કાપડ વણે છે તે વણકરો એક દિવસ રેંટિયા વિના રખડી પડવાના છે.

૮. એનો પુનરુદ્ધાર થયો એટલે હજાર ધંધાનો ઉદ્ધાર થશે. સુતાર, લુહાર, પીંજારા, રંગારા—સૌમાં પાછા પ્રાણ આવશે.

૯. એ જ વસ્તુ એવી છે કે જેથી ધનની અસમાન વિભાગણીમાં સમાનતા આવી શકશે.

૧૦. એથી જ બેકારી જશે. ખેડૂતને ખાલી વખતમાં કામ મળશે એટલું જ નહિ પણ આજે ભણેલાનાં ટોળેટોળાં કામ વગર ભટકે છે તેમને પણ પૂરતું કામ મળી રહેશે. એ ધંધાના પુનરુદ્ધારનું કામ એવડું મોટું છે કે વ્યવસ્થા અને પ્રચાલનને માટે હજારો ભણેલાઓ ખપમાં આવી શકે.

## ૨

## થયેલું કાર્ય[૧૦૭]

ગયા પ્રકરણમાં રેંટિયાના જે લાભ ગણાવ્યા તે કેટલે અંશે સધાયા છે એનો વિચાર આ પ્રકરણમાં કરીશું. આને સારુ તો ૧૯૨૦ માં રેંટિયાની હિલચાલ શરૂ થઈ ત્યારથી એનો ઇતિહાસ આપવો પડે, પણ એમાં આપણે નહિ ઊતરીએ. માત્ર નીચેના મુખ્ય મુખ્ય મુદ્દાઓ જોઈ લઈશું.

૧. તંત્ર

૨. કાર્ય

૩. વ્યક્તિગત દાખલાઓમાં અને દુષ્કાળનાં ક્ષેત્રોમાં રેંટિયાએ શું કર્યું છે?

**૧. તંત્ર**—શરૂઆતના છૂટાછવાયા પ્રયાસોને બદલે આજે આપણી પાસે એક વ્યવસ્થિત તંત્ર છે. દરેક પ્રાંતમાં એની શાખાઓ છે. પંદરેક લાખની એની પાસે મૂડી છે. તે માલ ભેગો કરે છે અને નાણાં ધીરે છે. જુદાજુદા પ્રાંતોના ખાદીની પેદાશ અને વેચાણના આંકડા, તેમ જ બીજી બધી અગત્યની હકીકતો ભેગી કરીને મહિને મહિને પ્રસિદ્ધ કરે છે. રેંટિયા, પીંજણ અને હાથચરખાની સુધારણાના પ્રયોગો કરે છે અને એ વસ્તુઓને લોકપ્રિય બનાવે છે. સ્વેચ્છાએ કાંતનારાઓ પાસેથી સૂતર લે છે, ચોકસાઈથી તેનો કસ કાઢે છે અને ખાદી પેદા કરનારાં જુદાંજુદાં મથકોને સૂતર અને કાપડ સુધારવાની બાબતમાં બને એટલી સૂચનાઓ આપે છે. કપાસ વીણવાથી માંડીને ઠેઠ વણાટ અને રંગાટની તથા ખાદીને

---

૧૦૭. 'નવજીવન', નવેમ્બર ૭, ૧૯૨૬.

બજાર માટે તૈયાર કરવા સુધીની બધી ક્રિયાઓનું શિક્ષણ આપે છે. અને ખાદી સેવકગણની વ્યવસ્થા કરી રહ્યું છે.

૨. કાર્ય—અખિલ ભારત ચર્ખાસંઘના કાર્યના આટલા વિભાગ કરી શકાય:

(क) પેદાશ અને વેચાણ; પેદા કરેલી ખાદીને ફેરી અને પ્રદર્શનો વડે વેચવી.

(ख) સૂતર અને ખાદીની જાતમાં સુધારો

(ग) પડતર અને વેચાણ કિંમતમાં ઘટાડો

(घ) પેદાશના આંકડાઓમાં ચરખાસંઘની દેખરેખ નીચે થતી પેદાશનો જ સમાવેશ થાય છે. આસામ, રજપૂતાના પંજાબ અને આંધ્રના ભાગોમાં પરંપરાથી ચાલતી આવેલી અને રેંટિયાની હિલચાલથી સ્વતંત્ર રીતે થતી પેદાશનો સમાવેશ એમાં નથી થતો.

૧૯૨૩–૨૪ની સાલનો ખાદીની પેદાશનો આંકડો રૂ. ૯,૪૯,૩૪૮ નો છે; ૧૯૨૪–૨૫ માં કુલ રૂ. ૧૯,૦૩,૦૩૪ ની ખાદી પેદા થઈ. એટલે કે આગલા વરસ કરતાં બમણીથીયે વધારે થઈ. વેચાણના આંકડા આપવાની પણ જરૂર છે, કારણ પેદા થતી લગભગ એકેએક વાર ખાદી વેચાઈ જતી હોવાથી વેચાણના આંકડામાં પેદાશના આંકડા મળી રહે છે. રૂ. ૧૯, ૦૩,૦૩૪ ની ખાદી એટલે ૩૮,૦૬,૦૬૮ વાર ખાદી. (વારની સરાસરી કિંમત ૮ આના ગણી છે.) એટલે કે લગભગ ૧૫,૨૨, ૪૨૭.૨ રતલ સૂતર. એક વણકર રોજની સરેરાશ ૫ વાર ખાદી વણે (શરૂઆતમાં થોડો વખત હાથે કાંતેલું સૂતર નબળું હોય તેથી) અને વરસમાં ૩૦૦ દિવસ કામ કરે એમ ગણીએ તો

૩૮,૦૬,૦૬૮ વાર ખાદીની પેદાશ એટલે આશરે ૨૫૩૭ વણકર કુટુંબોની મહેનત થાય. હવે એક કાંતનારની સરેરાશ વાર્ષિક પેદાશ ૨૫ શેર સૂતરની ગણીએ (ત્રણ કલાક કાંતે અને એક કલાક લોઢવામાં અને પીંજવામાં આપે) તો ૧૫,૫૨,૪૨૭.૨ શેર સૂતર એટલે લગભગ ૬૦,૮૯૭ કાંતનારની મહેનત થઈ. જે કરોડોને આપણે કામ શોધી આપવાનું છે તેના પ્રમાણમાં આ સંખ્યા તો કાંઈ જ નથી, પણ એટલું યાદ રાખવું જોઈએ કે આ તો માત્ર પાંચ વરસના પ્રયત્નનું અથવા બે જ વરસના એકાગ્ર પ્રયત્નનું ફળ છે.

પણ આ તો ૧૯૨૪–૨૫ ના આંકડા થયા. ચાલુ વરસે આગલા વરસ કરતાં ઘણો વધારો થયો છે, એ નીચે આપેલા ત્રણ મુખ્ય મથકોના કામના તે તે વરસના આંકડા પરથી જણાશે.

### તામિલ પ્રાંત—મદ્રાસ

(ઑકટોબરથી ફેબ્રુઆરી)

| | ૧૯૨૩–૨૪ | ૧૯૨૪–૨૫ | ૧૯૨૫–૨૬ |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| પેદાશ | ૧,૮૪,૦૦૦ | ૧,૯૬,૦૦૦ | ૪,૧૦,૦૦૦ |
| વેચાણ | ૧,૪૧,૦૦૦ | ૨,૧૫,૦૦૦ | ૩,૪૦,૦૦૦ |

### ખાદી પ્રતિષ્ઠાન

| | ૬ માસ જુલાઈ–ડિસેં. '૨૪ | ૪ માસ જાન્યુ–એપ્રિલ '૨૫ | ૬ માસ જુલાઈ–ડિસેં. '૨૫ | ૪ માસ જાન્યુ–એપ્રિલ '૨૬ |
|---|---|---|---|---|
| પેદાશ | ૩૦,૦૦૦ | ૩૦,૦૦૦ | ૧,૮૦,૦૦૦ | ૯૦,૦૦૦ |
| વેચાણ | ૧૦,૦૦૦ | ૪૦,૦૦૦ | ૩૦,૦૦૦ | ૯૦,૦૦૦ |

કોમીલા-અભય આશ્રમ

| | ૧૯૨૪ | ૧૯૨૫ |
|---|---|---|
| પેદાશ | ૨૧,૦૧૩ | ૮૦,૦૦૦ |
| વેચાણ | ૨૧,૮૨૨ | ૭૪,૬૨૦ |

પંજાબ

| | ૧૯૨૫-૨૫ | ૧૯૨૫-૨૬ |
|---|---|---|
| પેદાશ | ૨૩,૬૩૪ | ૫૧,૪૩૭ |
| વેચાણ | ૨૯,૫૫૧ | ૪૫,૦૬૦ |

છેલ્લા બે ત્રણ મહિનાથી દર પખવાડિયે 'નવજીવન'માં ખાદીના જે આંકડા પ્રસિદ્ધ થાય છે તેના પરથી રેંટિયાએ શું કામ કર્યું છે તે દીવા જેવું જણાઈ આવે છે. ફક્ત મહત્ત્વનાં મથકો જ લઈએ તો, ખાદીપ્રતિષ્ઠાન (બંગાળ) ૧૦,૦૦૦ કાંતનારને અને ૭૫૦ વણકરોને નિયમિત કામ આપે છે અને કુડીબંધ ગામડાંઓની સેવા કરે છે. તીરૂચેંગડી (તામિલ પ્રાંત)નો આશ્રમ ૨,૨૪૧ કાંતનારને તથા આશરે ૧૫૦ વણકરને કામ આપે છે અને ૧૧૫ ગામડાંની સેવા કરે છે. કાઠિયાવાડનાં ખાદીકાર્યાલયો ૨,૩૧૩ કાંતનાર તથા ૧૨૦ વણકરોને રોકે છે અને ૧૨૧ ગામડાંને પહોંચી વળે છે. કોમીલાનો અભય આશ્રમ ૧૦,૦૦૦ કાંતનાર, ૧૫૦ વણકર અને આશરે ૨૦ ગામડાંના સમૂહોની સેવા કરે છે, બિહાર અને આંધ્રના આંકડા હજુ મળ્યા નથી. પણ ચર્ખા સંઘની બિહારની શાખાએ તથા મલખાચક ગાંધીકુટીરે કાંતનારાઓમાં આશરે રૂ. ૬૦,૦૦૦ વહેંચ્યા એ ઉપરથી કાંતનારાઓની સંખ્યાની કલ્પના થઈ શકશે. અને આંધ્રમાં ગંતુર જિલ્લાના એકલા અનગોળ તાલુકામાં જ ૧૯૨૫ માં

૯,૯૦૦ કાંતનારા હતા, જેઓએ પોતાના નવરાશના વખતમાં કામ કરીને રોજના સરેરાશ બે આના મજૂરી મેળવી હતી.

(ख) સૂતર અને કાપડની જાતમાં સુધારો અને (ग) પડતર તથા વેચાણ કિંમતમાં ઘટાડો—એ બેનો વિચાર ભેગો કરીશું.

પાંચ વરસ પહેલાં ઊંચા આંકનું સૂતર ભાગ્યે જ મળી આવતું ત્યારે હવે એકલું આંધ્ર જ નહિ પણ બિહાર અને બંગાળ બંને એવું સૂતર પેદા કરે છે. સાધારણ સૂતરની જાતનું દિવસે દિવસે એક ધોરણ નક્કી થતું જાય છે—ગુજરાત સિવાય બીજે બધે સાધારણ રીતે ૧૫ થી ૨૦ આંકનું જ સૂતર કંતાય છે. સૂતરને સર્વાંશે સંપૂર્ણ હજુ બનાવી શકાયું નથી, છતાં ખામીવાળા સૂતરમાં સુધારો થતાં વાર લાગવાની નથી. સાબરમતીના સત્યાગ્રહાશ્રમમાં દસ અઠવાડિયાંના એકાગ્ર પ્રયત્નને પરિણામે ઝપાટાભેર થયેલો સુધારો એ એનો પુરાવો છે. પહેલે અઠવાડિયે ફક્ત ૩૬ કાંતનારાઓએ ચાલી શકે એવું ૫૦ ટકા ઉપરના કસનું સૂતર કાંત્યું—૭૦ ટકા ઉપરનું કાંતનારાં તો એમાંનાં ત્રણ જ હતાં. ચોથે અઠવાડિયે ૬૪ જણાંનો કસ ૫૦ ટકા ઉપરાંત આવ્યો; એમાંનાં ૨૩ નો ૬૦ ટકા ઉપરાંત, ૨ નો ૭૦ ટકા ઉપરાંત, અને ૧ નો ૮૦ ટકા ઉપરાંત હતો. નવમે અઠવાડિયે ૧૦૪ જણે (૧૧૧ કાંતનારમાંથી) ૫૦ ટકા ઉપરાંત કસ મેળવ્યો; એમાંનાં ૩૦ નો ૬૦ ટકા ઉપરાંત, ૨૯ નો ૭૦ ટકા ઉપરાંત, ૧૭ નો ૮૦ ટકા ઉપરાંત, ૪ નો ૯૦ ટકા ઉપરાંત અને ૨ નો ૧૦૦ ટકા ઉપરાંત હતો. ધ્યાનમાં રાખવા જેવું તો એ છે કે એવા ૨૦ આંકના સૂતરનો કસ કેલિકો મિલ (અમદાવાદ) નો ૯૦ ટકા હતો, શાહપુર મિલ (અમદાવાદ)

નો ૮૫ ટકા હતો, અને કમર્સ્યલ મિલનો ૬૯ ટકા હતો. અને આ કાંઈ એક જ દાખલો નથી. બધાં ખાદીકાર્યાલયો હવે પોતે જે સુતર કંતાવે છે તેનો કસ તપાસવા લાગ્યાં છે અને અમુક કસથી ઊતરતું સુતર ન લેવાનો ઠરાવ થયો છે એમ કહી શકાય.

હવે ભાવો લઈએ. ખાદી એવી ચીજ છે કે એમાં ઘણું કામ એક માણસ કરતો થાય તેમ ભાવ ઘટાડી શકાય, જેમ મિલોમાં કામની વહેંચણી જ સફળતાનું કેન્દ્ર છે. ગુજરાતમાં લોઢવાનું અને કાંતવાનું જુદાં જુદાં માણસો કરે છે ત્યાં શેર સુતરની કિંમત ૯ આ. ૭ાા પાઈ પડી, તો તિરૂપુર જ્યાં કાંતનાર પોતાનું રૂ પીંજી પૂણી બનાવી લે છે ત્યાં એવા જ સુતરની ૬ આ. ૧૦ાા પાઈ કિંમત પડે છે, અને બંગાળાના કેટલાક ભાગોમાં અને બિહારમાં લોઢવાનું, પીંજવાનું, પૂણી બનાવવાનું કાંતનાર જ કરી લે ત્યાં એ જ સુતરની કિંમત પાા આના થાય છે.

આ દિશામાં પ્રયાણ કરવાને પરિણામે લગભગ દરેક પ્રાંતમાં ભાવ ઘટતા જ થતા આવ્યા છે. આંધ્ર, તામિલનાડ, અને પંજાબની ખાદીના ભાવમાં ૭ વર્ષના કરતાં આજે ૫૦ ટકા ઘટાડો છે અને ૧૯૨૨ ના કરતાં ૨૫ ટકા ઘટાડો છે. બંગાળમાં પણ ખૂબ ઘટાડા થયા છે. અભય આશ્રમ કોમીલાએ ૮×૪૪ નાં ધોતિયાંની કિંમત '૨૧ માં રૂ. ૭–૮–૦ પડતી,'૨૨ માં રૂ, ૬–૦–૦ પડતી અને '૨૫ માં ૫ રૂપિયા પડતી તેને ઘટાડીને જાનેવારી '૨૬ માં રૂ. ૩–૧૨–૦ કરી હતી—એટલે સુધી કે બંગલક્ષ્મી કૉટન મિલ્સના કરતાં ઓછે ભાવે ધોતિયાં વેચવાની તે આશા રાખે છે. આ ભાવ

ના ઘટાડામાં રૂના ભાવ છેલ્લાં બે ત્રણ વર્ષમાં ઘટતા ગયા છે તે પણ કારણ છે, છતાં આજે પાંચ વર્ષ ઉપર જે કપડું જે ભાવે મળતું હતું તેના કરતાં બમણું સારું કપડું લગભગ અર્ધે ભાવે મળે છે એ તો ચોક્કસ વાત છે.

જ્યારે કાંતનાર પોતાનું પીંજવા વગેરેનું કામ બધું જાતે કરી લેવા ઉપરાંત પોતાનું રૂ ઉગાડતો થઈ જાય છે અથવા પોતાનું રૂ સંઘરતો થઈ જાય છે ત્યારે ખાદી વળી વધારે સસ્તી થાય છે. કાઠિયાવાડમાં ગયે વર્ષે સેંકડો ખેડૂતોએ પોતાનું રૂ સંઘર્યું હતું. આજે તો ઘણેખરે ઠેકાણે રૂનો દલાલ આવી બેઠા પાક ખરીદી લે છે. એટલે સારું રૂ સંઘરવાનું ખેડૂતને બની શકતું નથી, બલ્કે સારામાં સારું રૂ એમ ચાલ્યું જાય છે અને ખરાબ રૂ જ થોડુંઘણું કાંતનાર પાસે પડ્યું રહે છે. તેમાંથી સૂતર શી રીતે ઉત્તમ થાય? જ્યારે ખેડૂત પોતાનું હિત સમજતો થશે ત્યારે તે પોતાનું રૂ સંઘરવા માંડશે, અને ઘેર બેઠો ઉત્તમ પૂણી અને સૂતર ઉત્પન્ન કરશે.

૩. રેંટિયાએ અમુક વ્યક્તિઓનું અને દુકાળવાળા પ્રદેશોમાં કરેલું હિત.

૧. રેંટિયાએ કેટલાંયે જીવનમાં તો જીવનપલટો અને હૃદયપલટો કર્યો છે, પણ અહીં આર્થિક દૃષ્ટિથી જ વિચાર થતો હોવાને લીધે એવા પલટાની વાત જવા દઈએ; પણ રેંટિયાને પરિણામે દારૂની બદી જવા લાગી છે અને ખેડૂત કરજમાંથી મુક્ત થવા લાગ્યા છે એ તો રેંટિયાનાં આર્થિક પરિણામોમાં જ ગણાવવાં જોઈએના? ગુજરાતના રાનીપરજ પ્રદેશોમાં આ વસ્તુ મોટા પ્રમાણમાં દેખાય છે. 'નવજીવન'માં

આની હકીકત ઘણી વાર આવી ગઈ છે. થોડા વખત ઉપર ત્યાંના એક મથકના કામનો હેવાલ આપતાં જણાવવામાં આવ્યું હતું કે ૯ થી ૩૪ એકર જેટલી જમીન ખેડતાં ૨૬ કુટુંબોએ પોતાના ખેતીના કામમાંથી ૨૦ થી ૬૦ રતલ સૂતર કાંતવા જેટલો સમય બચાવ્યો હતો, અને સૌએ પોતાના જીવનમાં ભારે સુધારો કર્યો છે.

૨. દુષ્કાળના પ્રદેશોમાં રેંટિયાને કેવા સંજોગોમાં ઉપયોગમાં લેવામાં આવ્યો એ બાબતમાં તો લંબાણ થાય. દુકાળ તો રેંટિયા હતા ત્યારે પણ પડતા એમ કદાચ કોઈ કહેશે. હા, પડતા, પણ ૧૮૫૪ થી જેટલા ઉપરાઉપરી દુકાળ પડયા છે તેટલા ભાગ્યે જ અગાઉ કોઈ વાર પડયા હશે. અને ૧૭૭૦ માં જે ભયંકર દુકાળ પડયો હતો તે કેવળ દુકાળ નહિ પણ ઈશ્વરી પ્રકોપ હતો. પણ ત્યારપછી ઘણાં વર્ષો સુધી દુકાળ નથી પડયો. ૧૮૬૪ પછી કમિશન ઉપર કમિશન નિમાયાં છે. તેમણે સૌએ દુકાળિયાઓને સરકારી મદદ આપવાની અનેક મુશ્કેલીઓ બતાવી છે. જેને સરકારી મદદ લેવાની ટેવ નથી તે તેવી મદદ લેવાને નારાજ હોય છે; જેને ટેવ હોય છે તે શક્તિ છતાં એવી મદદ માગવા આતુર હોય છે; વળી ઘરબાર છોડીને સરકારી કામ ઉપર બહાર જવું પડે છે તેમાં કુટુંબની જે દુર્દશા થાય છે, અને રખડતાં રઝળતાં જે અધોગતિ થાય છે તેની તો વાત જ શી કરવી? સર એડવર્ડ કેર્ડ કરીને એક કુશળ અમલદારે કહ્યું છે: 'આવા પ્રસંગે વ્યવસ્થા જાળવવા માટે ચાલુ ગ્રામ્યસંગઠન જાળવી રાખવા સિવાય બીજો ઉપાય નથી.' અને એ જાળવવાનો રેંટિયા સિવાય બીજો ઉપાય કયો છે? દુકાળિયાઓને મદદ કરવી એટલે તેને દાન દેવું એ

નહિ, તેમનું કૌટુંબિક જીવન છિન્નભિન્ન કરવું એમ નહિ, પણ તેમને ઘેર રાખવાનું સાધન ઉત્પન્ન કરી આપવું એ છે. એવું તુરત બે પૈસા ઉત્પન્ન કરી શકે તેવું સાધન રેંટિયા સિવાય બીજું કયું હોય? એ ભૂખે મરતાં પણ કરી શકે, ઘરડાં અને નબળાં પણ કરી શકે, બચ્ચાં પણ કરી શકે, દિવસેયે થાય અને રાત્રે દીવાએ બેસીનેયે થાય. કાઠિયાવાડમાં ગયે વર્ષે કેટલીયે બહેનોએ શેરના બે ત્રણ આના આમાંથી પેદા કર્યા છે.

ડૉ. રાયે ભાત ખંડાવવાના અને બીજા ઘણા અખતરા પશ્ચિમ બંગાળના દુષ્કાળપીડિત ભાગોમાં ૧૯૨૩–૨૪ માં કરી જોયા પણ તે નિષ્ફળ નીવડયા. આખરે તેમને રેંટિયો સૂઝયો, અને સફળ નીવડયો. તલોરા, ચંપાપુર, દુર્ગાપુર અને તિલકપુરમાં કાંતણ અને પીંજણની મજૂરી તરીકે ૩૮,૦૦૦ રૂપિયા વહેંચવામાં આવ્યા હતા. પણ એમાં તો કશું આશ્ચર્ય નથી. આશ્ચર્ય તો એ છે કે એ પ્રયોગને લીધે રેંટિયાએ એ પ્રદેશોમાં ઘર કર્યું છે, સૌ રેંટિયો ચલાવી પોતાની ટૂંકી કમાણીમાં વધારો કરે છે, અને ભવિષ્યમાં દુકાળની સામે ટક્કર ઝીલવાને લાયક થાય છે.

આમ રેંટિયો ૭ વર્ષની પ્રવૃત્તિને પરિણામે ઠીકઠીક કામ કરી રહ્યો છે. તે કેટલું કરી શકે એનો વિચાર કરતાં 'મિલની સામે તે કેમ ટકશે' એ વારંવાર ઉઠાવવામાં આવતા સવાલનો વિચાર કરવો જોઈએ.

## ૩

## મિલના કાપડની હરિફાઈ[૧૦૮]

ખાદીના ભાવીની મોટી મોટી વાતો કરીએ છીએ, પણ મિલના કાપડ સામે એ ન ટકી શકે એ વાત ભૂલવામાં આવે છે, એમ કોઈ કહેશે. એટલે એ હરીફાઈનો પ્રશ્ન વિચારીએ. એનો બે રીતે વિચાર થાય. એવી હરીફાઈ હોઈ શકે અથવા હોવી જોઈએ ખરી? અને જો હોય તો તે કેટલે અંશે છે?

પહેલી વાતનો વિચાર કરીએ. હરીફાઈ સરખેસરખા વચ્ચે હોય, બે મિલો વચ્ચે હોય, પરદેશી અને દેશી મિલો વચ્ચે, વરાળથી ચાલતી અને વીજળીથી ચાલતી મિલ વચ્ચે હોય, પણ જે દેશના દરેક ઘરનો ઉદ્યોગ છે તેની વચ્ચે અને આંગળીના વેઢા જેટલાં માણસો વડે અને પરદેશી સંચાઓથી ચાલતા ઉદ્યોગ વચ્ચે શી રીતે હરીફાઈ હોઈ શકે? આપણે જોઈ ગયા કે ૫૦ કરોડની થાપણ રોકીને દેશી મિલવાળા ૩ લાખ ૭૦ હજાર મજૂરોને કામ આપે છે, અથવા કહો કે ૧૫ લાખ માણસોને રોટી આપે છે. હવે એમ માનો કે એ ઉદ્યોગ વધીને દેશનું બધું કાપડ ઉત્પન્ન કરવા જેટલો મોટો થાય તોપણ તે કેટલાં માણસને રોકી શકશે? આજે આપણે ૪૬૬.૧ કરોડ વાર કપડું વાપરીએ છીએ, જેમાં ૧૭૮.૯ કરોડ દેશી મિલોનું+૧૭૬.૯ કરોડ વિલાયતી મિલોનું+૧૧૦.૩ કરોડ હાથસાળના કાપડનો સમાવેશ થઈ જાય છે.[૧૦૯] આ ૪૬૬.૧ કરોડ વાર કાપડને માટે ૧૧૬.૫ કરોડ રતલ સૂતર જોઈએ.

હવે ૧૯૨૨–૨૩ માં ૭૦.૫ કરોડ રતલ સૂતર ઉત્પન્ન

---

૧૦૮. 'નવજીવન', નવેમ્બર ૧૪, ૧૯૨૬.

૧૦૯. મિલ ઉત્પાદન અને આયાતના આંકડા ૧૯૨૪–૨૫ ના છે અને હાથસાળ ઉત્પાદનના આંકડા ૧૯૨૨–૨૩ ના છે.

કરવાને માટે અને તેને વણવાને દેશી મિલોને ૩ લાખ ૭૦ હજાર મજૂરોની જરૂર પડી હતી. તો ૧૧૬.૫ કરોડ રતલ કાપડને માટે એ હિસાબે બહુ તો ૭ લાખ મજૂરોની જરૂર પડે, એટલે બહુ બહુ તો ૨૫ લાખ માણસોની એ મિલો ભૂખ ભાંગી શકે. અને આટલા માણસોની ભૂખ ભાંગી શકે તે પણ કેવડા ભોગે? એ લોકો ખેતી કરતા અટકે છે, એટલે ખેતીને એટલા મજૂરી કરનારાનો તોટો પડે છે, તેમને પોતાની ખેતી અને ઘરબાર છોડીને નીકળવું પડે છે, શહેરી જીવનના સડામાં પડવું પડે છે, અને તેમને ઘરધંધા જેવી વસ્તુ રહેતી નથી. આમ મિલનો ઉદ્યોગ અને રેંટિયાનો ગૃહઉદ્યોગ એ બંને સમાન નથી, પણ અસમાન છે.

હવે ઉપર જણાવ્યા પ્રમાણે ૪૬૬.૧ કરોડ વાર કાપડ ઉત્પન્ન કરવા માટે કેટલા માણસો આપણો ગૃહઉદ્યોગ રોકી શકે એનો હિસાબ કરીએ. ૧૧૬.૫ કરોડ રતલ સૂતર માટે દર વર્ષે ૨૫ રતલ સૂતર ઉત્પન્ન કરનાર ૪ કરોડ ૬૬ લાખ રેંટિયા બે ત્રણ કલાક ચાલે અને કાંતનારાને બીજું જે કામ કરવું હોય તે કરે. પણ એ ઉદ્યોગ આટલા માણસોને વધારાનો ગૃહઉદ્યોગ આપે છે એટલું જ નહિ પણ સાથે સાથે હજારો પીંજનારા, પવાયત કરનારા, રંગારા, સુતાર લુહાર અને શિક્ષિત વ્યવસ્થાપકોને કામ આપશે, અને ૩૧ લાખ વણકર કુટુંબોને એટલે લગભગ દોઢ કરોડ જેટલાં માણસોને, ધંધો રોજગાર આપશે. આ બધાનો આંકડો આપણે આઠ કરોડ જેટલો લઈએ તો તે ખેડૂતોની વસ્તીના અર્ધા જેટલો થવા જાય છે. (તે આ પ્રમાણે: આપણે ત્યાં કુલ ૨૨.૪ કરોડ ખેડૂત વસ્તી છે. એ વસ્તીમાં ૧૦ વર્ષથી ઓછી ઉમરનાં બાળકો ૬ કરોડ જેટલાં છે, એટલે ૧૦ વર્ષની ઉપરનાં બાળકો અને મોટાંઓ ૧૬ કરોડ થયાં.)

મિલોને માટે ઓછામાં ઓછી ૪૦-૫૦ કરોડની મૂડી રોકી રાખવી જોઈએ, ત્યારે રેંટિયાને માટે ભારે મૂડી રોકવાની જરૂર નથી. જ્યાં રૂ નથી ઊગતું ત્યાં રૂ સંઘરવાને માટે થોડી મૂડી જોઈએ, અને પેટપૂરતી રોજી લેનારા વ્યવસ્થાપકોને માટે થોડા પૈસા જોઈએ. રેંટિયા અને સાળ માટે તો ભાગ્યે જ કશું જોઈએ. લાખો રેંટિયા દેશમાં પડયા છે. વધારે જોઈએ તે ૨।।-૩ રૂપિયાના ગમે તેટલા કરાવી લેવાય. સાળમાં તો વધારે રોકવાની ભાગ્યે જ જરૂર પડે. દેશી હાથસાળની સંખ્યાની ગણતરી બરોબર મળતી નથી. પણ ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે વાયવ્ય પ્રાંત, મુંબઈ પ્રાંત, મધ્ય પ્રાંત અને મ્હૈસૂરની સાળો ન ગણતાં પણ લગભગ ૨૦ લાખ સાળો તો આજે મોજૂદ છે. એટલે ખરી સંખ્યા ૩૦ લાખ સાળની ગણીએ તોપણ એટલી સાળોએ બધું કપડું વણાઈ રહે.

આ ઉદ્યોગ પગભર થયો છે એ તો આપણે પહેલાં જોઈ ગયા. લોકો એ ઉદ્યોગને જવાબ આપી રહ્યા છે તે પણ જોયું, અને લોકોની જરૂરિયાત પ્રમાણે કાપડની જાતમાં અને સસ્તાંપણામાં પણ પ્રગતિ ચાલી રહી છે. એ ઉદ્યોગને જીવનદાયી ન કહીએ તો કોને કહીશું? જે ઉદ્યોગ પ્રજાજીવન ઉપર ઘડાયલો છે તે જ ઉદ્યોગ જીવનદાયી ગૃહઉદ્યોગ કહેવાય, અને એવા ઉદ્યોગ ઉપર નભતી પ્રજા જ ટકી શકે છે. એ ઉદ્યોગમાંથી જે ધન પેદા થાય છે તે ધન સાચું અને સરખી રીતે વહેંચાયલું ધન હશે. રસ્કિન કહે છે તેમ તે ધન "કોઈ લૂંટારાએ હજારોને ચૂસીને એકહથુ ભેગું કરેલું ધન ન હશે; માલથી ભરેલાં વહાણના કાફલાને થોડાં માણેકમોતી બતાવી કોઈ અજાણ્યે કિનારે દોરી જઈ, તે વહાણને ભાંગી પૈસાદાર બનેલા ચાંચિયાનું ધન ન હશે."

આ ઉદ્યોગને સરકાર ન નભાવે તો કયા ઉદ્યોગને નભાવશે? સરકાર ટપાલખાતું નથી નભાવતી? કોઈની મજાલ છે કે ટિકિટ, પોસ્ટકાર્ડ, કવરો પોતે છપાવીને વેચી શકે? ઘણા દેશોમાં શાકભાજી વગેરે વેચવાના એકહથુ હક મ્યુનિસિપાલિટીને હોય છે. આ સરકાર પ્રજાનું હિત ઇચ્છે તો આ જીવનદાયી ઉદ્યોગને પોતાનો કરી લે. અને ગયા સૈકાની શરૂઆતમાં એ ઉદ્યોગનો નાશ કરીને તેના પૂર્વજોએ કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરે.

પણ ધારો કે સરકાર એ ઉદ્યોગને માટે કશું જ ન કરે અને એ ઉદ્યોગને કહેવાતી અનિયંત્રિત વ્યાપારનીતિ આગળ પરદેશી અને દેશી મિલોની હરીફાઈ સામે ઝૂઝવું પડે, તો ખાદીને કેટલી હરીફાઈ ખમવી પડે છે એ તપાસીએ. એક રતલ કાપડ ઉત્પન્ન કરતાં મિલોને કેટલો ખર્ચ થાય છે તે સરખાવી જોવાથી આ સમજાશે.

| મિલનું એક રતલ કપડું બનાવવાનું ખર્ચ | પાઈ | એક રતલ ખાદી બનાવવાનું ખર્ચ | |
|---|---|---|---|
| કોલસા | ૧૦.૦૯ | પીંજામણ | ૦–૧–૦ |
| સ્ટોર | ૧૪.૪૬ | કંતામણ | ૦–૩–૦ |
| મજૂરી | ૩૯.૬૯ | વણામણ | ০–৩–৬ |
| ઑફિસ અને દેખરેખ ખર્ચ | ૩.૪૧ | વસ્તુઓના ઉપર ઘટ | ૦–૦–૬ |
| આગનો વીમો | ૧.૬૭ | | |
| મ્યુનિસિપલ અને બીજાકરો | ૧.૫૭ | | |
| વ્યાજ | ૫.૬૬ | | |
| કપડાં ઉપર કમિશન | ૪.૬૦ | | |
| એજંટનું કમિશન | ૦.૮૩ | | |
| ઇન્કમટેક્સ અને સુપરટેક્સ | ૧.૯૪ | | |
| | ૮૩.૯૨=૭ આના | | ૦–૧૨–૦ |

તફાવતઃ ૫ આના એટલે વારે ૨ આના

આ ઉપરથી જણાશે કે મિલને કરવો પડતો ખાસ ખર્ચ આપણને ચાર આના જેટલો બચે છે છતાં વણાટ અને કંતામણ વગેરેની મજૂરી ઉપર ૬ આના આપણને વધારે આપવા પડે છે. એટલે જે માણસ કેવળ ખાદી જ પહેરે છે, અને કાંતતો નથી તે માણસને દર વારે લગભગ બે આના જેટલી વધારે કિંમત આપવી પડે છે. પણ ખાદી પહેરનાર પીંજતો અને કાંતતો થઈ જાય છે કે તરત જ પેલા ૬ આનામાંથી ૪ આના બચે છે, અને પછી ખાદી અને મિલના કપડાંની કિંમતમાં વારે જૂજ જેટલો જ તફાવત રહે છે. પણ જ્યારે ખાદી પહેરનાર પીંજતો કાંતતો હોય છે એટલું જ નહિ પણ પોતાનું રૂ પોતે જ રાખી લે છે ત્યારે વળી ખાદી સસ્તી થાય છે. ઘણે ઠેકાણે આ પ્રમાણે આ વર્ષ રૂ સંઘરવામાં આવ્યું હતું. આવા લોકો પોતે જ પીંજે અને કાંતે તો તેમને ખાદી મિલના કરતાં સસ્તી પડશે. કારણ રૂ મિલમાં પહોંચાડતાં દલાલી, રૂની ઉપર નૂર, રૂની ગાંસડીબંધામણ અને છોડામણ વગેરે જે ખર્ચ મિલને થાય છે તે આમાં બચી જાય છે. એથી પણ વધારે લાભ રૂના ખેડૂતને થવાનો સંભવ છે, કારણ રૂની ખેતી કરનારને પોતાના કુટુંબ જેટલું રૂ તો ખેતરમાં અટવાઈ જાય છે, તેનો સંઘરો થવાથી તેટલી બચત થશે, અને રૂનું મોંઘું દામ ન આપવું પડે. આવા માણસને કેવળ વણકરીને દામે જ કપડું પડશે. ઘણા વ્યક્તિગત દાખલાઓમાં તો આ બન્યું છે.

પણ આ તો ભાવનો વિચાર કર્યો. કેટલીક વસ્તુઓ એવી છે કે જે ધ્યાનમાં લઈએ તો મિલના કપડાંની સામે ખાદી જરૂર ટક્કર ઝીલી શકે છે.

૧. મિલનું કાપડ બનાવવાનું ખર્ચ હંમેશાં ઓછુંવત્તું થયા જ કરવાનું, કારણ તેમાં તો મિલવાળાના ખીસાનો ખ્યાલ રહેવાનો છે, લોકહિતનો વિચાર નથી, આજે તો કેટલાંક વર્ષ થયાં આ ખર્ચ વધતું જ જાય છે. ૧૯૧૪ માં જે ખર્ચ હતો તેના કરતાં આજે બમણું ખર્ચ છે. ભવિષ્યમાં એ વધ્યા જ કરવાનું. એનું બીજું કશું કારણ નહિ તો છેલ્લા ત્રણ વર્ષમાં ગયેલી ખોટો તો મિલવાળાઓને પૂરવી જ પડશે એ તો છે જ. જ્યારે હાથવણાટમાં વણકરીનો દર એક-સરખો કાયમ રહેવાનો સંભવ છે એટલું જ નહિ પણ જેમ જેમ ખાદીની પ્રગતિ થશે તેમતેમ ઓછો થવાનો સંભવ છે. તાડપત્રી (મદ્રાસ પ્રાંત) માં એકવાર વણકરીના ભાવ જે હતા તેના કરતાં આજે કેટલા ઘટ્યા છે તે જુઓ.

| | ત્રણ વર્ષ ઉપરના ભાવ | આજના ભાવ |
|---|---|---|
| ૧૬ આંક વારે | ૦—૫—૦ | ૦—૩—૦ |
| ૧૨ „ „ | ૦—૩—૦ | ૦—૨—૩ |
| ૧૦ „ „ | ૦—૨—૦ | ૦—૧—૩ |

૨. જેમજેમ ખેડૂત પોતાનું રૂ સંઘરતો થશે તેમતેમ તેનું કાંતણ પણ સુધરતું જશે, કારણ આજે તો મિલદલાલો સારામાં સારું રૂ ઉઠાવી જાય છે અને માત્ર ટાળણટોળણ રૂ ખાદીને માટે રહે છે.

૩. કાંતનારે જેમજેમ ઝીણું કાંતતો જશે તેમતેમ રૂનું ખર્ચ ઓછું થતું જશે.

૪. દેવકપાસમાંથી હાથે કાંતનારને ૪૦ થી ૫૦ આંક સુધીનું સૂતર કાઢવું કઠણ નથી પડતું, જ્યારે મિલોને એ કપાસમાંથી એટલા આંક કાઢવા અશક્ય છે. એટલા આંક માટે તો એને પરદેશી મોંઘું રૂ લીધે જ છૂટકો છે.

૫. વણકર તો તાણો કરતી વખતે અનેક ભાતો કરી શકે છે કારણ તેનો તાણો ૧૦ થી ૩૦ વારનો હોય છે, જ્યારે મિલનો તાણો ૫૦૦ વારનો હોવાને લીધે સેંકડો વાર કપડાં માટે જ મિલવાળા નવી ભાતના 'ઑર્ડર' લઈ શકે.

૬. કપડાની કોરમાં અને વાણામાં અનેક રંગરાગ હાથવણાટ કરનાર કરી શકે છે, જ્યારે મિલની સાળ ઉપર એ કરવું મુશ્કેલ છે.

પણ કહેવામાં આવે છે, 'હાથસાળ ઉપર ક્યાં સુધી આધાર રાખશો? હાથસાળવાળાઓને હાથનું સૂતર વણવું પરવડે એમ નથી. એ તો મિલ ઉપર જ આધાર રાખવાના.' આનો વિચાર કરીએ. આજે ઘણીખરી સાળો વિલાયતી સૂતર અને દેશી મિલનું સૂતર વાપરે છે એ વાત સાચી છે, કારણ હજી વણકરને આકર્ષી શકે એવું સુંદર સૂતર આપણે નથી ઉત્પન્ન કરી શકતા. પણ સૂતર તો સાંચાસાળ ઉપર જ વણાય એમ કેટલાક અર્થશાસ્ત્રી ધારે છે તે તો કેવળ ભ્રમ છે, અને આપણા ઇતિહાસને ભૂલી જવા જેવું છે. ૧૮૬૪ માં ઢાકાનું હાથકાંતણનું સૂતર અને લેંકેશાયરનું મિલનું સૂતર તપાસવામાં આવ્યું હતું અને ટકાઉપણા તથા ઝીણાપણા માટે ઢાકાનું જ કમિટીએ ચડિયાતું જાહેર કર્યું હતું. પણ હાથસૂતર પણ આજે તો પાંચ વર્ષ પહેલાં કરતાં બમણું સારું નીકળે છે.

પણ ખરી વાત તો એ છે કે વણકરને જ હાથસૂતરનો આશરો લેવાની વારી આવતી લાગે છે. આજે ૧૮ લાખ જેટલી સાળ માત્ર ૧૧૦ કરોડ વાર સૂતર વણે છે એટલે વારે બે આના મજૂરીના દરે વણકરદીઠ માંડ છ રૂપિયા મળી રહે છે. આમ સૂતર તેને પૂરતું મળતું જ નથી. વખત

જતાં આ સૂતર ઓછું ને ઓછું થતું જવાનું. સોલાપુરની આસપાસના કેટલાએ વણકરો આજે કામ વિનાના થઈ પડ્યા છે. અમદાવાદ ખંભાત વગેરે સ્થળોએ જ્યાં હજારો સાળ ચાલતી ત્યાં હવે થોડા સેંકડા સાળો ચાલે છે. કારણ મિલ તો હાથવણાટનો હરીફ છે. મિલ પરવડે ત્યાં સુધી, પોતાને ન ખપે એવું જ સૂતર, વણકરને વેચી શકે છે, અને દામ લેવામાં પણ કશી કમી નથી રાખતી. એક કાળ—મિલોની શરૂઆતનો—એવો હતો કે જ્યારે વણકરને પુષ્કળ સૂતર મળી શકતું. આજે એ દશા રહી નથી, આજે તો દહાડે દહાડે મિલો જ વધારે વણાટ કામ કરતી થતી જાય છે. સન ૧૯૨૫ ના સપ્ટેમ્બરની ૧૫ મી તારીખે સર ચાર્લ્સ ઇન્સને મુંબઈના મિલમાલેક મંડળના મંત્રીએ કાગળ લખેલો. તેમાંનો નીચેનો ફકરો નોંધવાલાયક છે: "લડાઈ દરમ્યાન અને પછી કાંતણ-સંચા વધારવામાં નથી આવ્યા પણ સાળ દર વર્ષે ૫૦૦૦ વધતી જાય છે. દર વર્ષે દરેક સાળનું સરાસરી ઉત્પન્ન પણ વધતું જાય છે. પરિણામ એ આવ્યું છે કે મિલઉદ્યોગ આ સૈકાની શરૂઆતમાં કેવળ કાંતણઉદ્યોગ હતો તે હવે મોટે ભાગે વણાટઉદ્યોગ બની ગયો છે." આ દશામાં મિલોની દયા ઉપર નભતી અને મિલોની હરીફાઈ સામે સાળો કેટલા દહાડા ટકી શકે તે વિચારવા જેવું છે. જેમ જેમ હાથસાળનો ધંધો પ્રગતિ પામશે તેમ તેમ આ હરીફાઈ વધારે કડવી અને ઘાતક થતી જવાની. એટલે આજે જે લોકો હાથકંતામણને ઉતારી પાડી કેવળ હાથસાળને ઉત્તેજન આપી રહ્યા છે તે ચેતે. તેઓ ઉપર કહેલી હકીકત જાણવા છતાં હાથવણાટને જ ઉત્તેજન આપવામાં અપ્રમાણિક છે એવો આરોપ તેમના

ઉપર કોઈ દિવસ આવે તો નવાઈ નથી. સાચી વાત એ છે કે હાથસાળ અને રેંટિયો બંને જોડિયાં ભાઈબહેન છે. બંને એક બીજા વિના નભી ન શકે. દરેક ઘરમાં એક રેંટિયો અને નાની વસ્તીના દરેક ગામમાં એક સાળ એ આવતા યુગના વિધાનનો મંત્ર છે.

હા, એ સ્થિતિ આવે તે પહેલાં ઘણી કેળવણીની, ઘણા પ્રચારની જરૂર છે. પોતાની બહેનના કાંતેલા સૂતરની ખાદી મોંઘી હોય જ નહિ—જેમ બજારની સોંઘી રોટી કરતાં ઘરનો મોંઘો રોટલો કદી મોંઘો હોય જ નહિ—એવી ભાવના વધારે વધારે ઉત્પન્ન કરવી જોઈશે. જ્યાંસુધી મિલના કાપડના ઢગલા થયે જ જાય છે, જ્યાંસુધી મિલો "હરિફાઈ કરી ગૃહઉદ્યોગને ગુંગળાવવાનો પ્રયત્ન કરે જશે, અને મજૂરોને તેમનાં ઘરબાર છોડાવી, તેમની નીતિ અને કસ લૂંટી તેથી નભતી રહેશે,"[૧૧૦] ત્યાંસુધી હિંદીઓએ પોતાની મોંઘી જાડી ખાદીને, પોતાની દેશભક્તિ, પોતાનો સ્વાર્થત્યાગ અને પોતાની ઊંચી રસવૃત્તિથી મદદ આપતા રહેવું જોઈશે.

# રેંટિયો કે હાથસાળ?[111]

હિંદુસ્તાનની ૭૧ ટકા ખેડૂતની વસ્તીને લગભગ ૭ મહિના કામ નથી રહેતું અને તેમને એક બીજો ઉદ્યોગ જોઈએ તથા તે ઉદ્યોગ કાંતવા સિવાય બીજો ન હોઈ શકે એ વાત હવે સ્વીકારાયલી લાગે છે. પણ કેટલાક કહે છે કે કાંતવા કરતાં વણવાનો ધંધો વધારે સારો કારણ તેમાંથી વધારે ફાયદા થાય છે.

વારુ, ત્યારે એ વાતને જરા વિગતવાર તપાસીએ. વણાટમાંથી રોજના આઠ આના મળે છે અને કાંતવામાંથી રોજનો એક આનો મળે છે એમ કહેવામાં આવે છે. એટલે બે જ કલાક વણીને માણસ રોજના બે આના મેળવી શકે; જ્યારે કાંતીને તેટલા જ સમયમાં તેને બે પૈસા મળશે. કહેવાય છે કે એક પૈસાથી તે કોણ લલચાય? જો વણવાનો ધંધો બતાવી શકાય એમ છે ત્યારે તેને બદલે કાંતવાનું કહેવું એ બરોબર છે? વળી તેમનું એમ પણ કહેવું છે કે હિંદુસ્તાનની જરૂરિયાત જેટલું મિલનું સૂતર મળી રહેવામાં કશી જ મુશ્કેલી નથી અને અત્યાર સુધી મિલોની સામે બરોબર ટક્કર લઈ

---

૧૧૦. સિડની વેબ.

૧૧૧. ગાંધીજી, 'નવજીવન,' નવેમ્બર ૧૪, ૧૯૨૬.

રહેલા હાથવણાટના ધંધાને ટકાવી રાખવા ખાતર પણ હાથવણાટની જ જોરથી અને આગ્રહપૂર્વક પ્રગતિ કરવી જોઈએ.

વણાટના કેટલાક પક્ષપાતીઓ એટલે સુધી જાય છે કે કાંતવાની પ્રવૃત્તિથી હાથવણાટના એક જ શક્ય ઉદ્યોગ ઉપરથી લોકોનાં મન ઊઠી જાય છે અને કાંતવાનો અશક્ય ઉદ્યોગ જે પોતાની જ નબળાઈને લીધે નષ્ટ થયો છે તેને ચલાવવા તરફ પ્રેરે છે એથી તે નુકસાનકારક છે.

આ દાવકી દેખાતી દલીલને તપાસીએ. પહેલી વાત તો એ કે હાથવણાટ વધારાના ઉદ્યોગ તરીકે વ્યવહારુ સૂચના જ નથી જણાતી. કારણ તે શીખવો શીખવવો સહેલો નથી, હિંદુસ્તાનમાં એ કદી સાર્વત્રિક હતો નહિ, એક સાળ ચલાવવા ઘણા માણસ જોઈએ, અને તે હરતાંફરતાં જે બે ઘડી મળી તેમાં થઈ શકે એવો નથી. એ તો સ્વતંત્ર ધંધા તરીકે હતો, અને સ્વતંત્ર તરીકે જ ચાલી શકે, અને ઘણા દાખલાઓમાં મોચીના કે સુતારલુહારના ધંધા જેવો એકલો જ ચાલી શકે એવો ધંધો છે.

વળી જે રીતે કાંતવાનો ઉદ્યોગ સાર્વત્રિક થઈ શકે છે તે રીતે હાથવણાટનો ઉદ્યોગ સાર્વત્રિક થઈ શકે એમ નથી. હિંદુસ્તાનને દર વર્ષે ૪,૬૬.૧ કરોડ વાર કપડું જોઈએ છે. વણકર જાડી ખાદી કલાકની પોણો વાર વણે. એટલે બહારનું બધું કાપડ આવતું બંધ થાય અને મિલોનું કાપડ વપરાતું બંધ થાય તોપણ બહુ બહુ તો રોજ બે કલાક કામ કરનાર ૯૦ લાખ વણકરોને આપણી જરૂરિયાત જોગું કાપડ ઉત્પન્ન કરવાને આપણે કામે લગાડી શકીએ. જો એમ કહેવામાં આવે કે એટલા વણકર નહિ પણ એટલાં કુટુંબોને કામ મળે તો

રોજના બે આના પણ તેટલાં માણસ વચ્ચે વહેંચાઈ જાય. એટલે માણસ દીઠ કમાણી પ્રમાણમાં ઘણી ઓછી થઈ જશે.

હવે કાંતવાની મગદૂર તપાસીએ. એક વાર એ હિંદુસ્તાનનો એક જ વધારાનો ઉદ્યોગ હતો એ આપણે જાણીએ છીએ. કરોડો જણ એ કળા હજુ જાણે છે અને લાખો લોકોને ઘેર હજી રેંટિયા પડયા છે, એટલે હાથકાંતણ તુરત ગમે તેટલું વધારી શકાય એમ છે. અને ૧૦ કાંતનારને એક વણકર પહોંચી વળે એમ છે એવો હિસાબ નીકળે છે એટલે ૯૦ લાખ વણકરોને બદલે આપણે ૯ કરોડ કાંતનારાઓને વધારાનો ધંધો આપી શકશું. અને તેઓ તેમની વાર્ષિક કમાણીના ૨૫ ટકા જેટલી કમાણી વધારી શકશે. (હું સરેરાશ કમાણીનો આંકડો જાણી જોઈને જ વધારે–૪૦ રૂપિયા સુધી–માની લઉં છું.) વણવાનું હરતાંફરતાં ન કરી શકાય, જ્યારે કાંતવાનું તો હરતાંફરતાં થઈ શકે એવું છે. વળી કાંતવાનું શીખવું એ રમત વાત છે. અને પહેલે જ દિવસથી કાંતનાર સૂતરના તાર કાઢવા મંડે છે.

આ ઉપરાંત ગમે તેટલું મિલનું સૂતર વણકરોને મળી રહેશે એમ માનવું એ ભૂલ છે. હાથવણાટ અને મિલવણાટ એ એક બીજાના પોષાક નથી પણ સ્વાભાવિક રીતે જ વિરોધી છે. મિલો સદા હાથસાળના કાપડની હરીફાઈ કરી રહી છે. જેમ દરેક સંચો હાથની કારીગરીની હરીફાઈ કરે છે તેમ. એટલે જો હાથવણાટ મોટા પાયા ઉપર ચાલતો વધારાનો ધંધો થઈ પડે તો તેણે મિલોની ઉપર જ આધાર રાખવો જોઈએ. પરિણામ એ આવશે કે વણકરની પાસે સૂતરના ગમે તેટલા પૈસા કઢાવી મિલવાળા તેમને ખાલી કરશે, અને પહેલી તકે તે ધંધાને ડુબાડશે.

આથી ઊલટું હાથવણાટ અને હાથકાંતણના ધંધા એક બીજાને પોષક છે, જે આજે ગમે તે ખાદીકાર્યાલયમાં જાઓ તો જોઈ શકાય એમ છે. આ લખી રહ્યો છું ત્યારે પણ મારી પાસે કેટલાયે કામ કરનારાઓના કાગળો પડેલા છે. તેમાં તેઓ જણાવે છે કે કેટલાયે વણકરોને સૂતર વિના તેમને પાછા મોકલવા પડે છે.

વળી વણકરોનો મોટો ભાગ શાહુકારોના પંજામાં છે અને જ્યાંસુધી તેઓ મિલના સૂતર ઉપર આધાર રાખશે ત્યાંસુધી તે વિના તેમનો છૂટકો નથી. જ્યારે ગ્રામ્ય અર્થશાસ્ત્ર જ એમ કહે છે કે વણકરે દલાલની પાસેથી સૂતર ન લેતાં પોતાના સહકારી ખેડૂતની પાસેથી જ મેળવવું જોઈએ.

બીજી એક વાત. આજે લગભગ ૨૦ લાખ સાળ છે. ૯૦ લાખ સાળ કરવા માટે દર સાળે ૧૫ રૂપિયાને હિસાબે કેટલી મૂડી જોઈએ! જ્યારે રેંટિયો તો બહુ બહુ તો ૩॥ રૂપિયે મળી શકે—ખાદી પ્રતિષ્ઠાનનો ૨॥ રૂપિયે મળે છે, અને ભીડને સમયે એક ઘર બેઠાં બનાવી લીધેલી તકલી પણ ખપ લાગી શકે એમ છે. એટલે સંતોષકારક ગ્રામ્ય જીવનનો પાયો જ રેંટિયા ઉપર રચી શકાય એમ છે. ગ્રામ્ય પુનરુદ્ધારનું કેન્દ્ર રેંટિયા સિવાય બીજું કશું ન થઈ શકે.

પણ કહેવામાં આવે છે કે બે કલાકના એક પૈસાથી ગરીબ ગામડિયો પણ લલચાય એમ નથી. પણ જેને એક પૈસાથી વધારે બીજા ધંધામાંથી મળી શકે છે તેને માટે રેંટિયો કલ્પ્યો જ નથી. જો ગરીબ ગામડિયો લલચાતો ન હોય તો રોજ કોસ કોસ ચાલીને રૂ લેવા અને સૂતર આપવા હજારો બહેનો શા સારુ જતી હશે? જો તેમને સાળ ઉપર

બેસવાનું કહેશો તો તેઓ ના પાડશે. તેને માટે તેમની પાસે નથી વખત, નથી શક્તિ. શહેરીઓને ગામડાંની રક્તશોષક ગરીબીની ખબર નથી. તેમની આગળ યંત્રયુગની વાતો ન કરીએ તો સારું. માંચેસ્ટરના સંચાએ તેમને છાંટો ઘી મળતું હતું તે લઈ લીધું છે. રેંટિયો આ છાંટો તેમને આપતો હતો. આજે રેંટિયાને બદલે કે રેંટિયાના કરતાં વધારે સારી વસ્તુ એકેય રહી નથી. એટલે આવાંઓને માટે રેંટિયો જ એક આશા છે.

ખેતી સુધારવાનાં જે સ્વપ્નો જોવાય છે તેની હું અહીં ચર્ચા નથી કરવા માગતો. કેટલાક સુધારા માટે અવકાશ છે એ હું જાણું છું પણ તે કરવા માટે સમય જોઈએ; જ્યારે રોજ વધતી જતી ગરીબી માટે તો તાત્કાલિક ઉપાય જોઈએ, જે રેંટિયો જ પૂરો પાડે છે. રેંટિયો આવા સુધારાની આડે નથી આવતો. રેંટિયો દાખલ કરો એટલે એવા સુધારા પણ કરી શકશો. કારણ જ્યાં રેંટિયો પેઠો છે ત્યાં ગામડિયાઓના જીવન પર એણે વિવિધ રીતે અસર કરી છે, અને રેંટિયો જ શહેરીઓ અને ગામડાં અને ગામડિયાઓની વચ્ચે જીવંત સંબંધ બાંધી શકે છે.

‘વારુ, ત્યારે રેંટિયામાં આટલા બધા ગુણો હોય તો લોકોએ એને ઉપાડી કેમ નથી લીધો?’ એમ ટીકાકારો પૂછે છે. સવાલ વાજબી છે. જવાબ પણ સીધો છે. રેંટિયાનો સંદેશ તદ્દન નિરાશ થઈ બેઠેલા, નિરાધાર થઈ બેઠેલા, અને કામ ન આપવામાં આવે તો કામ વિના ભૂખે મરવાનું પસંદ કરનાર લોકોને બારણે લઈ જવાનો છે. પહેલાં આ સ્થિતિ નહોતી, પણ લાંબા સમયની બેપરવાઈને લીધે આળસુપણું તેમના

હાડકાંમાં ભરાઈ બેઠું છે. એ આળસ તો ચારિત્રવાન અને ઉદ્યોગી માણસ તેમની આગળ જઈને રેંટિયો ચલાવે અને તેને રસ્તો બતાવે તો જ ઊડી શકે.

બીજી મુશ્કેલી ખાદી માટે તુરત બજાર નથી મળી શકતું એ બતાવવામાં આવે છે.

હું કબૂલ કરું છું કે હાલ તુરત ખાદી મિલનાં કપડાં સાથે હરીફાઈ ન કરી શકે. એવી ઘાતક હરીફાઈમાં હું ઊતરું એમ નથી. મૂડીવાળો તો બજાર પોતાનું કરવાને પોતાનો કોલીકો મફત પણ વેચે. પણ જેની એકમાત્ર મૂડી મજૂરી છે એવા મજૂર બિચારાને એ ન પાલવે. ગમે તેવા એકસરખી પાંદડીઓવાળા કાગળના કપડાના ગુલાબની, અસરખી પાંદડી-વાળા પણ સ્વાભાવિક જીવંત ગુલાબની સાથે સરખામણી થઈ શકશે? કે જીવતા જાગતા શિવાજીની સાથે શિવાજીની મૂર્તિની સરખામણી થઈ શકશે? ખાદી તો જીવંત વસ્તુ છે, પણ હિંદુસ્તાનને ખરી કળા દેખાતી નથી, અને ઉપરની ભભકથી એ મોહાય છે. ખાદીને માટે લોકોમાં નિર્દોષ શોખ ઉત્પન્ન કરો એટલે દરેક ગામડું રેંટિયા—સાળથી ગુંજી ઊઠશે. આજે તો ખાદીકાર્યાલયોને ખાદી ખપાવવાને માટે અનેક તરકીબો કરવી પડે છે, અને કોઈ વાર તેમની મતિ મૂંઝાય છે. આશ્ચર્યની વાત એ છે કે ભયંકર મુશ્કેલીઓ છતાં ખાદીની પ્રવૃત્તિ આગળ ધપી રહી છે. ગયે વર્ષે જ ૧૨ લાખ ઉપરાંત રૂપિયાની ખાદી ખપી હતી. કરોડની ખાદી ખપાવવી છે ત્યાં એ કંઈ હિસાબમાં નથી એ વાત સાચી.

આમ વધારાના ઉદ્યોગ તરીકે વર્ણવાએલા ઉદ્યોગ વિષે કાંતણના ઉદ્યોગના પક્ષમાં મારી દલીલ ટૂંકામાં મેં રજુ કરી

છે. પણ આનો કોઈ અનર્થ ન કરે. હાથસાળથી હું વિરુદ્ધ નથી. હાથસાળનો ધંધો મોટો ધીકતો ધંધો છે. પણ મારું કહેવું એ છે કે રેંટિયો ઘરઘર દાખલ થાય તો એ ધંધો આપોઆપ વધી જશે, જો રેંટિયા બંધ થાય તો એ ધંધો બંધ થશે.

આ દલીલનો ખૂબ વિચાર થાય અને તેની ટીકા-ચર્ચા થાય એમ હું ઇચ્છું છું. જો મેં રજૂ કરેલી વાત ટકી ન શકે તો હું મારી ભૂલ સુધારવાને તૈયાર છું.

## હાથસાળના વણાટનો ભ્રમ[112]

મદુરામાં સૌરાષ્ટ્રોએ આપેલા માનપત્રના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું હતું:—

"તમારા માનપત્રમાં જણાવ્યા મુજબ જેટલા પ્રમાણમાં અને જેટલા ઝીણા હાથે કાંતેલા સૂતરની જરૂર છે એટલા પ્રમાણમાં તે આજે મળી શકે તેમ નથી. તેથી તમે મને પરદેશી તથા મિલનું સૂતર વાપરવા દઈને હાથવણાટને ઉત્તેજન આપવાનું સૂચવો છો. તમારી સૂચના સ્વીકારવાનું મારે માટે શાથી અશક્ય છે એ તમારા એક સાથી (વણકર) તરીકે હું કહેવા ઇચ્છું છું. હું તમને એ સમજાવવાની આશા રાખું છું કે જો તમારી સૂચનાનો સ્વીકાર કરવામાં આવે તો તમારે પોતાને તેમ જ જે વર્ગનો હું ખ્યાલ કરું છું (અને તમારે પણ તેનો ખ્યાલ કરવો જોઈએ) તે વર્ગને કેટલું નુકસાન રહેલું છે. કુશળ અને સાવધાન વેપારી (અને તમારામાં કેટલાક તો એવા છે જ) તરીકે તમારે સમજવું જોઈએ કે પરદેશની મિલો અને હિંદની મિલોનું સૂતર વણનાર દરેક વણકરને મિલોની દયા ઉપર જ આધાર રાખવો પડે છે.

---

૧૧૨. 'યંગ ઇંડિયા', ઑક્ટો. ૧૩, ૧૯૨૭.

વણકર તરીકે તમારે સમજવું જોઈએ કે આજે હાથવણાટનો જે થોડો ઘણો કાબૂ તમારા હાથમાં છે તે પણ જે પળે દુનિયાની મિલો અથવા તો હિંદુસ્તાનની મિલો માત્ર તમે વણો છો એવા વિશિષ્ટ નમૂના વણવા માંડશે તે જ વખતે તમારા હાથમાંથી સરી જશે. જે નમૂના વણવામાં માત્ર તમે જ એક્કા છો એ જાતના નમૂના વણવાના દુનિયાના કેટલાક સાધનસંપન્ન મિલમાલિકો અખતરા કરે છે એ વસ્તુ તમે ન જાણતા હો તો હું તમને જણાવી દેવા ઇચ્છું છું. આ જાતની એકહથ્થુ નિપુણતા તેમના હાથમાં આવી જાય એમાં કાંઈ મિલમાલિકો અથવા મિલ ઉદ્યોગોનો દોષ નથી. યંત્રોમાં સતત સુધારા કરતા રહેવું અને દુનિયાની હાથકારીગરી ઉપર સતત તરાપો મારવી એ જ આ મહાન ઉદ્યોગાધિકારીઓનું ધ્યેય છે. ખરેખર, એમનું અસ્તિત્વ ટકાવી રાખવાની શરત જ એ છે કે તમારા હાથમાંથી આ ધંધો લઈ લેવા પ્રયત્ન કરવો. જો વણકરો મારા અનુભવમાંથી કાંઈ નહિ જ સ્વીકારે તો આજે કાંતવાના ઉદ્યોગની જે દશા થઈ છે એ જ દશા હાથવણાટની થશે."

"હિંદની હાથવણાટની પ્રવૃત્તિનો ઇતિહાસ તપાસશો તો માલૂમ પડશે કે આજે હજારો વણકરોને પોતાનો ધંધો છોડી દેવાની ફરજ પડી છે. તમારો જ ધંધો કરનારા વણકરો-સૌરાષ્ટ્રો આજે મુંબઈમાં કચરો વાળવાનું કામ કરે છે. પંજાબમાં કેટલાક વણકરો લશ્કરમાં જોડાયા છે અને કેટલાક કસાઈનો ધંધો કરે છે. આથી તમે સમજી શકશો કે હું તમારી સૂચનાને કેમ સંમત થતો નથી. ...... અતિશય નમ્રપણે જે હિલચાલની મેં આજે આગેવાની લીધી છે તે હિલચાલમાં

મિલમાં કંતાયલા સૂતરના વણાટનો પ્રશ્ન ભેળવી ન નાખવો. એમાં જ તમારૂં હિત સમાયેલું છે એમ હું દૃઢતાપૂર્વક જણાવવા ઇચ્છું છું. જો આ હિલચાલ પગભર, વિસ્તૃત અને સ્થાયી બને તો તમારામાંનો દરેક માનભેર પોતાનું જીવન ગુજારી શકવાનો છે એ કારણથી પણ આ હિલચાલને ટેકો આપવામાં તમારૂં હિત સમાયેલું છે."

## પરિશિષ્ટ ૨

# હિંદનાં ગામડાંમાં બેકારીનો વિસ્તાર

આ વિષયને લગતાં નીચેનાં અવતરણો જે સરકારી અધિકારીઓને, પોતે કરેલી તપાસને અંગે તેમ જ પોતાના અધિકારની રૂએ, બોલવાનો હક છે તેમનાં છે. આને મળતા અભિપ્રાયો જોઈએ તેટલા મળી શકે. માત્ર એક જ વિરોધી મત જણાયો છે તે ટાંક્યો છે તેમ જ તેની ચર્ચા પણ કરી છે.

હિંદનું વસ્તીપત્રક, ૧૯૨૧, પુ. ૧, પ્રકરણ ૧૨:

પા. ૨૪૪–૪૫:–"આનો અર્થ એ થયો કે દર કામ કરનાર દીઠ માત્ર ૨.૨૧૫ એકર જમીન આવે. ૨½ એકર કરતાં પણ ઓછી જમીન ઉપર ખેતીને આધારે વર્ષમાં બહુ જ થોડા દિવસ માણસ ગુજારો ચલાવી શકે. જ્યારે ખેડૂત જમીન ખેડે છે અને રોપણી કરે છે તેમ જ જ્યારે પાક લણે છે ત્યારે તેને સખત કામ કરવું પડે છે. પણ વર્ષના મોટા ભાગમાં તેને બહુ જ થોડું બલકે નહિ જેવું જ કામ મળે છે...... આ આંકડાથી તદ્દન સ્પષ્ટ થાય છે કે બંગાળના ખેડૂતને તેનો વખત રોકાય એટલું કામ નથી મળતું...... બંગાળમાં જમીનના ટુકડા એટલા બધા નાના થઈ ગયા છે કે ખેડૂતને

માટે ખેતીમાં પૂરતું કામ નથી. તેમ જ તેનાથી કરી શકાય એવું બીજું કોઈ પણ કામ મળતું નથી. ખેડૂતને તેની જમીનમાં જે હક છે અને જેને ટકાવવાને માટે જ 'ખેડૂતનો કાયદો' ઘડવામાં આવ્યો છે એ જ આ પ્રાંતમાં માગ અને છત વચ્ચે બંધ બેસાડવામાં નડતરરૂપ થાય છે. છેલ્લી સ્થિતિ ન આવી હોય ત્યાં સુધી તેની પાસેથી આ હક ગુમાવીને ઔદ્યોગિક મથકોમાં કામ શોધવા જવાની અપેક્ષા ન રાખી શકાય અને ખેડૂતને તેના ગામમાં જ કામ પહોંચાડવામાં આવે, એ જ માત્ર બંગાળાની આજની સ્થિતિનો ઉકેલ છે."

પા. ૨૪૫: "મિ. કેલવર્ટના તાજેતરમાં બહાર પડેલા 'ધિ વેલ્થ ઍન્ડ વેલફેર ઑફ ધિ પંજાબ' નામના પુસ્તકમાં પણ મનુષ્યશક્તિ અને ખેડાતી જમીન વચ્ચેના આર્થિક સંબંધની ચર્ચા કરી છે. તેમણે અડસટ્ટો કાઢ્યો છે કે સામાન્ય રીતે પંજાબમાં ખેડૂતને આખા વર્ષમાં માત્ર ૧૫૦ દિવસ પૂરતું જ કામ મળે છે અને તે કામના દિવસોમાં પણ ખેડૂતના પૂરા રોજના કામનો ખ્યાલ વધુ પ્રગતિશીલ પાશ્ચાત્ય દેશોમાં પ્રચલિત ખ્યાલ કરતાં ઠીક ઠીક ઓછો હોય છે."

પા. ૨૭૦: બિહાર અને ઓરિસ્સાના વસ્તીગણતરીના અમલદાર મિ. ટેલન્ટસ હાથવણાટના સંબંધમાં કહે છે:—

"વર્ષમાં એવા દિવસો હોય છે કે જ્યારે ખેડૂતના કુટુંબનાં બધાં જ માણસો ખેતરમાં કામ પર હોય છે. પણ એવાય દિવસો આવે છે કે આ સ્થિતિ હોતી નથી અને કુટુંબ કામ વિનાનું હોય છે. આવા વખતે ઘણી મનુષ્યશક્તિ નકામી જાય છે અને તે કારણે કોઈ પણ જાતના મદદગાર ધંધાને માટે પૂરતી અનુકૂળતા હોય છે."

પા. ૨૭૧: સંયુક્ત પ્રાંતના વસ્તીગણતરીના અમલદાર મિ. એડી ખેતીના મદદરૂપ ગૃહઉદ્યોગ વિષે લખે છે:—

"આ પ્રાંતમાં વસ્તીનો મોટો ભાગ ખેડ કરી નભનાર છે અને અહીંની ખેડ ઇંગ્લંડની પેઠે ભાતભાતની ચીજો દર મોસમે પાકે એવી હોતી નથી. અહીંની ખેતી એટલે સામાન્ય વાવણી અને કાપણી તથા વરસમાં બહુબહુ તો બે પાક ઊતર્યા એટલે બધું કામ પૂરું થાય છે. આ પ્રકારની ખેતીમાં વરસના કેટલાક દહાડા—જેવા કે બે વખતની વાવણી, કાપણી, ચોમાસાની નીંદણી અને શિયાળામાં ત્રણ વખત પીત કરવાના દહાડા બાદ કરીએ તો વરસનો બાકીનો ભાગ ખેડૂતોને લગભગ નવરા બેઠા રહેવું પડે છે. કુદરતની મહેર પર જ નભતા કેટલાક પ્રદેશોમાં તો આખીએ મોસમ અને કેટલીય વાર આખુંય વરસ, કામકાજ ન હોવાથી ખેડૂતોને હાથ જોડીને બેઠા રહેવાનો વખત આવે છે. કામ સિવાયના આ દિવસો મોટે ભાગે આળસમાં ગુમાવાય છે. જે ધંધામાં રોકાણ સતત હોવાનું જરૂરી ન હોય એવા કોઈ ધંધામાં ખેડૂત અને તેનું કુટુંબ જ્યારે તેમને ખેતીનું કામ ન હોય ત્યારે કામ કરે તો તેની આવક એ બગાડમાંથી બચાવ છે અને એ રીતે ઉઘાડો નફો છે. આવા ધંધાનો મોટા પ્રમાણમાં ચાલતો સારામાં સારો નમૂનો હાથે કાંતી કાપડ તૈયાર કરવાનો છે."

પા. ૨૭૪: મધ્યપ્રાંતના વસ્તીગણતરીના અમલદાર મિ. હૂટન સામાન્ય મજૂરી વિષે લખે છે:—

"એક માત્ર ખેતીના ધંધા ઉપર જ ઘણીખરી વસ્તી નભે છે. અને તે ખેતીના ધંધામાં પણ લોકોને બારે માસ

પૂરતું કામ મળતું નથી. આ પ્રાંતમાં એવા પણ મોટા જિલ્લાઓ છે કે જ્યાં ભાદરવાનો મુખ્ય ખરીફ પાક ઘરમાં આવી ગયો એટલે આવતા ચોમાસાની શરૂઆતના થોડા દિવસ સુધી રોજીની અછત થઈ જાય છે."

હિંદી સરકારના પ્રકાશન ખાતાના વડા રશબ્રૂક વિલિયમ્સે સંપાદિત કરેલા, પાર્લામેન્ટને દર વર્ષે કાયદા મુજબ રજૂ કરવા પડતા નિવેદન–'ઇન્ડિયા ઇન ૧૯૨૩–૨૪' (સેન્ટ્રલ પબ્લિકેશન બ્રાંચ, ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા, કલકત્તા) ના પા. ૧૯૭ ઉપર જણાવ્યું છેઃ–

"ઋતુવ્યવસ્થાના કારણે હિંદુસ્તાનના ઘણા પ્રાંતોમાં ખેડૂતને વર્ષના કામ કરવાના કુલ દિવસોના ત્રીજા ભાગ કરતાં પણ વધારે દિવસો કામ સિવાય બેસી રહેવું પડે છે."

'વેલ્થ ઍન્ડ વેલફેર ઑફ ધિ પંજાબ' એચ. કેલ્વર્ટ, પંજાબના સરકારી સહકારી ખાતાના મંત્રી, ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, લંડનઃ–

"પંજાબમાં સામાન્ય રીતે ખેડૂત જે કામ કરે છે તે આખા વર્ષમાં પૂરી મજૂરીના ૧૫૦ દિવસથી વધારે હોતું નથી."

'ઇકોનૉમિક લાઇફ ઑફ એ બેંગોલ ડિસ્ટ્રિક્ટ', જે. સી. જેક, બંગાળ સરકાર જમીન આકારણીના માજી અમલદાર, ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, લંડન, બીજું મુદ્રણ, ૧૯૨૭, પા.૩૯ઃ–

"જ્યારે જમીન પાકની ખેતી માટે લાયક નથી હોતી ત્યારે ખેડૂતનું સમયપત્રક જોતાં જણાય છે કે તેને ત્રણ માસ સખત કામ અને નવ માસ બેસી રહેવાનું હોય છે; જો તે ડાંગર તેમ જ પાર ઉગાડે તો તેને જુલાઈ અને ઑગસ્ટ માસમાં ૭ અઠવાડિયાં વધારે કામ મળે છે."

'સમ સાઉથ ઇંડિયન વિલેજિસ', ગિલ્બર્ટ સ્લેટર, અર્થશાસ્ત્રના અધ્યાપક, મદ્રાસ યુનિવર્સિટી–ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ. લંડન, ૧૯૧૮, પા. ૧૬:–

"મદ્રાસ ઇલાકામાં એક પાકની જમીન પર ખેડૂતને વર્ષમાં માત્ર પાંચ માસનું અને બે પાકની જમીન પર લગભગ આઠ માસનું જ કામ હોય છે." (તે આગળ જણાવે છે કે માઇસોર અને દક્ષિણ હિન્દના બીજા ભાગમાં આ જ સ્થિતિ છે.)

પા. ૨૪૫: "અત્યારે દક્ષિણ હિન્દમાં મોટા પાયા પર સતત અર્ધબેકારીની સ્થિતિ છે."

'રૂરલ ઇકોનોમી ઇન ઇંડિયા'–આર. મુકરજી, અર્થશાસ્ત્રના અધ્યાપક, લખનૌ યુનિવર્સિટી, લોંગમૅન્સ ગ્રીન, ૧૯૨૬:

પા. ૭૩: 'વેસ્ટ ઑફ લેબર ઇન ઇંડિયા' "બીજી રીતે વિચાર કરતાં પ્રો. ભલ્લાના પુષ્કળ ચીવટપૂર્વકના અડસટ્ટા ઉપરથી જણાય છે કે સામાન્ય રીતે દશ કલાકનો દિવસ ગણીએ તો પંજાબમાં ખેડૂતને માત્ર ૨૭૮ દિવસનું કામ હોય છે. તેમનો અડસટ્ટો તો ૧૩–૫૪ એકર જમીનના ટુકડા ઉપર કરાતી ખેતી ઉપરથી છે, જ્યારે જમીનના ટુકડા તેનાથી ઘણા નાના હોય છે અને ખેડૂતને પ્રમાણમાં ઓછું કામ મળે છે.........સંયુક્ત પ્રાંતોમાં પાંચ માણસોના કુટુંબ પાસે અઢી એકર સામાન્ય જાતની કઠણ જમીન હોય અને જો ખેડૂત તેમાં ૨ એકર ઉપર શરૂઆતમાં ડાંગર અને પાછળથી વટાણા વાવે તથા બાકીના અર્ધા એકર પર શેરડી વાવે તો જાતે જ કામ કરતાં તેને વર્ષમાં ૨૫૦ દિવસ જેટલું કામ મળે છે. નરમ જમીનમાં પાંચ માણસના કુટુંબ દીઠ ૨ાા એકર જમીન

છે એમ ગણીએ તથા તેની ઉપર 'કોદો' અને 'અરહર' તથા જવની વારાફરતી ખેતી કરવામાં આવે તો વર્ષમાં સરેરાશ ૧૫૦ દિવસનું કામ મળે ( ગોરખપુર જિલ્લાની જમીન આકારણીની ફેરતપાસનો અહેવાલ, ૧૯૧૮, પા. ૨૧ ). ડો. સ્લેટરના મત મુજબ દક્ષિણ હિંદુસ્તાનની જમીનનો એકંદર વિચાર કરતાં ખેડૂતને, કામ કરી શકે એ સમયના ½ સમયનું જ, ખેતીમાં કામ મળે છે."

ખેતીના કામમાં જેણે ઘણાં વર્ષો ગાળ્યાં છે એવા એક વ્યાવહારિક ખેડૂતે લંડનના 'ધિ રાઉન્ડ ટેબલ'ના જૂન ૧૯૨૫ના અંકમાં પા. ૫૩૩ પર સહી વગર લખેલા લેખ, 'ધિ ઇંડિયન રૂરલ પ્રૉબ્લેમ' માં જણાવ્યું છેઃ–

"બીજી એક મુશ્કેલી એ છે કે જમીનના ખેતી માટેના ટુકડા એટલા નાના હોય છે કે ખેડૂત અથવા તેના બળદને જોઈએ તેટલું કામ મળતું નથી. ખેડ, વાવણી અને લણણી વખતે થોડાંક અઠવાડિયાં પૂરતું કામ હોય છે, તેના કુટુંબનાં કેટલાંક માણસોને ઊભો પાક સાચવવા પૂરતું કામ રહે છે પણ વર્ષના મોટા ભાગમાં તો તેનો દિવસ કામથી રોકાય એવો કાંઈ પણ રસ્તો હોતો નથી. હિન્દના કેટલાય ભાગોમાં ખેતીમાં કામ કરનારાઓના વખતનો ૫૦ ટકા ભાગ ફરજિયાત આળસમાં જ જાય છે."

'ધિ ઇકોનોમિક લાઇફ ઓફ એ પંજાબ વિલેજ'–ઇ, ડી. લ્યુકાસ, પ્રિન્સિપાલ, ફોરમન ક્રિશ્ચિયન કોલેજ, લાહોર; પ્રસિદ્ધ થયું–લાહોર, ૧૯૨૨......

"જો આપણે ત્રણથી ચાર એકરની જમીનનો ટુકડો લઈએ અને સામાન્ય રીતે ૬॥ કલાકનો દિવસ ગણીએ તો

કલિમપુર ( પંજાબ ) ના એક સામાન્ય જમીનદારને વર્ષમાં ૧૫૭ દિવસનું કામ મળે એમ જણાશે."

જુલાઈ ૧૯૨૫ ના 'એશિયાટિક રિવ્યુ'ના પા. ૪૩૧ પર હિંદની ખેતીવાડી વિષે તપાસ કરનારા બાદશાહી કમિશનના સભ્ય પ્રો. એન. એન. ગંગુલીના 'પ્રૉબ્લેમ્સ ઑફ રૂરલ લાઈફ ઇન ઇંડિયા' નામના લેખમાં જણાવ્યું છે:–"ગામડામાં ચાલી શકે એવા કોઈ પણ વ્યવસ્થિત ઉદ્યોગના અભાવે હિંદના ગામડાના જીવનની તરત જ નજરે ચડે એવી બાબતોમાં સતત બેકારી પણ એક છે."

કલકત્તાના 'મૉડર્ન રિવ્યુ' ના ૧૯૨૭ ના એપ્રિલના અંકમાં પા. ૩૯૯ પર ના 'વેસ્ટેજ ઑફ ઇંડિયાઝ મેન–પાવર' નામના રજનીકાંત દાસના લેખમાં (કૅલવર્ટના લખાણમાંથી ઉતારો કર્યા પછી) જણાવ્યું છે:

"આ લેખકે ૧૯૨૫ માં સંયુક્ત પ્રાંતો અને બંગાળામાં કરેલી તપાસના પરિણામે માલમ પડયું છે કે સામાન્ય ખેડૂત અથવા કારીગરને વર્ષમાં ૭ માસ કરતાં વધારે વખતનું કામ હોતું નથી."

નીચે જણાવેલા લેખકોનાં લખાણો જોતાં હિંદના લગભગ બધા પ્રાંતોમાં આ જ જાતની બેકારી ફેલાયલી છે એમ માલૂમ પડે છે. એમનાં પુસ્તકોમાંથી, જ્યારે મારી પાસે તે પુસ્તકો હતાં ત્યારે, આને લગતાં પાનાં ઉતારી લેવાનું રહી ગયેલું હોવાથી હું અહીં ઉતારા આપી શકતો નથી.

'લૅન્ડ ઍન્ડ લેબર ઇન એ ડેક્કન વિલેજ', એચ. એચ. માન, મુંબઈ ઇલાકાના ખેતીવાડીના સલાહકાર, સ્ટડી–૧, ૧૯૧૭; સ્ટડી–૨, ૧૯૨૧; ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ.

'ધિ પંજાબ પેઝંટ ઇન પ્રૉસપેરિટી ઍન્ડ ડેટ', એમ. એલ. ડાર્લિંગ, ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, ૧૯૨૫.

'વેલ્થ ઑફ ઇંડિયા', વાડિયા અને જોશી, મૅકમિલન, લંડન, ૧૯૨૫.

'ઇકૉનૉમિક ઑર્ગેનિઝેશન ઑફ ઇંડિયન વિલેજિસ', પુ. ૧–ડેલ્ટેઇક વિલેજિસ, આંધ્ર ઇકૉનૉમિક સિરીઝ, આંધ્ર યુનિવર્સિટી, ૧૯૨૬.

'સ્ટેટમેન્ટ ઍકિઝબિટિંગ ધિ મૉરલ ઍન્ડ મટિરિયલ પ્રોગ્રેસ ઍન્ડ કન્ડિશન ઑફ ઇંડિયા, ૧૯૨૩–૨૪' (સરકારી), પી. એસ. કિંગ ઍન્ડ સન, લંડન.

અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ખેડૂતોની આ સ્થિતિનું બરાબર વર્ણન આપતાં ભયંકર અર્ધબેકારી શબ્દનો જ ઉપયોગ કરવો પડે, પણ એક અથવા બીજું નામ આપવાથી વસ્તુ-સ્થિતિમાં ફેર પડતો નથી. પરંતુ આ જ શબ્દફેરના ઓઠા હેઠળ હિંદી સરકારના પ્રકાશન-ખાતાના સંચાલક મિ. કોટમૅને સંપાદિત કરેલા 'ઇંડિયા ઇન ૧૯૨૫–૨૬' માં પાન ૨૩૯ પર એક વિચિત્ર લખાણ કરીને આખી પરિસ્થિતિને ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો છે. તેમણે લખ્યું છે: "ઍંગ્લો ઇંડિયન કોમ અને મધ્યમ વર્ગના ભણેલા લોકો કે જેમની સ્થિતિનો આગળ વિચાર કરવામાં આવ્યો છે તે બેના સિવાય બીજે ક્યાંય બેકારીનો પ્રશ્ન નથી એમ સામાન્ય રીતે કહી શકાય." આમ છતાં આખા લખાણમાં 'અર્ધબેકારી' શબ્દનો ઉપયોગ ક્યાંય કરવામાં આવ્યો નથી. આખો ફકરો અસ્પષ્ટ અને જુદા જુદા અર્થો કાઢી શકાય એવો છે—જો કે શહેરો

વિષે જ વાત કરતા હોય તો તેમણે તે જણાવી દેવું જોઈતું હતું. પોતાના અભિપ્રાયના સમર્થનમાં એક પણ પ્રમાણ તેમણે ટાંક્યું નથી. ઉપર ટાંકેલાં પ્રમાણોને અંગે શોધખોળો થયેલી ત્યારપછી તેમાં વર્ણવવામાં આવેલી બેકારી દૂર થઈ હોય અથવા તો મોટા પ્રમાણમાં ઘટી ગઈ હોય એમ માનવાને માટે હિંદનાં ગામડાંની દશામાં કાંઈ પણ ફેરફાર નજરે પડતો નથી. આથી અમે મિ. કોટમૅનનું 'સામાન્યરીતે કહેવાનું' સ્વીકારી શકીએ એમ નથી.

## પરિશિષ્ટ ૩

# કાપડની કૂંચી[૧૧૩]

કાપડ બનાવવા માટે નીચે પ્રમાણે સાધનો જોઈએ: કપાસ, ચરખો, પીંજણ, રેંટિયો અને સાળ અને તેને અંગે ખેડૂત, પીલનાર, પીંજનાર, કાંતનાર અને વણનાર.

પાક સારો હોય તો એકરદીઠ ૨૦૦) રતલ રૂની પેદાશ થાય પણ હિંદુસ્તાનમાં એકરદીઠ સરેરાશ ઉત્પત્તિ ૧૦૦) રતલની ગણાય છે.

વર્ષના ૩૦૦) દિવસની ગણતરીએ એક માણસ હાથ-ચરખા વડે ૨૦૦૦) રતલ રૂ, કપાસ પીલી કાઢી શકે છે. તે જ પ્રમાણે એક પીંજારો ૩૦૦૦ રતલ સારી પૂણી રૂ પીંજી તૈયાર કરી શકે છે.

દરરોજના ચાર કલાકની ગણતરીએ એક માણસ વરસે દહાડે ૧૦ આંકનું ૫૦ રતલ રૂ એક રેંટિયા વડે કાંતી શકે છે. એક વણકરકુટુંબ એક સાળ વડે વરસે દહાડે ૧૦ આંકનું ૨૭ ઇંચ પનાનું ૭૫૦ રતલ કાપડ વણી શકે છે.

---

૧૧૩. 'નવજીવન', તા. ૧૫–૯–૨૧ ના ખાસ અંક ૧ ના પા. ૮ ઉપર છપાયલો શ્રી. લક્ષ્મીદાસ પુરુષોત્તમદાસનો લેખ.

સૂતર ઝીણું કંતાય તો વજનનું પ્રમાણ ઘટે પણ તેટલે જ અંશે લંબાઈ વધે. એક માણસની વાર્ષિક જરૂરિયાત ૧૦ રતલ કાપડની ગણી શકાય, તે પ્રમાણે ૩૦૦ માણસની વસ્તીદીઠ જે ગામડા પાસે

૩૦ એકર કપાસનું વાવેતર હોય
૧ માણસ કપાસ પીલનાર હોય
૧ પીંજારો હોય
૬૦ રેંટિયા દરરોજના ચાર કલાક ફરતા હોય અને
૪ વણકર કુટુંબ હોય

તેની કાપડ વાટે એક પાઈ પણ બહાર ન જઈ શકે. આર્થિક ગણતરીએ આનો હિસાબ નીચે પ્રમાણે થઈ શકે:–

૩૦ એકર કપાસના વાવેતર પાછળ ખર્ચ

| | |
|---|---|
| દર એકરદીઠ રૂ. ૧૦ પ્રમાણે | ૩૦૦—૦—૦ |
| વિઘોટી–એકરદીઠ રૂ. ૨) પ્રમાણે | ૬૦—૦—૦ |
| ૩૦૦૦ રતલનું પુણિયામણ રતલના બે આના પ્રમાણે | ૩૭૫—૦—૦ |
| ૩૦૦૦ રતલનું વણામણ રતલના આઠ આના પ્રમાણે | ૧૫૦૦—૦—૦ |
| ૩૦૦૦ રતલનું કંતામણ રતલના છ આના પ્રમાણે | ૧૧૨૫—૦—૦ |
| કુલ રૂ. | ૩૩૬૦—૦—૦ |

(કપાસ પીલવાનું મહેનતાણું કપાસિયામાં સમાઈ જતું હોવાથી ગણવામાં આવ્યું નથી.)

આ પ્રમાણે રૂ. ૩૭૬૦ માં ૭૦૦ માણસની વસ્તીવાળા ગામડાને ૭૦૦૦ રતલ કાપડ મળી શકે. એટલે કાપડનો ભાવ રતલનો આશરે રૂ. ૧—૨—૦ થયો.

અથવા તો જે માણસ દરરોજના બે કલાકને હિસાબે વખત આપી કલાકના સવા તોલાને હિસાબે પીંજી, કાંતી અને વણી શકે તે રૂને ભાવે કપડું મેળવી પોતાનુ શરીર ઢાંકી શકે.

જો કપડું ઝીણું ઉત્પન્ન કરવું હોય તો કંતામણ અને વણામણનો દર વધારે ગણવો જોઈએ. અને રેંટિયા તેમ જ સાળની સંખ્યામાં વધારો કરવો જોઈએ. તેટલા પ્રમાણમાં તેની કિંમત પણ વધુ અંકાય.

## એક કુટુંબને પૂરતાં વસ્ત્ર[૧૧૪]

"આજે જે જાતનું સૂતર કંતાય છે તે મિલના સૂતર કરતાં ઘણું જાડું છે. જો કે જેમ જેમ કાંતનારને મહાવરો થતો જશે તેમ તેમ હાથે કંતાતું સૂતર ઝીણું નીકળશે એ વિષે શંકા રાખવાની જરૂર નથી. છતાં તે વખતે સામાન્ય રીતે ૧૦ આંકનું સૂતર કંતાશે એમ માની લઈએ. હિંદની મિલોમાં સામાન્ય રીતે કંતાતા સૂતરનો આંક ૧૧ અને ૨૦ વચ્ચેનો હોય છે. તેમાં વધારેમાં વધારે પ્રમાણમાં આવતો આંક ૨૦ હોય છે. મિલમાં વણાતું કાપડ સામાન્ય રીતે ૧૬ ઔંસે ૪ વાર ગણાય છે. પણ હાલ રેંટિયાનું સૂતર તો ૪ વારમાં ૨૦ ઔંસ એટલે કે વાર દીઠ ૫ ઔંસ વપરાય છે.

**પાંચ માણસના એક કુટુંબની સૂતરની વાર્ષિક જરૂરિયાત એટલે કુટુંબની એક જ વ્યક્તિનું રોજનું બે કલાકનું કાંતણ.**

દરેક માણસદીઠ વાર્ષિક ૧૨ વાર લેખે કુટુંબના પાંચ

---

૧૧૪. સતીશચંદ્ર દાસગુપ્ત એ લખેલા અને ખાદી પ્રતિષ્ઠાન, ૧૫, કૉલેજ સ્ક્વેર ૨, કલકત્તા તરફથી ૧૯૨૪માં બહાર પડેલા 'કોટન' (ખાદી મૅન્યુઅલ પુ. ૨. ભા. ૪) માંથી ઉતારો. પા. ૧૬૧, ૧૬૨.

માણસોની કાપડની કુલ જરૂરિયાત ૬૦ વાર
ઉપરના પ્રમાણ મુજબ કુટુંબની માસિક જરૂરિયાત ૫ ,,
વાર દીઠ પાંચ ઔંસ લેખે પાંચ વાર કાપડ સારુ
૧૦ આંકના સૂતરની જરૂરિયાત..................૨૫ ઔંસ
માસિક ૨૫ દિવસ પ્રમાણે કામ કરતાં
રોજ કંતાવું જોઈતું સૂતર.........................૧ ઔંસ
એક ઔંસ બરાબર અઢી તોલા મુજબ
રોજ જોઈતું સૂતર.............................૨½ તોલા
તોલામાંથી ૧૦ આંકના સૂતરના
૨૧૦ વાર ગણતાં ૨½ તોલાનું સૂતર............૫૩૦ વાર
કલાકના ૨૬૦ વારની ગતિથી કાંતતાં
રોજ સૂતર કાંતવા માટે જરૂરી વખત............૨ કલાક
પીંજણ અને બીજી ક્રિયાઓ માટે..................½ કલાક
કુટુંબની જરૂરિયાતનું કાપડ પૂરું પાડવા માટે
દરરોજ કામ પાછળ આપવો પડતો સમય......૨½ કલાક
અથવા માથા દીઠ દરરોજ.......................½ કલાક

જો કોઈ કુટુંબ મિલના કે વિદેશી સૂતર ઉપર આધાર ન રાખવાનો દૃઢ નિશ્ચય કરે તો તેણે રોજના બે કલાક કાંતવાની જરૂર પડે. એક જ બહેન બધો સમય કાંતે અથવા કુટુંબનાં બધાં માણસો કામ વહેંચી લે. આપણે સામાન્ય કુટુંબનો જ વિચાર કરીએ છીએ એ ધ્યાનમાં રાખવાનું છે. એટલે શહેરમાં રહેતાં અને વધારે પડતું કાપડ વાપરનાર શોખીન કુટુંબને પણ મિલો ઉપર આધાર ન રાખવા સારુ રોજ માથા દીઠ માત્ર અર્ધો કલાક જ કાંતવું પડશે એમ માની ન શકાય. પણ હિંદુસ્તાનમાં સામાન્ય કુટુંબ ૬૦ વારથી વધુ

કાપડ દર વર્ષે વાપરતું નથી. વારના આઠ આના લેખે ગણતાં એની કિંમત રૂ. ૩૦ થાય. હું માનું છું કે હિંદુસ્તાનનું સામાન્ય કુટુંબ વાર્ષિક રૂ. ૩૦ જેટલી રકમ પણ કપડાં પાછળ ખરચતું નથી, કે ખરચી શકે એમ નથી. ખેડૂતના પાંચ માણસના કુટુંબ માટેની આ સરેરાશ વધારે છે. ૧૨.૩ વારની સરેરાશમાં તો પૈસાદારનો શોખીન પોશાક, વહાણોના સઢ સારુ વેપારને અંગે વપરાતું કાપડ, તેમ જ લશ્કર માટે તંબુઓ અને બિસ્તરમાં વપરાતા કાપડનો પણ સમાવેશ થાય છે. ખેડૂતોની અને ગામડાની સાચી કૌટુમ્બિક સરેરાશ તો ૧૨.૩ વારથી ઘણી ઓછી છે. રેંટિયામાંથી ઉત્પન્ન થતા સૂતરદ્વારા આપણી આખી પ્રજાને ઢાંકવી એ એટલું તો સહેલું છે કે હજી આપણને એનું પૂરેપૂરું મહત્ત્વ સમજાતું નથી એ ભારે નવાઈની વાત છે.

પા. ૧૩૩ " માથા દીઠ વાર્ષિક ૧૨ વાર કાપડ પૂરું પાડવા માટે ૨ કોટ્ટા જમીનની જરૂર પડે છે." ( બંગાળામાં એક કોટ્ટા એટલે એકરનો ૬૦ મો ભાગ છે. )

## પરિશિષ્ટ ૪

# યંત્રોની મર્યાદા

૧૯૦૮ માં લખાયેલા ‘હિંદ સ્વરાજ’ નામના પુસ્તકમાં ‘સંચો એ આધુનિક સુધારાની મુખ્ય નિશાની છે ને તે મહા પાપ છે’ એમ ગાંધીજીએ લખ્યું છે. એ જ પુસ્તકની ૧૯૨૧ ની આવૃત્તિની પ્રસ્તાવનામાં તેમણે પોતાના મિલ વિષેના વિચારો આ રીતે સ્પષ્ટ કર્યા હતા, “હું યંત્ર માત્રનો નાશ કરવા પ્રયત્ન કરતો નથી. એ માટે તો આજે છે એ કરતાં વધુ સાદાઈ અને ત્યાગ માટે લોકોની તૈયારી જોઈએ.”

૧૯૨૧ ના જાન્યુઆરીની ૧૯ મી તારીખના ‘યંગ ઇન્ડિયા’માં તેમણે લખ્યું છે: “યંત્રો ચાલ્યાં જાય તો તે માટે હું રોવા નહિ બેસું અથવા એને હું ભારે આફત પણ ન ગણું. પરંતુ યંત્રો તરીકે યંત્રો સામે હું કંઈ બાજી રચી રહ્યો નથી. આજે તો મિલો દ્વારા ઉત્પન્ન થતા સૂતર અને કાપડમાં હું વધારો કરવા માગું છું, હિંદની બહાર જતા લાખો રૂપિયા બચાવવા માગું છું અને આપણાં ઝૂંપડાંમાં તે વહેંચવા માગું છું.”

બેલગામ ખાતે મળેલી મહાસભાના પ્રમુખ તરીકે આપેલા ભાષણમાં તેમણે કહ્યું હતું: “યંત્રો વિષે જે જે

વિચારોનો મારા ઉપર આરોપ કરવામાં આવે છે તેને પણ તમે તમારા મગજમાંથી દૂર કરો એમ હું ઇચ્છું છું. પહેલી વાત તો એ છે કે જેમ અહિંસા વિષેની મારી માન્યતાનો સંપૂર્ણ સ્વીકાર હું રાષ્ટ્ર પાસે નથી કરાવતો તેમ યંત્રો વિષેના મારા વિચારોનો પણ સંપૂર્ણ સ્વીકાર કરાવવાનો પ્રયત્ન હું નથી કરતો."

૧૯૨૫ ના નવેંબરની ૫ મી તારીખના 'યંગ ઇન્ડિયા'માં તેમણે લખ્યું હતું: "યંત્રોને પણ સ્થાન છે, એણે જડ ઘાલી છે પણ આવશ્યક માનવ પરિશ્રમને બદલે એ ઠસી જાય એમ ન થવા દેવું જોઈએ. સુધારેલું હળ એ વસ્તુ સારી છે, પણ એવો ચમત્કાર બને કે એક જ માણસ આખા હિંદની જમીન ખેડી શકે અને બધી ખેતીની પેદાશ હાથ કરી શકે અને કરોડો લોકોને બીજું કામ ન રહે તો તેઓ ભૂખે મરે તથા આળસુ હોવાને લીધે જેમ ઘણાનું થયું છે તેમ તેઓ મૂર્ખ બની જાય. બીજા ઘણા માણસોની એવી અનિષ્ટ સ્થિતિ થઈ જવાનો ઘડીએ ઘડીએ ભય રહ્યો છે. રેંટિયામાં થતા દરેકે દરેક સુધારાને વધાવી લેવા હું તૈયાર છું. પણ કરોડો ખેડૂતોને પોતાના ઘરમાં થઈ શકે એવો કાંઈ રોજગાર આપ્યા વિના હાથ મહેનતને બદલે યંત્રથી ચાલતી ત્રાકો દાખલ કરવી એને હું ગુનો સમજું છું." એ જ પત્રના ૧૯૨૫ ના સપ્ટેમ્બરની ૧૭ મી તારીખના અંકમાં તેમણે લખ્યું છે: "યંત્રો આજે હાથઉદ્યોગને હાંકી કાઢી જે લૂંટ ચલાવી રહ્યાં છે તે સ્થિતિ દૂર કરી તેમને યોગ્ય સ્થાને બેસાડવાનો વ્યવસ્થિત પ્રયત્ન કરવો એ રેંટિયાની પ્રવૃત્તિનો ઉદ્દેશ છે." ૧૯૨૬ ના જૂનની ૧૭ મી તારીખના અંકમાં એક

ખબરપત્રીએ એવો પ્રશ્ન પૂછ્યો હતો "તમે યંત્રમાત્રનો વિરોધ કરો છો?" એના જવાબમાં તેમણે લખ્યું હતું "જવાબમાં હું ધસીને ના પાડું છું પણ હું યંત્રોનો વગર વિચાર્યે વિસ્તાર કરવાની વિરૂદ્ધ છું. યંત્રોની દેખીતી સફળતાથી હું અંજાવા તૈયાર નથી. બધાંય વિનાશક યંત્રોની સામે મારો અટલ વિરોધ છે. પણ સાદાં ઓજારો અને સાધનો તેમ જ ઝૂંપડાંમાં વસતા કરોડો માણસોનો બોજો ઓછો કરે અને વ્યક્તિગત મહેનત ઘટાડે એવાં યંત્રોને હું વધાવી લઉં છું."

વળી ૧૯૨૭ નાં માર્ચની ૧૦ મી તારીખના 'યંગ ઇન્ડિયામાં' તેમણે જણાવ્યું છે: "હું નથી માનતો કે જીવનની જરૂરિયાતોની વૃદ્ધિ અને તે પૂરી પાડવા ખાતર સાંચાકામનો વિકાસ એ દુનિયાને તેના અંતિમ ધ્યેયની એક ડગલું પણ નજીક લઈ જનારી વસ્તુ છે. સાંચાકામ જોડે એને (રેંટિયાને) વેર નથી; માત્ર તે એના ઉપયોગની મર્યાદા બાંધી તેને આડાઝૂડ ફેલાતું રોકે છે. ગરીબમાં ગરીબને તેમના ઝૂંપડામાં રોજી આપવાને અર્થે તે સાંચાકામનો ઉપયોગ કરે છે. રેંટિયો પોતે જ સુંદર સાંચાકામનો નમૂનો નથી શું?"

આ ઉપરથી જણાય છે કે તેમનું વલણ યંત્રોનો ઉપયોગ મર્યાદિત થાય એટલું જ છે.

આ વિચારોને અંગે ગાંધીજી ઉપર પુષ્કળ વિરોધી ટીકાઓ થઈ છે, ઠેકડી થઈ છે અને પરિણામે તેમના બીજા આર્થિક વિચારોની યથાર્થતા વિષે કેટલાના મનમાં શંકા ઉત્પન્ન થઈ છે. એટલે આ વિચારોની યુક્તિસંગતતાનો ઝીણવટપૂર્વક વિચાર કરવો યોગ્ય છે.

હાલ સાંચાકામનો બહોળા પ્રમાણમાં ઉપયોગ થાય છે તેનો આધાર પુષ્કળ શકિત મળવા ઉપર–ખાસ કરીને કોલસા અને તેલ ઉપર છે એ વાત નિર્વિવાદ છે. વળી પશ્ચિમની પ્રજાઓનો બળતણનો જથો ધીમે ધીમે ઘટતો જાય છે એ વિષે પણ શંકા નથી. ઇંગ્લંડ અને વેલ્સમાં ૧૮૮૩ થી ખાણમાંથી કોલસો બહાર કાઢવાનું ખર્ચ ધીમે ધીમે વધતું રહ્યું છે. યુરોપમાં કેટલાંક વર્ષોથી કોલસાની ઊપજ હતી એટલીને એટલી જ રહી છે.

"પ્રમાણો ઉપરથી જણાય છે કે શકિત ઉત્પન્ન કરવાનો ખર્ચ વધવાનો સમય જો યુરોપ વટાવી ન ગયું હોય તો તેની નજીક તો આવી જ પહોંચ્યું છે...."

"જોકે યુનાઇટેડ સ્ટેટ્સનાં પૂર્વનાં ક્ષેત્રોમાં શક્તિનાં સાધનો કોલસા અને તેલ–બિલકુલ ખૂટી જવાના દિવસને હજી સેંકડો અને હજારો વર્ષોની વાર છે એમ મનાય છે તેમ છતાં જથાની અછત થવાના, કિંમત વધવાના દિવસને થોડી વીશીઓની જ વાર છે...."

"આજે જે પ્રમાણમાં કોલસો કાઢવામાં આવે છે એ જ પ્રમાણમાં કાઢવાનું ચાલુ રહે તો એકાદ પેઢીમાં પેન્સીલ-વેનિયાની પિટ્સબર્ગની કોલસાની ખાણો ખલાસ થઈ જશે."[૧૧૫]

૧૧૫. બોસ્ટન (યુ. સ્ટે.)ના હ્યૂટન મીફ્લીન અને કું. ના એલ. આઈ. ડબ્લિને સંપાદિત કરેલા 'પૉપ્યુલેશન પ્રૉબ્લેમ્સનું યુનાઇટેડ સ્ટેટ્સના ભૂતળખાતાના ખનીજસંપત્તિ વિભાગવાળા એફ. જી. ટ્રોયન અને એલ. માને લખેલું 'મિનરલ રિસોર્સિંઝ ફૉર ફ્યુચર પૉપ્યુ લેશન' નામનું ૮મું પ્રકરણ, પા. ૧૩૧,૧૩૪,૧૩૫.

"યુનાઇટેડ સ્ટેટ્સમાં મોટે ભાગે બળતણથી ઉત્પન્ન થતી શક્તિ વાપરવામાં આવે છે. જળશક્તિ તેમ જ બીજી શક્તિઓનો ઉપયોગ પ્રમાણમાં બહુ ઓછો થાય છે. ૧૯૨૩ માં શક્તિ અને ગરમીનાં સાધનોનો નીચેના પ્રમાણમાં ઉપયોગ થયો હતો:—

| શક્તિ અને ગરમીનાં સાધનો | ગરમી માપવાના બ્રિટિશ એકમ (પરાર્ધમાં) | કુલના ટકા |
|---|---|---|
| કોલસા | ૧,૭૩,૦૦૦ | ૬૫ |
| સ્વદેશી તેલ | ૪૪,૦૦૦ | ૧૬ |
| ગૅસ | ૧૦,૮૦૦ | ૪ |
| આયાત કરેલું તેલ | ૪,૯૦૦ | ૨ |
| જળશક્તિ | ૧૧,૪૦૦ | ૪ |
| પશુબળ | ૮,૫૦૦ | ૩ |
| લાકડાં | ૧૫,૦૦૦ | ૬ |
| પવનચક્કી | ૨૦૦ | ૧ |
| કુલ | ૨,૬૭,૮૦૦ | લગભગ ૧૦૦% |

"આપણે જે શક્તિ વાપરીએ છીએ તેના ૮૭ ટકા ખાણમાંથી મળે છે. જો કે આખી દુનિયામાં વપરાતી જળ-શક્તિનો ત્રીજો ભાગ યુનાઇટેડ સ્ટેટ્સ વાપરે છે તેમ છતાં આપણે જે કુલ શક્તિ વાપરીએ છીએ તેના તો એ ૪ થી ૫ ટકા જ થાય છે......લાંબી મુદત સુધી તેલની કિંમત ઉપર કોલસાની કિંમતનો અંકુશ રહે છે......આ આપણા શક્તિના સૌથી સગવડભર્યા સાધનની કિંમત વધી જવાનો દિવસ નજીક આવી પહોંચ્યો છે. ડેનિયલ વ્હાઇટ તો એટલે સુધી કહે છે કે વીસ વર્ષમાં દુનિયામાં ખનીજ તેલની તાણ

પડશે, અને તેનું એક મહત્ત્વનું પરિણામ એ આવશે કે વધારાનો ખર્ચ કોલસા ઉપર નંખાશે."૧૧૬

"વળી શક્તિનાં બીજાં સાધનોદ્વારા કોલસાના જેટલી સહેલાઇથી શક્તિ અને ગરમી મળી શકે એમ નથી. યુનાઇટેડ સ્ટેટ્સની જળશક્તિ, જેટલું કોલસા કામ કરે છે તેના થોડા ભાગનું જ કામ કરી શકે. ભરતી અને પવન ઉપર આધાર રાખી શકાય. પણ અમને તો લાગે છે કે તેમાં ખર્ચ વધી જશે. તેમાંથી મહેનત અને ખર્ચના પ્રમાણમાં શક્તિ ઓછી મળશે."

"સૂર્યની શક્તિને નાથવાનું શક્ય બની શકે પણ વનસ્પતિના જેટલી સોંઘી રીતે એ શક્તિનો ઉપયોગ કોઈ પણ મનુષ્યકૃત યંત્ર કરી શકે એમ નથી. પણ વનસ્પતિ કાચા માલ તરીકે અને ખોરાક તરીકે આવશ્યક છે અને આપણા બધાય અનાજના પાકને વાપરી નાખીએ તોપણ ખનીજ તેલનું કામ સરે એટલો આલ્કોહોલ ન બને. યુનાઇટેડ સ્ટેટ્સમાં આખા વર્ષમાં ઉત્પન્ન થતા કુલ મનુષ્યાહારમાં સમાયેલી શક્તિ ત્યાંના વાર્ષિક બળતણની કુલ ઉત્પન્નના ત્રણ ટકા જેટલી છે.

"હવે પરમાણુમાં રહેલી શક્તિનો ઉપયોગ થઈ શકે કે કેમ એ વિચારવાનું રહ્યું છે."—(અહીં ઇંગ્લંડના મહાન ભૌતિક રસાયણ શાસ્ત્રી મિ. રૂથરફોર્ડનાં વચનો ટાંકી બતાવ્યું છે કે એ પણ મૃગતૃષ્ણા જ છે.)—"આપણી ભાવી પ્રજાને ટકાવવા માટે પરમાણુની શક્તિ ઉપર આધાર રાખવો એ માત્ર શ્રદ્ધાનો જ વિષય છે. દુનિયાની વસ્તુસ્થિતિ આજે તો એવી છે કે આપણે કોલસા ઉપર જ આધાર રાખવો પડે.

---

૧૧૬ જુઓ નોંધ ૧૧૫

"ખનીજો વિષેની માહિતી ઉપરથી એમ લાગે છે કે થોડા જ વખતમાં ખનીજોનો જથો ઘટી જશે અને કિંમત વધી જશે તથા માણસોને જળ અને બળતણ રાખવાં ન પડે એવી વિજ્ઞાનની કોઈ ક્રાન્તિકારી શોધ ન થાય તો આજના ધોરણે હાલની વસ્તીને પણ નિભાવવી ભારે થઈ પડશે."૧૧૭

બળતણનો જથો બહુ જ વહેલો ખલાસ થઈ જશે એવો ભય કેટલા પ્રમાણમાં છે એ વિષે પ્રમાણભૂત ગ્રંથકારોમાં કેટલોક મતભેદ છે. ઉદાહરણ તરીકે યુનાઇટેડ સ્ટેટ્સના ખાણખાતાના પેટ્રોલિયમ વિભાગના માજી વડા અમલદાર મિ. જેમ્સ ઓ. લુઈએ 'લિટરરી ડાઈજેસ્ટ', ન્યૂયૉર્કના ૧૯૨૬ ના સપ્ટેમ્બર ૪ ના અંકમાં લખેલો લેખ જુઓ. તે ઉપરાંત માર્ટિન હૉપ્કિન્સ લંડન તરફથી ૧૯૨૬ માં પ્રસિદ્ધ થયેલા મિ. એન્ટન મોહરના 'ધિ ઑઇલ વૉર' નામના પુસ્તકનું છેલ્લું પ્રકરણ જુઓ. પણ શક્તિ ઉત્પન્ન કરવાનું ખર્ચ વધતું જાય છે એ વિષે મતભેદ હોય એમ લાગતું નથી. હાલમાં ઇંગ્લંડ અને અમેરિકા લશ્કર અને નૌકાબળ પાછળ જે ખર્ચ કરે છે તેનો પણ થોડો ભાગ પેટ્રોલિયમના ખર્ચમાં ગણવો જોઈએ. (સરખાવો: મિ. એન્ટન મોહર—'ધિ ઑઇલ વૉર'; મો. લાટ્રાવે 'ધિ વર્લ્ડ સ્ટ્રગલ ફોર ઑઈલ,' પ્રકાશક, એલન એન્ડ અન્વીન, લંડન; મિ. આર. પી. આર્નોટ, 'ધિ પૉલિટિક્સ ઑફ ઑઈલ' પ્રકાશક

---

૧૧૭. ઉપર્યુક્ત પુસ્તક—પા. ૧૩૫, ૧૩૭. વધારામાં જુઓ ફેડરલ ઑઇલ કૉન્ઝરવેશન બોર્ડ નો ૧૯૨૬ ના સપ્ટેમ્બરમાં બહાર પડેલો પ્રારંભિક રિપોર્ટ,-સુપ્રિન્ટેન્ડન્ટ ઑફ ગવર્નમેન્ટ પ્રિન્ટિંગ, વૉશિંગ્ટન, ડી. સી. યુ. સ્ટે. આમાંના ફકરા સપ્ટેમ્બર ૨૫, ૧૯૨૭ના 'લિટરરી ડાઇજેસ્ટ', (ન્યૂયૉર્ક) માં ટાંક્યા છે.

લેબર પબ્લિશિંગ કંપની, લંડન, ૧૯૨૭. જોકે પાછલાં કેટલાંક વર્ષથી યંત્રો અને એન્જિનોની કાર્યશક્તિ બહુ વધી ગઈ છે તોપણ સુધારાથી જેટલો લાભ થયો છે તેના કરતાંય કેટલું વધારે ધન બળતણ કે શક્તિનાં વધેલાં ખર્ચ અને વહેંચણીનાં સાધનોનાં વધેલાં ખર્ચ જ ખાઈ ગયાં છે. વળી મૂડી અને વ્યવસ્થાનાં વધી ગયેલાં ખર્ચને લીધે સામાજિક તેમ જ આર્થિક વ્યવહારો જોખમકારક થાય છે. વસ્તુસ્થિતિ એવી સંદિગ્ધ છે કે કંઈ નહિ તોયે હિન્દુસ્તાન જેવા દેશમાં યંત્રો ઉપર મર્યાદા મૂકવામાં આવે તો તે અયોગ્ય ન ગણાય.

જો વસ્તુસ્થિતિ આવી જ હોય તો યંત્રો ઉપર મર્યાદા મૂકવાનો ગાંધીજીનો વિચાર બિલકુલ તરંગી છે એમ ન લાગે. બીજાઓને થોડા વખતમાં જે વસ્તુ ફરજિયાત રીતે કરવી પડવાની છે તે જ વસ્તુ એ હમણાં સ્વેચ્છાથી કરવાનું સૂચવે છે. તે જુદા કારણે આમ કરે છે એ ખરું છે, પણ એથી કાંઈ તેમની સૂચના ઓછી વ્યવહારુ બનતી નથી.[૧૧૮]

જેમને આ ભવિષ્ય બહુ જ દુઃખમય ભાસતું હોય તે એક વાતમાંથી સાંત્વન લઈ શકે કે “ગ્રીસની જાહોજલાલીનો આધાર કોલસા ઉપર નહતો અને જીવનની જરૂરિયાતો ઘટાડવા કરતાં બીજાં ઘણાં ભારે અનિષ્ટો છે.”[૧૧૯]

---

૧૧૮. એ ખાસ જાણવા જેવી બાબત છે કે પ્રાચીન સ્મૃતિકાર મનુએ મોટાં યંત્રો ખાનગી વ્યક્તિના સંચાલન નીચે હોય એ વસ્તુને એક હલકા ગુના તરીકે ગણી છે. (મનુસ્મૃતિ અ. ૧૧, શ્લોક ૬૩, ૬૪, ૬૬.)

૧૧૯. ઉપર જણાવેલું ટ્રોયન અને માનનું પુસ્તક.

આપણે આપણી દૃષ્ટિનું શોધન કરવું જોઈએ. મિ. જેમ્સ ફેરગ્રીવ પોતાના 'જ્યોગ્રોફી એન્ડ વર્લ્ડ–પાવર' નામના પુસ્તકમાં ૩૪૯ મા પાના ઉપર લખે છેઃ—

"કોલસા અને ખનીજ તેલની ખાણો એ જમાનાઓ પહેલાં ભેગી કરી મૂકેલી મૂડી સમાન છે અને તેનો ઉપયોગ કરવામાં આપણે શક્તિનો સંચય બિલકુલ કરતા નથી. સૂર્યની શક્તિથી ઉત્પન્ન થયેલો ખોરાક ખાવાથી થોડા દિવસ કે મહિનામાં જ મનુષ્યશક્તિ ઉત્પન્ન થાય છે. ૧૩૦ વર્ષ પહેલાં શક્તિની ઉત્પત્તિ માટે એ જ એક માર્ગ હતો. એ શક્તિઓ અને આ શક્તિઓમાં ભેદ છે. કોલસાની શક્તિનો ઉપયોગ એ તો અકસ્માત જેવું છે. ઔદ્યોગિક ઊથલપાથલને પરિણામે થયેલા ફેરફારને લીધે આપણે કદાચ એ વાત ભૂલી જઈએ કે આ એક અકસ્માત છે અને સૂર્યનો તાપ એ જ પૃથ્વીમાં જોવામાં આવતી બધી શક્તિનું મોટે ભાગે મૂળ છે. વળી આજે ઊગતી વનસ્પતિઓ બહુ જ સગવડભરી રીતે આપણને શક્તિ પૂરી પાડે છે. બાગબગીચા, ખેતીવાડી કે બીજા ગમે તે પ્રકારની ધરતીની ઊપજ એ જૂનામાં જૂનો ધંધો હોય કે ન હોય તો પણ નિઃશંક બધાનું મૂળ છે."

યંત્રોમાં સૂર્યની શક્તિ એક રીતે વપરાય છે, અને હાથ-ઉદ્યોગમાં એ જુદી રીતે વપરાય છે. હાથઉદ્યોગ કરતાં યંત્રોમાં વધુ શક્તિ વપરાય છે પણ તે વધુ ઉચ્ચ કે સૂક્ષ્મ હેતુ માટે અથવા વધારે કળાત્મક કે નૈતિક પરિણામો લાવવા માટે વપરાય છે એમ નથી. આખરે તો વિજ્ઞાનના નવામાં નવા વિકાસદ્વારા અર્થાત્ સાપેક્ષતાના સિદ્ધાંત દ્વારા આપણે જાણીએ છીએ કે માત્ર કદ, જથ્થો કે ગતિ એ સાપેક્ષ વસ્તુઓ

છે. અને એમાં કાંઈ અભિમાન લેવા જેવું નથી. એ વસ્તુઓનો આધાર પ્રેક્ષકની સ્થિતિ, વલણ, અને ગતિ ઉપર જ સંપૂર્ણપણે હોય છે. અને તેથી તેનું આંતિમ મૂલ્ય નહિ જેવું હોય છે.

સાંચાકામના લાભ તેમ જ દોષ બન્ને છે. આમાંના ઘણા દોષો મિ. ઑસ્ટિન ફ્રીમૅને 'સોશિયલ ડિકે ઍન્ડ રિજનરેશન' નામના પોતાના પુસ્તકમાં બહુ જ સારી રીતે સમજાવેલા છે. એ પુસ્તકનો ઉલ્લેખ આ પુસ્તકમાં આગળ કરવામાં આવ્યો છે. એક દોષની ચર્ચા તેમણે કરી નથી અને તે યંત્રોને અંગે ઊભાં થતાં વ્યવસ્થાનાં, નિભાવનાં, ઘસારાનાં, નકામાં થઈ જવાનાં, વીમાનાં, વ્યાજનાં અને કરનાં ખર્ચ છે. મૂડીવાદના સાથે ભળવાથી આ બધાં ખર્ચોનો બોજો આર્થિક અસ્થિરતા ઉત્પન્ન કરે છે અને આર્થિક શક્તિને એકહથ્થુ કરી મૂકે છે. આ દોષોને નિવારવા માટે કે હળવા કરવા માટે યંત્રોના ઉપયોગને મર્યાદિત કરવાનો વિચાર બિલકુલ મૂર્ખાઈ ભરેલો અને અરુચતો તો નથી જ.

આર્થિક અને નૈતિક બન્ને દૃષ્ટિએ ગાંધીજી યંત્રોના ઉપયોગ ઉપર મર્યાદા મૂકવી ઇષ્ટ માને છે. પહેલાં તો હું એ તમને જ સંપૂર્ણપણે સ્વીકારતો હતો,[૧૨૦] પણ વધુ વિચાર કરતાં મને લાગે છે કે ઘણાંખરાં અથવા તો ભયંકર અનિષ્ટો યંત્રોને લીધે નહિ પણ મૂડીવાદને લીધે ઉત્પન્ન થાય છે. યંત્રો મારફત કાર્ય કરતી શક્તિથી આ અનિષ્ટો મોટાં થઈ જાય છે, ફેલાઈ જાય છે અને ઝટ આંખે ચડે છે, એ વાત નિઃશંક છે.

---

૧૨૦. મદ્રાસના 'કરંટ થૉટ' ના જુલાઈ, ૧૯૨૬ ના અંકમાં મારો 'મૉરલ્સ ઑફ મશીનરી' નામનો લેખ જુઓ.

પણ ખરું અનિષ્ટ તો માણસમાં છે, બાહ્ય વસ્તુઓમાં નથી.[૧૨૧]

કેટલુંક નુકસાન તો યંત્રોનો સાચો અર્થ અને તેના ઉપયોગનાં પરિણામો તેમ જ મૂડીવાદ તથા મિલકત સાથે તેને શો સંબંધ છે તે સંપૂર્ણ રીતે લોકો સમજતા નથી તેથી ઊભું થાય છે.

એક માણસ સાંચાકામ કે ઉદ્યોગવાદનો નાશ કરી શકે એમ માનવાની મૂર્ખાઈ તો કોઈ ન કરે, પણ ઇતિહાસ ઉપરથી એવા અનેક દાખલા મળે છે કે એક માણસ પોતાના જમાનાના કરોડો માણસોનું અવ્યક્ત વલણ વ્યક્ત કરે અને તેને એક વસ્તુ ઉપર સ્થિર કરે, તેમ જ ધ્યાનમાં ન આવે એવી સામાજિક કે આર્થિક બળોની સ્થિતિ અને વલણ પ્રગટ કરે. એમ પણ હોય કે ગાંધીજી પોતાની અસાધારણ સહજાવબોધશક્તિથી ખેડૂતોની સૂર્યની શક્તિની વાર્ષિક આવકનો પૂરેપૂરો ઉપયોગ કરવાની સ્વાભાવિક વૃત્તિને જ વ્યક્ત કરતા હોય અથવા તો અનેકાવલંબી સામાજિક જીવન અને સંસ્કૃતિ તથા તેને સહાયકારી વસ્તુઓ તરફનો એશિયાવાસીનો પક્ષપાત જણાવતા હોય; અથવા તો તે માણસ જાતમાં વધુ

---

૧૨૧. દારૂની જેમ જો કોઈ વસ્તુ સારાના કરતાં ખરાબ ઉપયોગોમાં જ વધારે આવે એવી હોય તો તેને ઠીક રીતે ખરાબ વસ્તુ કહી શકાય એમ જણાવીને ગાંધીજી આ વિચાર ઉપર સખત ટીકા કરે છે. પણ મને લાગે છે કે જો ઉદ્યોગને સ્વરૂપ આપનાર અને પ્રેરનાર તરીકે મૂડીવાદ હયાતી ભોગવતો મટે તો એની સાથે સાંચાકામનો ઘણો ભાગ તો નીકળી જાય અને જે કંઇ બચે તે સારા ઉપયોગમાં આવવાના કરતાં ખરાબ ઉપયોગમાં ઝટ ઝટ આવે એવો નહિ હોય. અંતે તો આ બાબતમાં કદાચ પોતપોતાની તાત્ત્વિક દૃષ્ટિ અને વૃત્તિઓ પોતાનું દૃષ્ટિબિંદુ નક્કી કરે.

પ્રમાણમાં એકત્ર આણે એવા સામાજિક અને આર્થિક એકમોને એકત્ર કરવાની નવીજ પદ્ધતિ પસંદ કરવાની વૃત્તિ વ્યક્ત કરી રહ્યા હોય. કંઈ નહિ તોયે અમેરિકામાં તો સાંચાકામ પોતાનું કામ કર્યાં જશે એમ માની શકાય. એશિયા પોતાને ત્યાં ઉદ્યોગવાદનો નાશ ન કરે પણ તે તેના કાર્યને એવે માર્ગે વાળે કે જેથી તે અંતમાં માણસોની વધુ ઉપયોગી સેવા કરી શકે. સાદા ખેડૂતોની રૂઢિચુસ્તતામાં ઘણીવાર આપણે માનીએ છીએ તે કરતાં વધુ ડહાપણ હોય છે.

જે કોઈ સુધારો કે મર્યાદાઓ થશે તે નૈતિક કે કાયદાના અંકુશથી નથી થવાનાં પણ સૂર્યશકિતનો ઉપયોગ કરવાની અને તેથી ઉત્પન્ન થતી વસ્તુઓની વહેંચણી કરવાની બીજી રીતોના તેમ જ બંનેની વ્યવસ્થાના સાચા વિકાસ અને ફેલાવાથી જ થઈ શકશે.

જો સાંચાકામનો ઉપયોગ અને તેની શકિત ઉપર કાબૂ કે મર્યાદા મૂકવાં હોય તો તે કયે ધોરણે કરવું એ શોધી કાઢવું મુશ્કેલ છે. મને તો લાગે છે કે કુદરત અને માણસ વચ્ચે પરસ્પર સહકાર આજે છે એ કરતાં વધુ પ્રમાણમાં સ્વીકારીને જ આ કામ કરવું જોઈએ. આ જ વાત માત્ર નૈતિક કે આધ્યાત્મિક પરિભાષામાં પણ કહી શકાય. સાંચાકામ અને શકિત માનવજાતના કલ્યાણને અર્થે વપરાવાં જોઈએ. આવા ખ્યાલથી માણસના કુદરત સાથેના યુદ્ધનો અને તેણે કુદરત ઉપર મેળવેલી જીતનો વિચાર ખરી પડશે. તેને બદલે કુદરત અને જડતત્ત્વ સાથે તેમ જ જુદી જુદી પ્રજાના માણસો સાથે ઐક્ય અને સંગતિમાં વિશ્વાસ ઉત્પન્ન થશે. આવા વિચારો હિંદીઓ તરત સ્વીકારી શકે એમ છે—ભલેને વિજ્ઞાનની

છેલ્લામાં છેલ્લી શોધોનો જેમને પરિચય નથી એવા પશ્ચિમના વાંચકોને એ બેહૂદા લાગે.[૧૨૨]

સાંચાકામ શક્તિઓનું સમતોલપણું રાખી શકતું નથી અને સંચિત શક્તિનો નિરંકુશ ઉપયોગ કરે છે તેથી ગાંધીજીના શબ્દો પશ્ચિમના લોકો સમજી શકે તેવી ભાષામાં કહીએ તો–તે એક ભારે પાપ(ભૂલ) નું પ્રતિનિધિ છે.[૧૨૩]

સાંચાકામને લીધે ઇંગ્લંડમાં અને હિંદુસ્તાનમાં બેકારી ઉત્પન્ન થઈ છે અને આગલા પ્રકરણોમાં સમજાવ્યું છે તે પ્રમાણે સાંચાકામ જેટલી સૂર્યશક્તિ વાપરે છે તેટલું કામ આપતું નથી એથી પણ એનો ઉપયોગ ભૂલભરેલો છે એમ લાગે.

"સામાન્ય દૃષ્ટિએ જે લાભકર્તા લાગે એમાં ભારે હાનિ રહેલી હોય છે અને એથી જ તે કાળે સમાજ કે જાતિને સમગ્ર રીતે ભારે નુકસાન થાય. આખી માનવજાતના સામુદાયિક કલ્યાણને માટે કુદરત માતા પ્રત્યે દરેક માણસે અમુક ધર્મો બજાવવાના છે અને એ ધર્મોમાં પૃથ્વી પરના બધાય પદાર્થોનો સામાજિક ઉપયોગ કરી સામાજિક સંતોષ

૧૨૨. જુઓ એ. એન. વાઈટહેડ, 'સાયન્સ ઍન્ડ ધિ મૉડર્ન વર્લ્ડ', કેમ્બ્રિજ યુનિવર્સિટી પ્રેસ, ૧૯૨૬ અને જે. સી. બોઝ– 'પ્લૅન્ટ ઑટોગ્રાફ ઍન્ડ ધેર રિવિલેશન્સ'–લૉંગમૅન્સ ગ્રીન, લંડન. ૧૯૨૭.

૧૨૩. એ ખાસ નોંધવાજેવી બાબત છે કે ખ્રિસ્તી 'ન્યૂ ટેસ્ટામેન્ટ' ના અસલ ગ્રીક લખાણમાં જે શબ્દનું અંગ્રેજીમાં ભાષાંતર 'પાપ' કરવામાં આવ્યું છે તેનો અક્ષરશઃ અર્થ 'નિશાન ચૂકી જવું' અથવા 'ભૂલ કરવી' એમ થાય છે.

પ્રાપ્ત કરવો એ પણ આવી જાય છે, કારણ કે પૃથ્વીના સાર્વજનિક વારસામાં અને માનવ જાતનાં કાર્યોનાં ફળોમાં દરેક માણસ ભાગીદાર છે, એવા જાતિની એકતાના ઉચ્ચ આદર્શની સિદ્ધિ એમાં જ રહેલી છે."[૧૨૪]

"જો કોઈ સંસ્કૃતિ સ્થાપિત થવા માગતી હોય તો તેણે પોતાની શક્તિનાં જમા ઉધાર પાસાં સરખાં રાખતાં શીખવું જોઈએ. અર્થાત્ પોતે જેટલી શક્તિ ખર્ચે છે તેટલી દર વર્ષે જળ, વાયુ કે સૂર્યના અખૂટ શક્તિભંડારમાંથી મેળવી લેવી જોઈએ."[૧૨૫]

હિંદુસ્તાન અને ચીનની સંસ્કૃતિઓ આટલી બધી સ્થિર છે એનું કારણ કદાચ એ હોય કે તેઓ બીજી સંસ્કૃતિઓ કરતાં શક્તિનું સમતોલપણું વધુ સારી રીતે જાળવે છે અથવા કુદરત સાથે તેમનો વધુ સહકાર છે. વળી તે ઉપરાંત ત્યાંની આર્થિક અને સામાજિક સંસ્થાઓ અનેકાવલંબી, નાના વિસ્તારવાળી અને પરસ્પર ઓછી સંકળાયેલી છે. અર્થશાસ્ત્રની બાબતમાં પણ અમેરિકા અને યુરોપને એશિયા પાસે ઘણું શીખવાનું છે એમ માલૂમ પડશે.[૧૨૬]

---

૧૨૪. આર. મુકરજી, 'પ્રિન્સિપલ્સ ઑફ કમ્પૅરેટિવ ઇકૉનૉમિક્સ,' પી. ઍસ. કિંગ ઍન્ડ સનસ, લંડન, ૧૯૨૧, પુ.૧ પા. ૮૮.

૧૨૫. આગળ જણાવેલા ડબ્લિને સંપાદિત કરેલા પુસ્તકનું ટ્રૅયન અને માને લખેલું 'પૉપ્યુલેશન પ્રૉબ્લેમ્સ' નામનું આઠમું પ્રકરણ.

૧૨૬. જુઓ, એફ. એચ. કિંગ 'ફાર્મર્સ ઑફ ધિ ફૉર્ટી સેન્ચરીઝ', હારકોર્ટ બ્રેસ ઍન્ડ કું., ન્યૂયૉર્ક, ૧૯૨૭.

## પરિશિષ્ટ ૫

# પૂર્વ અને પશ્ચિમના ભાવી સંબંધોની બે દૃષ્ટિએ

પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિએ એક બીજાને મળવાથી અને કેટલેક અંશે એક થઈ જવાથી એશિયાના દરેક ભાગમાં ઢગલાબંધ સમસ્યાઓ ઊભી થઈ છે: આ સંસર્ગમાં જે જે ભૂલો, અન્યાયો અને અત્યાચારો થયાં છે તે ગણાવી તે વિષે પુણ્ય પ્રકોપ અને શોક વ્યક્ત કરવાં એ તો સહેલી વાત છે. પણ આ પુસ્તકમાં એને સ્થાન નથી.

આજની પરિસ્થિતિ એ ભારે કટોકટીનો સમય છે પણ ઇતિહાસ આપણને શીખવે છે કે એ બન્ને પક્ષો શક્તિશાળી હોય અને પોતે પસંદ કરેલાં સ્થાયી તત્ત્વોને સંપૂર્ણ રીતે અપનાવી અનુકૂળ કરી લેતા હોય તો આવા મિલનમાંથી જ વધુ મોટી અને સુંદર સંસ્કૃતિ ઊભી થાય છે.

પૂર્વના શું કે પશ્ચિમના શું બધાય માનવ પ્રેમીઓને એવી ઇચ્છા હોય છે કે પોતાની પ્રજા પોતાના દોષો ધોઈ નાખી, પોતાની ભૂલો સુધારી લઈ ઉજ્જવળ ભવિષ્ય તરફ પ્રયાણ કરે. આ બન્ને સંસ્કૃતિઓ માને છે કે પોતાની પાસે

કંઈક એવું મહાન અને ઉત્તમ તત્ત્વ છે અને તેની બીજાને જરૂર છે. ગમે એટલાં વિરોધ, રોષ, ઘૃણા અને અભિમાન હોવા છતાં દરેકને પોતપોતાની નિર્બળતાનું ભાન છે અને તેમ છતાં બીજી સંસ્કૃતિ પોતાને મદદ કરી શકે કે કેમ એ વિષે શંકા છે.

પૂર્વ અને પશ્ચિમ બન્નેને માટે પ્રશ્ન તો એ છે કે બીજાએ કરેલી ભૂલો પોતે શી રીતે નિવારવી? બીજાના કયા કયા અનુભવો સર્વતઃ સાચા છે? અને પોતે પોતાના વારસાના જે અંશોને સાચવવાં માગતા હોઈએ તેનો નાશ કર્યા વિના એ અનુભવો પોતાની સંસ્કૃતિનાં અંગો બની જાય એવી રીતે તેની ગૂંથણી અને ઉપયોગ કેમ કરી શકાય?

ઘણા ટીકાકારો એમ માને છે કે પશ્ચિમની સંસ્કૃતિનો ક્ષય શરૂ થયો છે. આ વાત સાચી છે કે નહિ એ કદાચ ચરમ કે પરમ મહત્વની વાત ન હોય કારણ કે સંસ્કૃતિઓ અને સંસ્થાઓ એ તો સામુદાયિક ટેવો જ છે, અને માનવજાત તો ટેવો બદલાયા છતાં આગળ વધ્યે જ જાય છે; અને દરેક સમાજના ઉત્તમોત્તમ પુરુષાર્થનો આત્મા કદી હણાતો નથી. જ્યારેજ્યારે વિકાસની ગતિ ન થવાથી કે સ્થૂળ આવરણો સખત થઈ જવાથી આત્મા રૂંધાય છે ત્યારેત્યારે આત્મા જીવંત રહે એટલા માટે આવરણ ભેદાવું જ જોઈએ: "જ્યાં સુધી ઘઉંનો દાણો જમીનમાં પડી નાશ પામતો નથી ત્યાં સુધી તે એકલો જ જીવે છે. પણ જો તે નાશ પામે તો તેમાંથી અનેક દાણા ઉત્પન્ન થાય છે." પ્રાચીન ગ્રીસના આત્માનો ઘડીભર વિચાર કરો; રોમન સામ્રાજ્યનો નાશ પણ થયો, પણ તે સ્થાપનારના વંશજો આજે પણ જીવતા જાગતા છે, એટલે

મુખ્ય પ્રશ્ન તો એ છે કે દરેક સંસ્કૃતિ જગતને અને ભવિષ્યને ઉત્તમોત્તમ કઈ વસ્તુ આપી શકે એમ છે ?

પશ્ચિમે પૂર્વ પાસેથી ઘણું શીખવાનું છે. કદાચ એને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય કે કેટલું શીખવાનું છે, પણ એની ચર્ચા કરવાની મારી યોગ્યતા નથી. પૂર્વ અને પશ્ચિમ બન્નેના ઘણા માણસો એમ માને છે કે મૂડીપ્રધાન ઉદ્યોગવાદ અને વાણિજ્ય એ ભૂલ છે અને એશિયાના કોઈ પણ દેશે તેને પોતાની સંસ્કૃતિનું અંગ બનાવવું એ સારી વસ્તુ નથી. હું પણ એમ જ માનું છું. એમ છતાં સમાજવાદના ઉદ્દેશો ગમે એટલા સુંદર હોય તોયે હું તેનો પક્ષ કરતો નથી. પણ ઘણા લોક એમ માને છે કે પશ્ચિમના વિજ્ઞાનના કેટલાક પ્રયોગો બાદ કરીએ તો એ વિજ્ઞાન જગતને એક ભેટ સમાન છે. અને કેટલીક મર્યાદાઓ અને સુધારાઓ સ્વીકારી દરેક સંસ્કૃતિ અને સભ્યતા એને અપનાવે એ યોગ્ય છે. આવા સુધારા વધારા અરવિંદ ઘોષના તત્ત્વજ્ઞાન, રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યો તથા સંગીત અને ગાંધીજીનો માનવપ્રેમ તેમ જ ચીન અને જાપાનના કેટલાક ઉત્તમ ગુણોમાંથી આવી શકે. એટલે કે વિજ્ઞાનની ઊણપ પૂરવા માટે વધુ સૂક્ષ્મ, ગંભીર અને સર્વતઃ એકાગ્ર દૃષ્ટિથી માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વ્યવસ્થાઓ તથા દૈનિક જીવનના પ્રત્યેક કાર્યમાં તેના આચરણને તપાસી સમજવાની જરૂર છે.

છેલ્લાં થોડાં વર્ષોમાં ઇન્સ્ટીન, વાઈલ, એડિંગ્ટન, વ્હાઈટ-હેડ, રસેલ, હાલ્ડેન અને બોઝ જેવા વૈજ્ઞાનિકોની શોધખોળના પરિણામે વિજ્ઞાનનું ખોટું અભિમાન ઘણે ભાગે ખરી પડયું છે, તેનો જડવાદ ધોવાઈ ગયો છે ને તે ઉદાર બન્યું છે, વધુ માનવ-

ભાવવાળું થયું છે, સહિષ્ણુ બન્યું છે અને કાવ્ય, કળા, ધર્મ અને અક્ષેયવાદનો સ્વીકાર કરવાને પણ રાજી છે.[૧૨૭]

વિજ્ઞાન પહેલાં હતું તે કરતાં તેના આજના વલણ અને પરિસ્થિતિને લીધે હિંદને વધુ સ્વીકાર્ય બનશે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ગણિતીય પદાર્થવિજ્ઞાનનો નીચોડ ઉપનિષદ્‌ના પ્રાચીન દ્રષ્ટાઓના વિચારો સાથે અદ્‌ભૂત રીતે મળતો આવે છે.

એમ છતાં હિંદના સારાસારા વિચારકોને પણ વિજ્ઞાનની ઉપયોગિતા વિષે શંકા રહે છે તેથી હિંદના એક સ્પષ્ટતમ દ્રષ્ટા અને ગંભીર વિચારક શ્રી. અરવિંદ ઘોષનાં વચનો અહીં ઉતારીએ છીએ. તેમણે જડવાદ ઉપર એક નિબંધ લખ્યો છે.[૧૨૮] એ વિષયં ઉપર લખાયેલા સહુ નિબંધોમાં એ નિબંધ

---

૧૨૭ જુઓ, એ. એન. વાઈટહેડ, 'સાયન્સ ઍન્ડ મૉડર્ન વર્લ્ડ', 'કેમ્બ્રિજ યુનિ. પ્રેસ, ૧૯૨૬; જી. એન, લેવિસ—'ધિ અનેટૅમિ ઑફ સાયન્સ', યેલ યુનિ. પ્રેસ, ન્યૂ હેવન, યુ. સ્ટે., ૧૯૨૬ એ. એસ. એડિંગ્ટન–'સ્પેસ, ટાઈમ ઍન્ડ ગ્રૅવિટેશન', કેમ્બ્રિજ યુનિ. પ્રેસ, ૧૯૨૩; લૉઇડ મૉરગન, 'ઇમરજન્ટ ઇવોલ્યુશન' અને 'લાઈફ, માઈન્ડ ઍન્ડ સ્પિરિટ'; જે. ડબ્લ્યુ. એન. સલીવાન, 'આસ્પેક્ટ્સ ઑફ સાયન્સ,' બીજી શ્રેણી, કોલિન્સ, લંડન, ૧૯૨૬; તેમ જ તેમણે લખેલું 'ટીરની ઑફ સાયન્સ,' કેગન, પૉલ, લંડન, ૧૯૨૭; જે. સી. બોઝ, 'પ્લૅન્ટ ઑટોગ્રાફ્સ ઍન્ડ ધૅર રિવિલેશન્સ', લૉંગમૅન્સ ગ્રીન, લંડન, ૧૯૨૭; જે. આર્થર ટૉમ્સન–'આઉટલાઇન ઑફ સાયન્સ,' જે. પી. પુટનૅમ્સ સન્સ, લંડન. ૧૯૨૨; એચ. પૉઇંકારે, 'સાયન્સ ઍન્ડ મેથડ'.

૧૨૮. સરતચંદ્ર ગુહાએ લખેલા અને આર્ય પબ્લિશિંગ હાઉસ, કૉલેજ સ્ટ્રીટ માર્કેટ, કલકત્તા એ પ્રસિદ્ધ કરેલા 'ઇવોલ્યુશન' નામના ચોપાનિયામાંથી.

એ વિષયનું મૂલ્ય આંકવાની દૃષ્ટિએ અમને સર્વોત્તમ લાગ્યો છે. તેમાં તે કહે છે:—

"એનાં પરિણામો નિષ્પક્ષપાત રીતે તપાસો. એણે પ્રજાના જ્ઞાનને અત્યંત વિશાળ બનાવ્યું છે તથા તેને શોધખોળ માટેની ભારે ધીરજ, ઝીણવટ અને ચોકસાઈની ટેવ પાડી છે. જો તેણે આટલું જ્ઞાનના એક જ મોટાં ક્ષેત્રમાં કર્યું હોય તોપણ તેણે બીજાં ઉચ્ચતર ક્ષેત્રો માટે પણ તે જ જીજ્ઞાસા, બૌદ્ધિક પ્રામાણિકતા અને જ્ઞાનશક્તિનો વિસ્તાર થાય એવી તૈયારી કરી આપી છે. એણે શોધનકળાનાં અપૂર્વ બળ અને સમૃદ્ધિથી ઘણી શોધો, ઓજારો, કાર્યશક્તિઓ, વિજયો અને સગવડો આપણા હાથમાં મૂકી દીધાં છે. એ સાધનોથી ઘણું અનિષ્ટ થયું છે પણ કલ્યાણ પણ કાંઈ ઓછું થયું નથી. એ વસ્તુઓ દ્વારા ઉચ્ચતર હિત સાધી શકાય એમ નથી એવું ભલે કહીએ તોપણ આપણામાંના બહુ જ થોડા એ વસ્તુઓનો ત્યાગ કરવા તૈયાર થશે. પહેલી દૃષ્ટિએ વદતોવ્યાઘાત જેવું જણાશે પણ તેણે માણસના આદર્શવાદને પણ પુષ્ટ કર્યો છે. એકંદરે જોતાં તેણે માણસની આશાને વધુ મધુર બનાવી છે અને તેના સ્વભાવમાં વધુ માનવતા પૂરી છે. સહિષ્ણુતા વધી છે, સ્વાતંત્ર્ય પણ વધ્યું છે, ઉદારતા વધુ સાહજિક બની છે અને શાંતિ હજી શક્ય ન બની હોય તો તે પ્રાપ્ત થશે એવી આશા દિવસે દિવસે બળવત્તર થતી જાય છે.......

......"જનતા એ છેવટનું ઈશ્વર તત્ત્વ નથી. તેના કરતાં ઈશ્વર પર છે, પરંતુ જનતા દ્વારા પણ આપણે તેની શોધ અને સેવા કરવાની છે. પણ જનતાધર્મ એટલે ઉત્તરોત્તર વધતાં જતાં દયાભાવ, સહિષ્ણુતા, ઉદારતા, સેવાભાવ, ઐક્યભાવ,

વિશ્વભાવ, એકતા અને વૈયક્તિક તેમ જ સામુદાયિક વિકાસની પ્રચુરતા. અને આ બધી વસ્તુઓ તરફ બીજા કોઈ પણ જમાનામાં શક્ય હતું તે કરતાં આજે આપણે વધુ ગતિથી આગળ વધી રહ્યા છીએ–ભલેને આપણે ઠોકરો ખાતા હોઈએ અને ભયંકર ભૂલો કરતા હોઈએ."

"પ્રગતિ એ જ માનવ જીવનના હેતુનું રહસ્ય છે, કારણ કે એથી જ આપણે મહત્તર અને સમૃદ્ધ જીવનમાં પ્રવેશ પામીએ છીએ...એનો ઉદ્દેશ મોટેભાગે બાહ્ય પ્રગતિનો હતો અને આંતર પ્રગતિ એ વધુ આવશ્યક હતી. પણ બાહ્ય પ્રગતિને અવગણીએ તો આંતર પ્રગતિ પણ અપૂર્ણ રહે. આપણે કોઈ એક જ ક્ષેત્રના વિકાસનો આગ્રહ થોડા કાળ સુધી રાખીએ, તોપણ પ્રગતિ માત્ર સહાયક હોઈ તેનું પરિણામ એ આવે છે કે આપણાં જીવનમાં ગંભીર અને ઉચ્ચતર ક્ષેત્રોમાં પણ વિકાસ થવાની આવશ્યકતા વધુ બળથી અને અર્થપૂર્ણ રીતે આપણને સમજાય છે.........વળી આંતરમુક્તિ એ જ ખરી આવશ્યક વસ્તુ છે એમાં શક નથી, તેમ જ આંતર સાક્ષાત્કાર વિના મુક્તિ માટેનો બાહ્ય પ્રયત્ન નિષ્ફળ નીવડે તો પણ આંતરમુક્તિની સાધના કરવી અને બાહ્ય બંધનોને કાયમ રાખવાં અથવા એકાંત મુક્તિમાં આનંદ માની માનવ જાતને જકડાયલી રહેવા દેવી એ પણ વિચારદોષ છે. અને એ ઉઘાડો પાડવો જ જોઈએ. આપણે કહી દેવું જોઈએ કે એ આદર્શ સંકુચિત અને બહુ જ એકલપેટો છે.".........

"વિજ્ઞાન એ માત્ર અંતે વિચારતાં તો પ્રક્રિયાઓનું જ સાચું જ્ઞાન છે, છતાં પ્રક્રિયાઓનું જ્ઞાન પણ સમગ્ર જ્ઞાનનું જ અંગ છે. અને તેથી પ્રક્રિયાઓની પાછળ રહેલા ઊંડા સત્યનો વિશાળ અને સ્પષ્ટ પરિચય પામવા માટે આવશ્યક છે...એણે

પોતે જ ઊભા કરેલા જ્ઞાનનું માળખું વિશાળ થઈ જવાને પરિણામે વિજ્ઞાન પોતે જ પોતાનાં બંધનોને વટાવી જાય એ અનિવાર્ય હતું."

"માણસે પોતાનાં બધાં ભૌતિક અંગોનો દૃઢ વિકાસ સાધવો, પોતાના શરીરને, જીવનને અને બહિર્ગામી મનને સંરક્ષવું અને પૂર્ણ બનાવવું તથા પોતાના નિવાસસ્થાન પૃથ્વીનો પૂરેપૂરો કબજો લેવો, જડસૃષ્ટિને સમજવી અને તેનો ઉપયોગ કરવો, પોતાની પરિસ્થિતિને સમૃદ્ધ કરવી અને વિકાસ પામતા પોતાના મનોમય, પ્રાણમય અને ભૌતિક જીવનને વિશાળબુદ્ધિની મદદથી સંતોષવું એ જરૂરી છે. માણસની આવશ્યકતા એટલાથી જ પૂરી થતી નથી પણ તેની આવશ્યકતાનો અને માનવપૂર્ણતાનો એ જ મોટો ભાગ છે; એનો પૂરેપૂરો અર્થ પાછળથી સમજાય છે. માત્ર શરૂતાતમાં જ એ જીવનનો ઊભરો છે એવો આભાસ થશે. પણ અંતે અને વાસ્તિક રીતે તો જણાશે કે તે આત્માની એક જરૂર છે, દિવ્યજીવનની યોગ્ય પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની તૈયારી છે.

"આ દુનિયામાં માણસનો જન્મ ઈશ્વરને માર્ગે સેવા કરીને પોતામાં રહેલા ઈશ્વરતત્ત્વને સિદ્ધ કરી બતાવવા માટે છે. તેણે જગતની અવગણના કરવાની કે ઈશ્વરશકિત કે તેની વિભૂતિ તથા ઈશ્વરી દાખવવાને અપાયેલી પ્રાથમિક સામગ્રીને તરછોડવાની નથી.

"વિજ્ઞાનનાં બિલકુલ ભૌતિક સાધનો છોડી દઈએ અને ઝીણવટ પૂર્વક તપાસ અને પ્રયોગોની આકરી કસોટીએ જે સર્વત્ર ચડી ન શકે તેને સિદ્ધ તરીકે ન માની લેવાની તેની આવશ્યક કડક પદ્ધતિને વળગી રહીએ, તોપણ પારભૌતિક તત્ત્વોને પામી શકીશું.

"સૈકાઓથી દુન્યવી ક્ષેત્રમાં કરેલા પુરુષાર્થમાંથી ત્રણ વસ્તુઓ છેવટે રહી જશે. ૧: ભૌતિક દુનિયાનું રહસ્ય અને તેની મહત્તા, ૨: આપણા વિચાર કે કલ્પનાનો અધ્યારોપ કરવાની ઉતાવળ કર્યા વિના પ્રકૃતિ અને સત્ય કેવી રીતે હયાત છે અને વિકાસ પામે છે તે પોતે જ પ્રકટ કરે એ જાતની જ્ઞાનપ્રાપ્તિની વૈજ્ઞાનિક પદ્ધતિ, અને ૩: છેલ્લી વસ્તુ જે મહત્ત્વમાં જરાય ઊતરતી નથી તે પાર્થિવ જીવનનું રહસ્ય અને મહત્તા અને તેના વિકાસના સારરૂપે મનુષ્યનો પુરુષપ્રયત્ન. આ વસ્તુઓ તો રહેશે જ પણ તેમનો અર્થ બદલાશે અને તેમાંથી મહત્તર પ્રશ્નો પ્રગટ થશે. આપણી આશાઓ અને પરિશ્રમ વિષે આપણને વધુ વિશ્વાસ બંધાવાથી આપણે એ વસ્તુઓને વધુ વિશાળ અને ગાઢતર સૃષ્ટિજ્ઞાન અને આત્મજ્ઞાનના પ્રકાશમાં રૂપાંતર પામેલી જોઈશું."

# મૂડીવાદનું શક્ય રૂપાંતર

મૂડીવાદને વિષે તો પ્રખ્યાત બ્રિટિશ અર્થશાસ્ત્રી, મિ. જે. એમ. કીન્સ, ('ધિ ઇકોનૉમિસ્ટ' તેમ જ 'ધિ નેશન એન્ડ એન્થેનિયમ'ના સંપાદક) પોતાના નાના પુસ્તક 'ધિ એન્ડ ઑફ લેસે ફેર" માં[૧૨૯] લખે છેઃ–

"હું તો એમ માનું છું કે મૂડીવાદને જો ડહાપણ-પૂર્વક ચલાવવામાં આવે તો આજે નજરે પડતી બીજી કોઈ પણ પદ્ધતિ કરતાં તે દ્વારા આર્થિક ઉન્નતિ વધુ સાધી શકાય. બાકી મૂડીવાદ પોતે તો અત્યંત દોષપૂર્ણ છે.

આજનો આપણો પ્રશ્ન આપણને ગમતા જીવનમાર્ગના ખ્યાલોથી વિરોધી નહિ અને છતાં વધુમાં વધુ કાર્યકર એવી સમાજ વ્યવસ્થા ઊભી કરવાનો છે.

"પ્રગતિનું હવે પછીનું પગલું રાજકીય ધાંધલ કે ઉતાવળિયા પ્રયોગને પરિણામે નહિ પણ વિચારને પરિણામે ભરાવું જોઈએ. આપણે આપણી લાગણીઓ માનસિક પ્રયત્નથી સ્પષ્ટ રીતે સમજવી જોઈએ. આજે તો આપણી સહાનુભૂતિ અને આપણી વિવેકબુદ્ધિ બે વિરુદ્ધ પક્ષોમાં વહેંચાઈ જવાનો સંભવ છે. તેનાથી મન દુઃખી અને કુંઠિત

---

૧૨૯. ધી હોગાર્થ પ્રેસ, લંડન, ૧૯૨૬.

થઈ જાય છે. કાર્યક્ષેત્રમાં તો સુધારકો પોતાની બુદ્ધિ અને હૃદય વચ્ચે મેળ જાળવી કોઈ એક સ્પષ્ટ અને ચોક્કસ ધ્યેયને દૃઢ રીતે નહિ અનુસરે ત્યાં સુધી તેમને વિજય મળશે નહિ. આજે મને જગતમાં એવો એક પણ પક્ષ દેખાતો નથી કે જે સાચે રસ્તે સાચા ધ્યેયની ઉપાસના કરતો હોય. જ્યાં પ્રયોગોને માટે જૂજ જ અવકાશ હોય છે તેવા જ સંજોગોમાં ગરીબાઈ પરિવર્તન કરવાનું પ્રોત્સાહન આપે છે. જ્યારે સલામતીભેર પ્રયોગો અજમાવી જોવાનો લાગ હોય છે ત્યારે જ ધનાઢ્યતા તેને માટેનું પ્રોત્સાહન દૂર કરી દે છે. આ બાબત માટે પ્રારંભ કરવાને યુરોપ પાસે સાધનો નથી અને અમેરિકાને ઇચ્છા નથી. બાહ્ય વિગતોના સંબંધથી ઉપજતી આપણી આંતરિક લાગણીઓના નિખાલસ પરીક્ષણમાંથી સ્વાભાવિક રીતે નીપજતી એવી વસ્તુઓની એક નવી જ પ્રતીતિની આપણને જરૂર છે"

મૂડીવાદને બુદ્ધિપૂર્વક ચલાવી શકાય એવો મિ. કીન્સનો મત મને તો તાત્ત્વિક દૃષ્ટિએ તેમ જ પરિણામની દૃષ્ટિએ અશક્ય છે એમ લાગે છે. મી. કીન્સે પોતે જ મૂડીવાદનો જે સિદ્ધાંત દેખાડ્યો છે, કે આર્થિક તંત્રને ગતિ આપવા માટે વ્યક્તિઓની ધનોપાર્જન અને ધનવાંછનાની વૃત્તિની તીવ્ર ઉત્તેજના ઉપર નિર્ભર રહેવું, તે માનવ જાતના મૂળગત નૈતિક તથા અધ્યાત્મિક ઐક્યનો વિરોધી છે અને એથી જ મિ. કીન્સ ઉપર કબૂલ કરી ગયા છે તે મુજબ મૂડીવાદ આપણા હૃદયને ખટકે છે. જે તત્ત્વ જ ખોટું છે તેને બુદ્ધિપૂર્વક ન જ ચલાવી શકાય.

પણ જો હાલની સરકારો જે પાયાપર કરે છે તેના

કરતાં જુદા પાયા પર અનેકાવલંબી તથા નાના વિસ્તારવાળા સામાજિક અને આર્થિક એકમો એકત્રિત કરીને ગાંધીજીના કાર્યક્રમ જેવા કોઈકની સાથે ભેળવવામાં આવે તો તે હવે પછી ભરવાના પ્રગતિના પગલાની શરૂઆત તરીકે ખુશીથી ચાલે એમ મને તદ્દન શક્ય લાગે છે. તેમની યોજનામાં માણસો 'પોતાની બુદ્ધિ અને હૃદય વચ્ચે મેળ જાળવી કોઈ એક સ્પષ્ટ અને ચોક્કસ ધ્યેયને દૃઢ રીતે અનુસરી શકે' એમ લાગે છે.

જે બાહ્ય વિગતોના સંબંધથી ગાંધીજીમાં ઉત્પન્ન થયેલી લાગણીઓએ ગાંધીજીને મિ. કીન્સ જેની વાત કરે છે તેવી વસ્તુઓની એક નવી જ પ્રતીતિ આપી છે અને જેમનો સંબંધ થતાં કદાચ બીજાઓને પણ મળે તે બાહ્ય વિગતોનું સાચું મહત્ત્વ દર્શાવવાનો મેં આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે. પ્રાચીન કાળમાં જળચર પ્રાણીઓને હવા અને જમીન પર જીવવાને માટે જરૂરી એવાં ફેફસાં અને બીજાં સાધનો મળ્યાં નહોતાં. જ્યારે વધુ બળવાન શત્રુઓએ તેમના ઉપર હુમલો કર્યો અને તેમને એ સાધનો વગર ચાલે એમ રહ્યું જ નહિ ત્યારે જ તેમણે તેમને વિકસાવ્યાં. તેવી રીતે હિન્દુસ્તાન પણ પોતાની ગરીબાઈને લીધે મરણિયું બની આજ સુધી ચાલતી આવેલી આર્થિક અને સામાજિક જીવનની રીતિઓ કરતાં કોઈ નવીજ અને ઉચ્ચતર પ્રકારની રીતિ શોધી કાઢે એ બનવા જોગ છે.

## પરિશિષ્ટ ૬

# કાર્યશકિત વિષે નોંધ

પાશ્ચાત્ય યાંત્રિક ઉત્પત્તિના પક્ષપાતીઓ કહે છે કે યંત્રોની સરસાઈ, હાથ કરતાં યંત્રો વધુ શક્તિ વાપરે છે એમાં નથી, પણ યંત્રો શક્તિને વધુ સારી રીતે વાપરે છે એમાં છે.

કાર્યશક્તિનો પ્રશ્ન આ પુસ્તકમાં ઘણે સ્થળે વિચારવામાં આવ્યો છે, તેમ છતાં આ ટીકાનો ફરીથી જવાબ આપવા માટે ટૂંકમાં તેનું પુનરાવર્તન કરી જવું એ ઠીક થઈ પડશે.

મેં એ વસ્તુ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે માલની ઉત્પત્તિ, સ્થાનાન્તર, મોટા પાયા પર યંત્રોની ગોઠવણી, કારખાનાં માટે મકાનો અને યંત્ર ચલાવવાનું ખર્ચ ગણીએ તો પૂર્વમાં સાધારણ રીતે વપરાતાં હાથનાં સાધનો કરતાં એક યંત્ર તરીકે સાંચાકામ ઓછું કામ આપે છે. વળી મેં એ પણ જણાવ્યું છે કે ખરો પ્રશ્ન યંત્રની દૃષ્ટિએ કાર્ય-સાધકતાનો નથી પણ આર્થિક દૃષ્ટિએ કાર્યસાધકતાનો છે આ પુસ્તકમાં આગળ ટાંકવામાં આવેલ મિ. ચેઈઝના ‘ધિ

ટ્રૅજેડી ઑફ વેસ્ટ' નામના પુસ્તકમાં જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં માલની ઉત્પત્તિ, વહેંચણી અને વ્યયને અંગે જબરો બગાડ થાય છે. કદાચ પશ્ચિમના બીજા દેશોમાં પણ એટલો જ બગાડ થતો હશે. વળી પશ્ચિમની આર્થિક પદ્ધતિઓ અને રીતિઓથી મોટે ભાગે તેમનો વેગ, તેમનું મોટું પ્રમાણ, મજૂરો ઓછા કરવાની વૃત્તિ અને એકાદ કામમાં ખાસ કુશળતા મેળવવાની રીતને કારણે મજૂરોના ગંદા વાસ, અતિશય ગિરદી અને કામના કલાકો વધારે હોવાથી ઉત્પન્ન થતી નાદુરસ્તી, સ્વાભાવિક ગ્રામ જીવનની છિન્નભિન્નતા, હડતાળો, વર્ગ વર્ગ વચ્ચે વેર, પ્રજા પ્રજા વચ્ચે વેપારની હરીફાઈ તથા યુદ્ધો વગેરે મારફતે અનેક વ્યક્તિગત તેમ જ સામાજિક ગુણોની ક્ષતિ અને હાનિ થઈ છે.[૧૩૦]

આર્થિક કાર્યશક્તિનો સાચો ખ્યાલ મેળવવા માટે આ બધા પ્રત્યક્ષ અને પરોક્ષ આર્થિક લાભ તેમ જ હાનિઓનો વિચાર કરવો જોઈએ.

જ્યારે આ બધી બાબતોનો પૂરેપૂરો વિચાર કરીએ ત્યારે પશ્ચિમનો વધુ કાર્યશક્તિનો દાવો મોટે ભાગે મોળો થઈ જશે. પૂર્વ પોતાની કાર્યશક્તિ પુષ્કળ વધારી શકે એમ છે, પણ આજે તેણે નિરાશ થવાની જરૂર નથી.

૧૩૦. વળી જુઓ જી. ફૅરેરો, 'એન્શ્યન્ટ રોમ ઍન્ડ મૉડર્ન અમેરિકા', જી. પી. પુટનૅમ ઍન્ડ સન્સ, લંડન.

## પરિશિષ્ટ ૭

# ગ્રંથ અને ગ્રંથકારનો પરિચય

શ્રી. ગ્રેગનો તથા તેમણે લખેલા આ પુસ્તકનો સંપૂર્ણ પરિચય શ્રી. મહાદેવ હરિભાઈ દેશાઇએ એપ્રિલ ૨૨, ૧૯૨૮ ના 'નવજીવન'ના અંકમાં આપ્યો છે. તે મનનયોગ્ય હોઈ નીચે ઉતારવામાં આવ્યો છે:

"રિચર્ડ ગ્રેગ નામના અમેરિકન સજ્જન બે વર્ષ ઉપર આશ્રમમાં આવ્યા હતા. ગાંધીજીના સંદેશથી આકર્ષાઈને આવ્યા હતા. આવીને ખાદીપ્રવૃત્તિનો અભ્યાસ કર્યો, એક વર્ષ સુધી દેશમાં ફર્યા, ખાદીઉત્પત્તિનાં કેન્દ્રો જોયાં, અને પોતાના સૂક્ષ્મ અને નિષ્પક્ષ અભ્યાસના ફળરૂપે 'ખાદીનું અર્થશાસ્ત્ર' નામનું પુસ્તક તેમણે પ્રગટ કર્યું છે. ખાદીના સાહિત્યમાં આ પુસ્તક અનેક રીતે કદાચ પ્રથમ સ્થાન લેશે.

"મિ. ગ્રેગની આ પુસ્તક લખવાની લાયકાત અસાધારણ કહેવાય. અમેરિકામાં કાયદાનો અભ્યાસ કરેલો, પછી એક કરોડાધિપતિના મંત્રી તરીકે મોટાં મોટાં કારખાનાંનાં તંત્ર જોયેલાં, પાછળથી ખેતીનો અનુભવ લેવા માટે એક ફાર્મ ઉપર પણ કામ કરેલું, અને છેવટે હિંદુસ્તાન તરફ આકર્ષાયા. ગણિત અને અર્થશાસ્ત્રના તો તેઓ અભ્યાસી છે, અને

સમાજશાસ્ત્રનો પણ એટલો જ અભ્યાસ હોવાથી બંને શાસ્ત્રોને સમાજને કેમ લાગુ પાડવાં એ તેઓ જાણે છે. અમેરિકામાં હાલના યંત્રયુગનો એમણે ખૂબ અનુભવ લીધો, અને તેથી કંટાળી અને શાંતિમય તથા કલ્યાણમય પ્રવૃત્તિને માટે તલસતા તેઓ બહાર નીકળ્યા. પશ્ચિમ વિષે તેમનો કંટાળો એ જેમ અનુભવ ઉપર અવલંબેલો છે, તેમ પૂર્વ વિષેનો તેમનો અનુરાગ પણ સૂક્ષ્મ અવલોકન અને વિચાર ઉપર અવલંબેલો છે. પૂર્વના તેઓ અંધ પૂજારી નથી, પૂર્વના દોષો પણ તેમણે જોયા છે, પણ પૂર્વની કેટલીક વસ્તુઓ તેમને ખેંચે છે. વેદના કાળના આપણે સૂર્યના ઉપાસકો. આપણી સૂર્યની ઉપાસનામાં આપણા જીવનનાં સ્વાસ્થ્ય, શાંતિ, પ્રમાણ, માધુર્ય નિશ્ચલતા અને સૌંદર્યની કૂંચી એમને દેખાય છે. સૂર્યમાંથી જીવન મેળવીને પોતાને સમયે સમયે વિકાસ પામતાં વૃક્ષ પુષ્પાદિના ઇતિહાસ જેવા નિર્મળ અને સ્વાભાવિક આપણું જીવન એમને લાગે છે. પૌર્વાત્યો માટેના આ પ્રકારના સમભાવ સાથે એમનો અભ્યાસ તો ઊંડો રહેલો છે જ. અર્થશાસ્ત્ર એ કેવળ અર્થશાસ્ત્ર ન હોય પણ પરમાર્થશાસ્ત્ર હોવું જોઇએ એ પ્રકારની ભાવના આજના વિચારકો પોષી રહ્યા છે, એ વિચારકોના ગ્રંથોનો પણ મિ. ગ્રેગે ખૂબ અભ્યાસ કર્યો છે. પરિણામે એમણે એવું પુસ્તક તૈયાર કર્યું છે કે જે હિંદુસ્તાનની આર્થિક સ્થિતિનો અભ્યાસ કરી તેના નિવારણનો નિષ્પક્ષ વિચાર કરનાર સ્વદેશી તેમ જ વિદેશી દરેક જણનું ધ્યાન ખેંચ્યા વિના ન રહે.

“મિ. ગ્રેગે બે વર્ષ હિંદુસ્તાનમાં રહી પોતાની આંખે હિંદુસ્તાનની ગરીબી જોઈ. તેને માટે થતા પ્રયત્નો જોયા,

અનેક નેતાઓને મળ્યા, અને તેમને લાગ્યું કે હિંદુસ્તાનનો મહાવ્યાધિ બેકારી છે. એ બેકારી ત્યારે જ મટે કે આપણે ત્યાં જે મનુષ્યશક્તિ અને સવિતાના તેજની શક્તિના ભંડાર ભર્યા છે તેનો અપવ્યય થતો અટકે. આ ભંડારનું આપણને કંઈક માપ મળે એટલા ખાતર તેમણે કેટલાક આંકડા પહેલા અને બીજા પ્રકરણમાં આપ્યા છે, અને 'ઇજનેરી વાતો' એ નામ આપ્યું. સાચો ઇજનેર યંત્રની ભાંજગડમાં ન પડતાં શક્તિનો વધારેમાં વધારે ઉપયોગ કેવી રીતે થાય તેનો જ વિચાર કરે—ફોર્ડ જે પોતે પોતાની બુદ્ધિ અને વ્યવહાર દક્ષતાથી કરોડાધિપતિ બન્યો છે તેનું વચન લઈને તેમાંથી મિ. ગ્રેગ અનુમાન ખેંચે છે.

"ત્યારે હિંદુસ્તાનની આ શક્તિ અને યંત્રની ખાણ કેટલી મોટી છે? બધી શક્તિનું મૂળ સૂર્ય છે. આજના ઉદ્યોગ અને ભૂતકાળનું માણસનું સર્વ કાર્ય સૂર્ય દેવતામાંથી મળતી શક્તિના ઉપયોગથી થયું છે. માણસની યંત્રશક્તિ ખોરાકમાંથી ઉત્પન્ન થાય છે, અને ખોરાકમાં શક્તિનું તત્ત્વ સૂર્યના પ્રકાશમાંથી આવેલું છે. આમ ખાતોપીતો માણસ એ એક એન્જિન છે, જેમાં ખોરાકના કોલસા પૂરાયા કરે છે. મિ. ગ્રેગ કહે છે કે ગાંધી એન્જિનિયર આ એન્જિનોને રેંટિયા યંત્રો સાથે લગાડી દેવા માગે છે, અને એ એન્જિન ચલાવવાં જેટલાં સસ્તાં, સહેલાં, ઉપાધિ વિનાનાં છે, અને યંત્ર જેટલાં સસ્તાં, અને સુલભ છે, તેટલાં વરાળયંત્રો સસ્તાં નથી, સુલભ નથી, દેશમાં ઉત્પન્ન થતાં નથી.

"મિ. ગ્રેગે ખોરાકના રસાયનશાસ્ત્રનો પણ અભ્યાસ કરેલો છે. સપ્રમાણ તેઓ જણાવે છે કે માણસનું કાર્ય

સામાન્ય રીતે ૧/૪ થી ૧/૧૦ હૉર્સ પાવર જેટલું ગણાય. (હૉર્સ પાવર એટલે ઘોડાની શક્તિ નહિ પણ ૫૫૦ રતલ વજન એક ફૂટ સુધી ઉઠાવવાની શક્તિ); હવે જો એ આપણે ૧/૧૦ હૉર્સ-પાવર જેટલું ગણીએ તોપણ હિંદુસ્તાનના ૧૦ કરોડ ૭૦ લાખ માણસો જેઓ ખેતીવાડીમાં મજૂરી કરનાર વર્ગ છે તેમની શક્તિ ૧ કરોડ ૭ લાખ હૉર્સ-પાવર જેટલી કહેવાય. હવે રેંટિયો ચલાવતાં માણસની શક્તિના સોમા ભાગ જેટલો ખર્ચ થતો હોય એમ માની લઈએ તો ૧ લાખ ૭ હજાર હૉર્સ-પાવર જેટલી શક્તિ આપણને ખેતી-વાળા ભાગોમાં જ મળી રહે છે. આ ૧૦ કરોડ ૭૦ લાખ માણસોને કાંઈ નહિ તો ૩ મહિના કશું જ કામ નથી, એટલે ત્રણ મહિના ૧ લાખ ૭ હજાર હૉર્સ-પાવર જેટલી શક્તિનો અપવ્યય થાય છે. આ શક્તિ મુંબાઈની મિલોમાં જેટલી શક્તિનો ઉપયોગ થાય છે તેથી અથવા ટાટા હાઇડ્રોઇલેક્ટ્રિક કંપનીમાં જેટલી શક્તિનો ઉપયોગ થાય છે તેથી વધારે છે. હવે મનુષ્ય યંત્ર તરીકે બીજા યંત્ર કરતાં જરાય ઊતરતું નથી, કારણ યંત્રમાં વપરાતા કોલસાના થોડા જ ભાગનો ઉપયોગ થાય છે, બીજો બળી જાય છે. મનુષ્ય પોતાના ખોરાકના ૨૫ થી તે ૩૦ ટકા સુધીના ભાગને યંત્ર શક્તિનું રૂપ આપે છે, એટલે મિ. ગ્રેગ સિદ્ધાન્ત કાઢે છે કે **મનુષ્યએન્જિનની જોડે જોડેલા રેંટિયાયંત્રો એ કોયલા વરાળની મદદથી ચાલતી મિલના કરતાં વધારે કાર્યસાધક છે;** કારણ મિલ ચલાવવામાં જે કોલસો જોઈએ બૉઇલર અને એન્જિન જોઈએ, બીજાં હજારો નાનાંમોટાં યંત્રો જોઈએ, તેમાં જે રાક્ષસી શક્તિનો વ્યય થયેલો છે તેનો

સહસ્રાંશ પણ મનુષ્ય અને રેંટિયાની જોડીમાં નથી થતો. જેટલો માલ જોઈતો હોય તે ઉત્પન્ન કરવાને જેટલી યંત્રશક્તિ જોઈએ તેના કરતાં અનેકગણી શક્તિનો મિલોમાં અપવ્યય થાય છે, એટલે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ એ નુકસાન છે.

"આમ મિ. ગ્રેગની રીત તો ભૂમિતિની છે. એક પછી એક કડી સાંધતા જઈને આપણી આગળ છેવટે સિદ્ધાન્તની સાંકળ તેઓ રજુ કરી દે છે. આમ ઉપર પ્રમાણે સિદ્ધાન્ત કાઢીને મિ. ગ્રેગ કહે છે કે આ ગણત્રી સંકુચિત દૃષ્ટિના ઇજનેરોની કે અર્થશાસ્ત્રીની નથી, પણ વિશાળ દૃષ્ટિના ઇજનેરો અને અર્થશાસ્ત્રીની છે. એ દૃષ્ટિ ધણું ઉત્પન્ન કરવાની કે ખોબા જેટલા માણસોને કરોડાધિપતિ કરવાની નથી, પણ કરોડોના કલ્યાણની છે. મિલોથી જૂજ માણસો તાલેવાન થાય તે આજે જે મનુષ્યશક્તિનો અપવ્યય થઈ રહ્યો છે તેના હિસાબમાં કાંઈ વિસાતમાં નથી.

"આમ કરોડાધિપતિનું નહિ પણ કરોડો માણસોનું, ધનોપાર્જનનું નહિ પણ કલ્યાણનું અર્થશાસ્ત્ર રજૂ કરી મિ. ગ્રેગ ચરખાના અર્થશાસ્ત્રની સાંકળમાં બીજો આંકડો જોડે છે. એ બીજો આંકડો એ છે કે મિલની ત્રાક રેંટિયાની ત્રાક કરતાં અને મિલની સાળ હાથસાળ કરતાં વધારે કામ આપે છે છતાં આપણે ત્યાં મહેનતના બચાવનો પ્રશ્ન નથી, આપણે તો શક્તિનો અપવ્યય થાય છે તેને માટે કામ શોધવાનો પ્રશ્ન છે. અનેક આંકડાઓથી મિ. ગ્રેગ પૂરવાર કરે છે કે આજે મિલોની જેટલી હરીફાઈ છે તે હરીફાઈ પણ ઓછી થતી જાય છે, અને જશે, અને છેવટે હિંદુસ્તાનમાં માણસની ખરીદવાની શક્તિ જ ન રહે તો તે ખરીદશે શું? માણસની

ખરીદવાની શક્તિ વધારવાનો અને બેકારી મટાડવાનો રેંટિયા અને સાળ જેવો ઉપાય નથી એ વસ્તુ ઉપર મિ. ગ્રેગ હવે આવે છે. નાના પ્રમાણમાં, એક જ ઠેકાણે અને એક જ હાથે થતા કામના અનેક ફાયદાઓ મિ. ગ્રેગ એક પ્રકરણમાં વર્ણવે છે અને કહે છે: 'હિંદમાંથી રૂ લઈને તેને જાપાન, ઇટલી કે ઇંગ્લંડ મોકલવું અને ત્યાંથી તૈયાર કપડાં તરીકે લઈ આવવું, અને તે રૂ ઉગાડનાર ખેડૂતને વેચવું એ સરાસર બેવકૂફી લાગે છે. ખાદી અને મિલના કાપડની કિંમતની સરખામણી કરીને આ ક્રિયામાં આર્થિક લાભ જોવામાં કશો અર્થ નથી, કારણ દેશની બેકારી, ગ્રામ્યજીવનનો નાશ, તથા ઉદ્યોગ અને ખેતી એ બે વચ્ચે ચાલતો સુંદર સંવાદ તૂટી જાય છે તે જોતાં પેલો લાભ તો ક્યાંય ઊડી જાય છે.'

"હવે બેકારીના પ્રકરણ ઉપર આવીએ. ઉપર જણાવી ગયા કે ઓછામાં ઓછા ત્રણ મહિના સુધી ૧૦ કરોડ અને ૭૦ લાખ માણસને કશું કામ હોતું નથી. આ તો ખેડૂતોને જ બીજાં કેટલાં બેકાર માણસો પડયાં છે તેનો તો હિસાબ જવા દઈએ. આ ૩૦ ટકા બેકારી અને ઇંગ્લંડની ૧૯૨૧ની પાંચ ટકા બેકારી અને આજકાલની ૩ ટકા માણસની બેકારીની સરખામણી કરો! એ બેકારી માટે ઇંગ્લંડ કેટલું ઉથલપાથલ થાય છે તેનો વિચાર કરો, અને આપણી બેકારીના ઉપાયને ઇંગ્લંડ સાંખી નથી શકતું એનો વિચાર કરો! આપણી બેકારીનું માપ મિ. ગ્રેગ કાઢે છે. રોજના ત્રણ આના મજૂરી ગણીએ તો ૧૦ કરોડ ૭૦ લાખ માણસની ત્રણ મહિનાની મજૂરી ૧,૮૭૫૬૭૨૫,૦૦૦ રૂપિયા ચવા જાય છે. આ ખેતી કરનારા વર્ગની બેકારી દેશની વસ્તીના

પ્રમાણમાં માણસ દીઠ રૂ. ૫–૭–૦ થવા જાય છે. આ રકમ આપણા દેશના લશ્કરી ખર્ચ કે જમીનમહેસુલના કરતાં પણ વધારે છે. હવે રેંટિયાની મજૂરી આપણે એક આનો ગણીએ તોપણ આપણા ૧૦ કરોડ ૭૦ લાખ માણસો ત્રણ મહિના બેકાર છે, તેથી દેશને ૬૦ કરોડ ૧૮ લાખ જેટલું નુકસાન છે, અને એટલા જ માણસો રેંટિયા ચલાવે તો એટલી ખોટ પૂરાય. ૧૦ કરોડ ૭૦ લાખ વસ્તીમાંથી કેવળ સ્ત્રીઓ જ રેંટિયો ચલાવે તો એ ખોટ ૧૯ કરોડ ૩૫ લાખની થવા જાય છે.

"બેકારીના ભયંકર બોજાનું માપ આ આંકડાથી મળી રહે છે. આ માપ બતાવીને મિ. ગ્રેગ અતિશય સાવધાનીથી પોતાની દલીલ રજુ કરે છે: '૨૫૦ વર્ષો ઉપર ઘેરઘેર રેંટિયો હતો, અને બ્રિટિશ નીતિને પરિણામે ઇરાદાપૂર્વક અને યોજનાપૂર્વક તેનો નાશ કરવામાં આવ્યો, એમ ઇતિહાસ સિદ્ધ કરે છે. છતાં આજની બેકારી એ કારણને પરિણામે આવી છે એમ ન કહી શકાય, તેમ જ એનો થોડોઘણો દોષ પણ બીજી કોઈ વસ્તુ ઉપર આરોપી શકાતો નથી; છતાં પરદેશી કાપડ આવવાને લીધે ખેડૂતોનો જૂનો ધંધો તેમના હાથમાંથી ગયો છે, અને આજે બેકાર ખેડૂતોનો ચોથો ભાગ પણ રેંટિયા ચલાવે તો તેટલી બેકારી મટે. વળી આપણે એમ પણ કહી શકીએ કે હિંદ પરદેશી કાપડ ખરીદવાનું ચાલુ રાખે તો એ બેકારી ન મટે, એટલે એ અર્થમાં આપણે દલીલની ખાતર કહી શકીએ કે પરદેશી કાપડની ખરીદી હાલની બેકારીના ચોથા ભાગ જેટલાને માટે જવાબદાર છે.'

"આપણી આ બેકારીથી ઇંગ્લંડને—અથવા સામ્રાજ્યને

—શાં લાભહાનિ છે તે મિ. ગ્રેગ બતાવે છે. ગ્રેટબ્રિટનમાં કુલ જેટલું કાપડ ઉત્પન્ન થાય છે તેના ૩૨ ટકા જેટલું એટલે ત્રીજા ભાગ જેટલું હિંદુસ્તાન લે છે, અને હિંદુસ્તાન જેટલું મિલનું કાપડ વાપરે છે તેના ૪૫ ટકા જેટલું બ્રિટિશ કાપડ છે. ' આ જોશું તો જણાશે કે બ્રિટિશ મિલમજૂરોનો ત્રીજો ભાગ બેકાર હિંદીઓના ત્રીજા ભાગને ભોગે મજૂરી મેળવી શકયો હતો. એટલે ૧,૮૪,૦૦૦ બ્રિટિશ મજૂરો ૩ કરોડ ૨૦ લાખ હિંદીઓને બેકાર બનાવીને મજૂરી પામ્યા. સામ્રાજ્યની યંત્રશક્તિની વ્યવસ્થાની દૃષ્ટિએ આ વસ્તુ સાંખી શકાય એવી છે ખરી? ...... આ ૧,૮૪,૦૦૦ બ્રિટિશ મજૂરોની મજૂરી ૧,૭૭,૦૦,૦૦૦ પૌંડ હતી, એટલે ૨૩ કરોડ રૂપિયા હતી. પણ ૩ કરોડ ૨૦ લાખ મજૂરોને જો રોજના ત્રણ આના લેખે કામ મળે તો ૫૪ કરોડ રૂપિયા મળે. ...... હવે જો પેલા ખોબા જેટલા મજૂરોને મજૂરી આપવાની કંઈક એવી વ્યવસ્થા થઈ શકે કે જેથી બીજે ઠેકાણે બેકારી ઉત્પન્ન ન થાય તો સામ્રાજ્યની આબાદી એકંદર રીતે ન વધે? ... ... જો ખરીદવાની શક્તિનું દૃષ્ટિબિંદુ આખા જગતમાં લાગુ પાડીએ તો એમ જણાશે કે એક પ્રજા બીજી પ્રજાના મોટા ભાગને ભોગે પોતાના લોકોને મજૂરી આપે તો તે આપઘાતક નીતિ થઈ પડે. કારણ પેલા માણસો આખરે એટલા બેકાર થશે કે મજૂરી કરનાર લોકોએ ઉત્પન્ન કરેલો માલ લેવાની બેકાર પ્રજાની શક્તિ જ નથી રહેવાની.

“ આમ મિ. ગ્રેગની વિવેકી દૃષ્ટિ દરેક દલીલને અંતે કર્મના મહાનિયમ ઉપર આવીને ઊભે છે. એક તરફ પારકાને ભોગે લાભ કરવા જશો તો બીજી તરફ નુકસાન થયા

વિના રહેવાનું જ નથી. ખાદીની વિરુદ્ધ કરવામાં આવતી દલીલોના મિ. ગ્રેગે એક પ્રકરણમાં સચોટ જવાબ આપ્યા છે. તેમાં ખાદીનો ધંધો લેંકેશાયરના મજૂરોને ભૂખે મારવાનો ધંધો છે એ વાંધાનો મિ. ગ્રેગ આ પ્રમાણે નિકાલ કરે છે: 'સાચું અર્થશાસ્ત્ર એક દેશને માટે જ નહિ પણ વિશ્વને માટે સાચું હશે. સાચા અર્થશાસ્ત્રનું પાલન કરીને એક દેશ બીજા દેશને હાનિ પહોંચાડી નથી શકવાનો. હિંદ, લેંકેશાયર અથવા જાપાનની મિલોના હિતૈષીઓ ખાદીને ઉતાવળમાં દોષ દેતાં અથવા ખાદીમાં પોતાનો નાશ જોતાં જરા વિચાર કરે તો સારું. આખા જગતમાં રૂના વેપારની પુનર્ઘટના થવાની જરૂર છે. અને તે પુનર્ઘટનાને અંગે તેમણે પણ કાંઈક સોસવું પડ્યા વિના છૂટકો જ નથી. ...... જગતમાં નવું વિધાન ઉત્પન્ન થઈ રહ્યું છે તેનો આ હિંદુસ્તાનનું નવવિધાન એ એક ભાગ જ લાગે છે. ગાંધીજીને તેમના મહાકૃત્યને માટે દોષ દેવો એ ઇતિહાસનું ખરું સ્વરૂપ સમજવાની અશક્તિ સૂચવે છે. ઇતિહાસ એ ભૂતકાળમાં બનાવી મૂકેલી, એકબીજાથી સ્વતંત્ર પ્રજાઓનો સમૂહ નથી, પણ એકબીજા ઉપર નિરંતર અસર કરી રહેલી વ્યક્તિઓ અને સમૂહોનું એક પ્રજામંડળ છે. **પાશ્ચાત્ય સુધારાએ જે જે ભૂલો કરી છે તે ભૂલોને માટે, ગાંધી અને તેમનો રેંટિયો હો કે ન હો તોપણ તે તે પ્રજાઓએ ખમવું પડવાનું જ છે. . . . . . પણ સાચી વાત તો એ છે કે ખાદીની ભાવના એ હિંદુસ્તાનનું પશ્ચિમને પવિત્ર દાન છે, એ દાનથી પશ્ચિમના દેશોના બેકાર લોકોને પણ લાભ થવાનો સંભવ છે.'** આ દૂરદર્શી વચનોમાં ભવિષ્યવાણીના ભણકારા સંભળાય છે.

"આ ઉપરાંત અનેક પ્રકરણો છે, પણ એનો સાર ન આપીએ; એ પ્રકરણોમાં તો ખાદી વિષેની 'નવજીવન' 'યંગ-ઇંડિયા' માં આવેલી ઘણી હકીકતો મિ. ગ્રેગે પોતાની રીતે આપેલી છે. મિ. ગ્રેગના પુસ્તકની વિશેષતાનું દર્શન ઉપર કરાવી ગયો છું. 'ખાદી નિબંધ' હિંદી વાંચકોને માટે હતો. તેમાં ઇતિહાસનો ભાગ વિશેષ છે, જે ઇતિહાસ પ્રત્યેક હિંદીએ જાણવાની જરૂર છે. મિ. ગ્રેગે પોતાનું પુસ્તક હિંદી ઇતિહાસના વમળથી અલગ રહીને લખ્યું છે, અને તેમ કર્યા છતાં ખાદી વિષે મુદ્દાની વાત અજબ સાવધાની, સચોટતા અને નવીનતાથી વર્ણવી છે. હિંદને તો એ પુસ્તકનો ઉપયોગ છે જ પણ હિંદને પાયમાલ કરનારા દેશોને એ પુસ્તકનો વધારે ઉપયોગ છે. પાશ્ચાત્ય પ્રજાઓને જાગૃત કરવાને માટે જ આ પુસ્તક લખાયું છે, અને જાણે એ લખીને મિ. ગ્રેગે પોતાની પ્રજાના ઋણનો થોડો અંશ ફેડયો છે."

## પરિશિષ્ટ ૮

### ૧

# હિંદમાં હાથકંતામણ અને હાથવણાટ તથા ખાદીપ્રવૃત્તિને અંગે બહાર પડેલા સાહિત્યની સૂચી

[આ યાદીમાં મૂળ લેખકે તો માત્ર અંગ્રેજી પુસ્તકોની જ યાદી આપી છે એટલે અહીં પણ તે જ યાદી ઉતારવામાં આવી છે. પરંતુ જે પુસ્તકોના ગુજરાતી અનુવાદ થયા છે તેમની માહિતી તે પુસ્તક સાથે કૌંસમાં આપી છે.]

## અખિલ ભારત ચર્ખાસંઘ, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી (હાલ મિરજાપુર, અમદાવાદ) તરફથી પ્રસિદ્ધ થયેલું

'ખદ્દર વર્ક ઇન ઇન્ડિયા ઇન ૧૯૨૨' (મહાસભા સમિતિ ખાદી બોર્ડનો અહેવાલ); 'ખાદી બુલેટિન્સ, ૧૯૨૩' 'રિપોર્ટ ઑફ ઓલ ઇન્ડિયા ખાદી બોર્ડ ૧૯૨૪'; 'ઑલ ઇંડિયા ખાદી બોર્ડ, જૂન ૧૯૨૪'; 'એ ખાદી ટૂર, ૧૯૨૪'; 'રિપોર્ટ ઑફ ઑલ ઇન્ડિયા ખાદી બોર્ડ વર્ક,' અખિલ ભારત ચર્ખા સંઘ,

૧૯૨૪–૨૫; ‘ખાદી ગાઇડ’ ૧૯૨૫ અને ૧૯૨૯; ‘રિપોર્ટ ઑફ ઑલ ઇન્ડિયા સ્પિનર્સ ઍસોસિયેશન’ ૧૯૨૫–૨૬, ૨૬–૨૭, ૨૭–૨૮, ૨૮–૨૯ અને ૨૯–૩૦; ‘ચર્ખા શાસ્ત્ર’ ભા. ૧. મગનલાલ ખુ. ગાંધી (તેમણે ગૂજરાતીમાં જ લખેલા અને સત્યાગ્રહ આશ્રમય, સાબરમતી તરફથી પ્રસિદ્ધ થયેલા ‘વણાટશાસ્ત્ર’ ભા. ૧ નો અંગ્રેજી અનુવાદ); હૅંડ સ્પિનિંગ ઍન્ડ હૅંડ વીવિંગ’ એસ. વી. પૂણતાંબેકર અને એન. એસ. વર્દાચારીએ લખેલો નિબંધ, ૧૯૨૬ (આ પુસ્તકનો છગનલાલ જોશીએ કરેલો ગૂજરાતી અનુવાદ ‘ખાદી નિબંધ’ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ તરફથી પ્રકટ થયો છે); ‘ધિ તકલી ટીચર’, મગનલાલ ખુ. ગાંધી અને રિચર્ડ બી. ગ્રેગ, ૧૯૨૬.

## ખાદી પ્રતિષ્ઠાન, ૧૫, કૉલેજ સ્કૅવર, કલકત્તા તરફથી પ્રસિદ્ધ થયેલું

‘ખાદી મેન્યુઅલ’, બે પુસ્તક, સતીશચંદ્ર દાસગુપ્ત, ૧૯૨૪; ‘મૅસેજ ઑફ ખદ્દર’, ૧૯૨૩ માં કોકોનાડામાં ખાદી પ્રદર્શન ખોલતી વખતે સર. પી. સી. રૉયે આપેલું ભાષણ; ‘ચર્ખા’, સતીશચંદ્ર દાસગુપ્ત, સર પી. સી. રૉયના ઉપોદ્‌ઘાત સાથે; ‘દેશી રંગ’ સર પી. સી. રૉય (આ પુસ્તકનો ગૂજરાતી અનુવાદ એ જ નામે સત્યાગ્રહાશ્રમ, સાબરમતી તરફથી પ્રસિદ્ધ થયો છે.)

## ખાનગી પ્રકાશકો મારફતે

‘યંગ ઇન્ડિયા’ ૧૯૨૧–૨૨ અને ૧૯૨૬–(ગાંધીજીના અંગ્રેજી સાપ્તાહિક ‘યંગ ઇન્ડિયા’મા આવેલાં મુખ્ય લખાણોનો

સંગ્રહ. આમાં હાથકાંતણ, હાથવણાટ ચર્ખા અને ખાદી પ્રવૃત્તિને લગતાં ઘણા ખરાં ખાસ લખાણો આવી જાય છે.) પ્રકાશક એસ. ગણેશન, ટ્રિપ્લિકેન, મદ્રાસ.

( આ જ રીતે ગાંધીજીના ગૂજરાતી સાપ્તાહિક 'નવજીવન'માં છેક શરૂઆતથી ૧૯૨૨ માં ગાંધીજી જેલ ગયા ત્યાં સુધી આવેલાં સઘળાં લખાણોનો સંગ્રહ 'ગાંધીજીનું નવજીવન' પુ. ૧ થી ૨૨ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ તરફથી બહાર પડયો છે ) 'ધિ વ્હીલ ઑફ ફોર્ચ્યુન' ગાંધીજી, ૧૯૨૨, યંગ ઇન્ડિયા'માંથી પસંદ કરેલા લેખો, ગણેશ એન્ડ કું. મદ્રાસ; 'આર્ટ એન્ડ સ્વદેશી' એ. કે. કુમારસ્વામી, ગણેશ એન્ડ કું. મદ્રાસ.

## પ્રાંતિક સરકારો અથવા દેશી રાજ્યો તરફનાં પ્રકાશનો

**બિહાર અને ઓરિસ્સા:** સુપરિન્ટેન્ડન્ટ ઑફ ગવર્નમેન્ટ પ્રિન્ટિંગ બિહાર અને ઓરિસ્સા, પટના;

પત્રિકા નં. ૨, 'એ નોટ ઑન હૅંડલૂમ વીવિંગ ઇન ઇન્ડિયા' કે. એચ. રાવ; પત્રિકા નં. ૩, પ્રોસિડિંગ્ઝ ઑફ ધિ કૉન્ફરન્સ ઑફ ડાયરેક્ટર ઑફ ઇંડસ્ટ્રીઝ ઍન્ડ ટેક્સ્ટાઇલ ઍક્સપર્ટ્સ ઍન્ડ એસિસ્ટન્સ'; પત્રિકા નં. ૮, 'ધિ હેંડ સ્પિનિંગ ઑફ કૉટન.' કે. એચ. રાવ; પત્રિકા નં. ૯, 'એ વીવિંગ ઍન્ડ સાઇઝિંગ સેટ સ્યુટેબલ ફૉર કૉટેજ વીવર્સ', કે. એસ. રાવ. 'એ સેકંડ નોટ ઑન હેંડ લૂમ વીવિંગ ઈન ઇંડિયા' કે. એસ. રાવ.

**મુંબઈ ઇલાકો:** સુપરિન્ટેન્ડન્ટ ગવર્નમેન્ટ પ્રિન્ટિંગ એન્ડ સ્ટેશનરી, મુંબઈ:—

'નોટ્સ ઑન ઇંડિયન ટેક્સ્ટાઇલ ઇંડસ્ટ્રી વિથ સ્પેશિયલ રેફરન્સ ટુ હેંડ વીવિંગ' આર. ડી. બેલ.

**મદ્રાસ ઇલાકો:** ધિ સુપરિન્ટેન્ડન્ટ, ગવર્નમેન્ટ પ્રેસ, માઉન્ટ રોડ, મદ્રાસ, એસ. સી.

હુન્નરઉદ્યોગ ખાતાની પત્રિકાઓ: નં. ૧૯. ‘પેટર્ન વીવિંગ’ નં. ૨૦. ‘સોલિડ બોર્ડર સ્લેઝ’; ન્યૂ સિરીઝ નં. ૧૫. ‘બ્લેંકેટ ઇન્ડસ્ટ્રી ઇન ધિ સિડેડ ડિસ્ટ્રિક્ટ્સ ઓફ મદ્રાસ પ્રેસિડન્સી’; નં. ૧૬. ‘વુલન પાઇલ કાર્પેટ ઇંડસ્ટ્રી’; નં. ૨૧. ‘ડેવેલપમેન્ટ ઓફ કોટન પ્રિન્ટિંગ એન્ડ પેઇન્ટિંગ ઇંડસ્ટ્રી’; નં. ૨૨. ‘ડેવેલપમેન્ટ ઓફ મદ્રાસ હેંડકરચીફ એન્ડ લુંગી ઓર કૈલી ઓર ઇંડસ્ટ્રી’

‘મોનોગ્રામ ઓન ધિ કાર્પેટ વીવિંગ ઇન્ડસ્ટ્રી ઓફ સાઉથ ઇંડિયા’ એચ. ડી હેરિસ, ૧૯૦૮; ‘કોટન પેઇન્ટિંગ ઇન મદ્રાસ પ્રેસિડન્સી’ ડબ્લ્યુ. એસ. હેડવે ૧૯૧૭ ‘હેંડલૂમ વીવિંગ ઇન મદ્રાસ પ્રેસિડન્સી’ ડી. એમ. અમલસાડ, ૧૯૨૫

**બંગાળા:** બેંગોલ સેક્રેટેરિયેટ બૂક ડિપો, કલકત્તા;–

‘એ સમરી ઓફ ધિ કોટેજ ઇંડસ્ટ્રીઝ ઇન ધિ ડીસ્ટ્રિક્ટ્સ ઓફ બેંગોલ’ ૧૯૨૩; ‘રિપોર્ટ ઓન ધિ સર્વે ઓફ ધિ કોટેજ ઇંડસ્ટ્રીઝ ઓફ બેંગોલ’ ૧૯૨૪ (હાલ મળતી નથી) ‘સપ્લિમેન્ટરી રિપોર્ટ ઓન ધિ સર્વે ઓફ કોટેજ ઇંડસ્ટ્રીઝ ઇન બેંગોલ ફોર ધિ ડિસ્ટ્રિક્ટ્સ ઓફ મૈમનસિંગ, નદિયા એન્ડ ફરિદપુર’. ‘ટેકિનકલ એન્ડ ઇન્ડસ્ટ્રિયલ ઇન્સ્ટ્રકશન ઇન બેંગોલ’, ૧૮૮૮–૧૯૦૮. જે. એફ. કુમિંગ, ખાસ અહેવાલના બીજા ભાગમાં બંગાળાનાં નાનાં મોટાં કારખાનાં, ખાણો, કારીગરી અને આર્થિક ઉદ્યોગોની સ્થિતિનું દિગ્દર્શન આપવામાં આવ્યું છે.

## અન્ય પ્રકાશનો

'યંગ ઇંડિયા'–તંત્રી: ગાંધીજી; પ્રકાશક: સ્વામી આનંદ, (હાલ મોહનલાલ મ. ભટ્ટ) નવજીવન મુદ્રણાલય, અમદાવાદ. (અઠવાડિક અંગ્રેજી પત્ર. આ જ સ્થળેથી દર અઠવાડિયે ગાંધીજીના તંત્રી પદ નીચે ગૂજરાતી સાપ્તાહિક 'નવજીવન' પ્રસિદ્ધ થાય છે) 'ધિ ચર્ખા યાર્ન' મુન્તઝિન બહાદુર વી. એ. ટલચેરકર, ૧૯૨૫, કર્તાએ પ્રસિદ્ધ કરેલું, ટોપીવાળાનો માળો, સૅન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪; 'ધિ એક્ઝિઝ ફૉર આર્ટિસ્ટિક ઍન્ડ ઇંડસ્ટ્રિયલ રિવાઇવલ ઇન ઇંડિયા' ઈ. બી. હાવેલ; ધિ થિયોસૉફિસ્ટ ઑફિસ, અડ્યાર, મદ્રાસ. ૧૯૧૨; 'ધિ બૅંગોલ સિવિલ સર્વિસ ઍન્ડ ધિ કૉટેજ ઇંડસ્ટ્રીઝ ઑફ બેંગોલ' મુખરજી, કલકત્તા યુનિવર્સિટી પ્રેસ, ૧૯૨૭; 'ધિ ઇન્ડિયન ક્રાફ્ટ્સમૅન' એ. કુમારસ્વામી; 'હૅન્ડલૂમ વીવિંગ' એચ. એચ. ઘોષ, આર. કૅમ્બ્રે ઍન્ડ કું. કૉલેજ સ્કવૅર, કલકત્તા, ૧૯૦૬; 'ઍડવાન્સમેન્ટ ઑફ ઇંડસ્ટ્રી' એચ. એચ. ઘોષ, હાથશાળના ઉદ્યોગ વિષેનું એક પ્રકરણ, આર. કૅમ્બ્રે ઍન્ડ કું. ૧૯૧૦, કલકત્તા; 'આર્ટ મૅન્યુફૅક્ચર્સ ઑફ ઇંડિયા' ટી. એન. મુખરજી; 'ઇંડસ્ટ્રિયલ આર્ટ્સ ઑફ ઇંડિયા' સર જી. બર્ડવૂડ, ૧૮૮૦; 'આર્ટ્સ ઍન્ડ મૅન્યુફૅક્ચર્સ ઑફ ઇન્ડિયા', ડૉ. જે. એફ. રૉઇલિ, ૧૮૫૧ ના મહાન પ્રદર્શનના પરિણામો વિષે ભાષણો, પહેલી શ્રેણી; 'સર્વે ઑફ ધિ કસ્ટમ્સ ઍન્ડ ટૅક્સ્ટાઇલ મૅન્યુફૅક્ચર્સ ઑફ ઇંડિયા' ફૉર્બ્સ વૉટ્સન; 'ઇંડસ્ટ્રિયલ ઇવોલ્યુશન ઑફ ઇંડિયા' ડી. આર. ગાડગિલ, ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, ૧૯૨૪, કાપડ વિષેનાં કેટલાંક પાનાં; 'ઇકોનોમિક્સ ઑફ ખાદી' રાજેન્દ્રપ્રસાદ, સેક્રેટરી,

બિહાર ચર્ખાસંઘ, મુઝફ્ફરપુર, બિહાર, ૧૯૨૭; જુદાં જુદાં ખાદી વેચાણનાં મથકો તરફથી બહાર પડેલાં સૂચીપત્રો.

## આ ઉપરાંત જુઓ

'ખાદી રહસ્ય '–ઉપનગર સત્યાગ્રહ સમિતિ, ખાદી વિભાગ, વીલે–પાર્લે; 'કાંતણ પોથી' રાષ્ટ્રીય સરંજામ કાર્યાલય, અમદાવાદ; 'સ્વદેશીનાં સૂત્રો ' અને 'વિદેશી કાપડનો બહિષ્કાર' વિદેશી કાપડ બહિષ્કાર સમિતિ, ખાડિયા, અમદાવાદ; 'સ્વદેશી' નગીનદાસ અમુલખરાય, મુંબઈ; 'ખાદી મીમાંસા ' (મરાઠી) બાલુભાઇ મહેતા, ધૂળિયા.

## (૨)

### નોંધ આ, પ્રસ્તાવના

હિંદની ગરીબાઈ અને તેનાં કારણોના અભ્યાસ અને ચર્ચા માટે નીચેનાં પુસ્તકો જુઓ:—

એચ, એચ. માન—લૅંન્ડ ઍન્ડ લેબર ઇન એ ડેક્કન વિલેજ', ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, પુ. ૧, ૧૯૧૬, પુ. ૨, ૧૯૨૧; એમ. એલ. ડાર્લિંગ—'ધિ પંજાબ પેઝન્ટ ઇન પૉસ્પેરિટી એન્ડ ડેટ,' ઑક્સફર્ડ યુનિ. પ્રેસ, ૧૯૨૫; પંજાબ સરકારના સહકારી ખાતાના રજીસ્ટ્રાર મિ. કૅલ્વર્ટ—'વેલ્થ વેલફેર ઑફ ધિ પંજાબ;' મુંબઈ સરકારના ખેતીવાડી નિપુણ અમલદાર એચ. એચ. માનનું 'સ્ટડી ઑફ ઇકૉનૉમિક કંડિશન્સ ઇન બૉમ્બે પ્રેસિડન્સી'; એક વખતના બંગાળ સરકારના મહેસૂલ આકારણી અમલદાર જે. સી. જેકનું

'ઇકોનોમિક લાઇફ ઑફ એ બેંગોલ ડિસ્ટ્રિક્ટ,' બીજી આવૃત્તિ ૧૯૨૭, ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ; હિગિનબૉટમ—'ધિ ગૉસ્પેલ ઍન્ડ ધિ પ્લાઉ,' મેકમિલન, ન્યૂયૉર્ક, ૧૯૨૧; ગિલ્બર્ટ સ્લેટર—'સમ સાઉથ ઇંડિયન વિલેજિસ,' યુનિવર્સિટી ઑફ મદ્રાસ ઇકૉનોમિક સ્ટડીઝ, ઑક્સફર્ડ યુનિ. પ્રેસ. ૧૯૧૮; વેંકટસુબ્રહ્મન્યમ્—'સ્ટડીઝ ઇન રૂરલ ઇકૉનોમિક્સ વાઝામંગલમ્,' નટેસન ઍન્ડ કું. મદ્રાસ, ૧૯૨૭; બી. જી. સપ્રે—'ઇકૉનોમિક્સ ઑફ ઍગ્રિકલ્ચર પ્રોગ્રેસ,' સાંગલી; એસ. કે. આયંગર—'સ્ટડીઝ ઇન ઇન્ડિયન રૂલર ઇકૉનોમિક્સ,' પી. એસ. કિંગ ઍન્ડ સન, લંડન, ૧૯૨૭; આર. મુકરજી —'રૂરલ ઇકૉનોમી ઑફ ઇન્ડિયા,' લૉંગમૅન્સ ગ્રીન, લંડન, ૧૯૨૬; બ્રિજનારાયણ—'ધિ પૉપ્યુલેશન ઑફ ઇન્ડિયા,' આર. કૃષ્ણ, લાહોર, ૧૯૨૬; જિનિવા, લીગ ઑફ નેશન્સ ના કાર્યાલયમાં અર્થશાસ્ત્ર અને નાણાં વિષયક વિભાગના સભ્ય પી. પી. પિલાઈ—'ઇકૅનોમિક કંડિશન્સ ઇન ઇન્ડિયા,' રૂટલેજ, લંડન, ૧૯૨૫; ઈ. ડી. લ્યુકાસ—'ઇકૉનોમિક લાઇફ ઑફ એ પંજાબ વિલેજ,' લાહોર, ૧૯૨૨; એસ. એસ. અય્યર—'ઇકૉનોમિક લાઇફ ઇન એ મલબાર વિલેજ,' બેંગ્લોર પ્રિન્ટિંગ ઍન્ડ પબ્લિશિંગ કું. બેંગ્લોર, મ્હૈસુર, ૧૯૨૫; જી. કીટિંગ—'રૂરલ ઇકૉનોમી ઇન ધિ બૉમ્બે ડેક્કન,' 'ઇન્કવાયરી ઇન્ટુ વર્કિંગ ક્લાસ બજેટ્સ ઇન બૉમ્બે સિટી,' ગવર્નમેન્ટ લેબર ઑફિસ, મુંબઈ, ૧૯૨૧–૨૨, તે વખતના હિંદી સરકારના જાહેર પ્રકાશન ખાતાના નિયામક રશબ્રૂક વિલિયમ્સે સંપાદિત કરેલું 'ઇંડિયા ઇન ૧૯૨૩–૨૪.' પા. ૧૯૯, 'મેટીરિયલ ઍન્ડ મૉરલ પ્રોગ્રેસ ઑફ ઇન્ડિયા,' ૧૯૨૨ નો

અહેવાલ, પા. ૧૯૮, રોયલ સ્ટેશનર્સ ઑફિસ, લંડન, ૧૯૨૬નું ૧૯૬૧ મું ફરમાન; ડબ્લ્યુ. એસ. ટૉમ્સન 'બ્રિટન્સ પૉપ્યુલેશન પ્રૉબ્લેમ એઝ સીન બાય એન અમેરિકન', 'ધિ ઇકૉનૉમિક જર્નલ,' લંડન, જૂન, ૧૯૨૬; 'ધિ ઇન્ડિયન રૂરલ પ્રૉબ્લેમ'–લેખકના નામ સિવાયનું (કદાચ અલ્હાબાદના એસ. હિગિનબૉટમનું) 'ધિ રાઉન્ડ ટેબલ'માં, લંડન જૂન, ૧૯૨૫; આર. કે. દાસ.–'વેસ્ટેજ ઑફ ઇન્ડિયાઝ મેન–પાવર'–'ધિ મૉડર્ન રિવ્યુ,' કલકત્તા, એપ્રિલ, ૧૯૨૭; એન. એન. ગાંગુલી–'ધિ પ્રૉબ્લેમ ઑફ રૂરલ લાઇફ ઇન ઇન્ડિયા,' –એશિયાટિક રિવ્યુ,' જુલાઈ, ૧૯૨૫; 'રિપોર્ટ ઑફ ધિ ઇન્ડિયન એડવાઇઝરી કમિટી ઑફ ધિ ઇન્ડિપેન્ડન્ટ લેબર પાર્ટી ઑફ ગ્રેટબ્રિટન,' ૧૯૨૬, લંડન; શાહ અને ખંભાતા–'વેલ્થ એન્ડ ટેક્સેબલ કેપેસિટી ઑફ ઇન્ડિયા,' તારાપોરવાલા, મુંબઈ, ૧૯૨૫; એન. રંગા– 'ધિ ડેલ્ટેઇક વિલેજિસ ઑન ધિ ઈસ્ટ કોસ્ટ, બેઝવાડા,' ૧૯૨૬; એસ. જી. પનાન્ડિલકર–'વેલ્થ એન્ડ વેલફેર ઑફ ધિ બેંગોલ ડેલ્ટા,' કલકત્તા યુનિવર્સિટી પ્રેસ, ૧૯૨૫; સર થિયોડર મોરિસન–'ઇકૉનૉમિક ઑરગેનિઝેશન ઑફ એન ઇન્ડિયન પ્રોવિન્સ,' જોન મરે લંડન, ૧૯૦૬; આ ઉપરાંત ઇંડિયન ઇકૉનૉમિક ઇન્કવાયરી કમિટિ, ૧૯૨૫; કમિટિ ઑન કોઑપરેશન ઇન ઇન્ડિયા (મેકલેગન કમિટી,) ૧૯૧૫; ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ કમિશન, ૧૯૧૬–૧૭; ઇંડિયન કૉન્સ્ટિટ્યુશનલ રિફૉર્મ્સ કમિટી (મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ કમિટી,) ૧૯૨૪; ઇંડિયન ટૅક્સેશન ઇન્કવાયરી કમિટી; રૉયલ કમિશન ઑન ઍગ્રિકલ્ચર ઇન ઇન્ડિયા, ૧૯૨૭; ફૅમિન કમિશન અને એવી બીજી કમિટીઓ

તથા કમિશનોના અહેવાલો જુઓ. વધારામાં હિંદી સરકારના જાહેર સુખાકારી ખાતાના વાર્ષિક અહેવાલો જુઓ.

ઉપરની યાદી સંપૂર્ણ તો નથી જ.

## (૩)

### નોંધ ૩૭, પાનું ૫૮

હિંદમાં હુન્નર ઉદ્યોગનો કેવી રીતે નાશ કરવામાં આવ્યો તે જાણવા માટે નીચેનાં પુસ્તકો જુઓ:—

પી. જે. ટોમસ—'મર્કન્ટેલિઝમ ઍન્ડ ધિ ઈસ્ટ ઇન્ડિયા ટ્રેડ,' પી. એસ. કિંગ ઍન્ડ સન, લંડન, ૧૯૨૬; ડબલ્યુ એચ. મુરલંડ—'અકબર ટુ ઔરંગઝેબ,' મૅકમિલન, લંડન, ૧૯૨૧, પા. ૫૮–૬૨; બાલકૃષ્ણ—'કમર્શિયલ રિલેશન્સ બિટવીન ઇન્ડિયા ઍન્ડ ઇંગ્લંડ, ૧૬૦૧–૧૭૫૭,' રૂટલેજ લંડન, ૧૯૨૪; ડબલ્યુ. ફૉસ્ટર—'ધિ ઇસ્ટ ઇન્ડિયા હાઉસ, જૉન લેન, લંડન, ૧૯૨૪; દત્ત—'ઇકૉનૉમિક હિસ્ટરી ઑફ ઇન્ડિયા,' ૫મી આવૃત્તિ, કેગન પૉલ, લંડન, પા. ૨૬૧–૨૯૬; વિલ્સનનું 'હિસ્ટરી ઑફ બ્રિટિશ ઇન્ડિયા' નામનું પુસ્તક, ગ્રંથ ૧, પ્રકરણ ૮; આર. રિચર્ડ્ઝના 'ઇંડિયા' લંડનં, ૧૮૨૯ પુ. ૧, પા. ૮૪, નોંધમાં ઉતારેલો લૉર્ડ વેલેસ્લીનો ૧૮૦૪ નો પત્ર; એફ. લિસ્ટ—'ધિ નેશનલ સિસ્ટમ ઑફ પોલિટિકલ ઇકૉનૉમી, ૧૮૪૪.' ભાષાંતર એસ. એસ. લૉઇડ, લંડન, ૧૮૮૫, પા. ૪૨; બેઇન્સ—'હિસ્ટરી ઑફ કૉટન મૅન્યુફેકચર,' લંડન; 'હન્સાર્ડ્ઝ ડિબેટ્સ', ૧૮૧૩; ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અસલ દસ્તાવેજો; ૧૮૧૩ અને તે પહેલાંના વર્ષોની

પાર્લામેન્ટરી કમિટિ સમક્ષ નોંધાયલી જુબાનીઓ, નવજીવન પ્રકાશન મંદિરે પ્રગટ કરેલા પુણતાંબેકર અને વર્દાચારી લિખિત નિબંધના અનુવાદ 'ખાદી નિબંધ' તેમ જ ૧૯૨૭ માં ગાંધીજીના 'યંગ ઇન્ડિયા'માં 'શોપ કીપર્સ ટર્ન્ડ રૂલર્સ' નામની લેખમાળમાં ટૂંકા ઉતારા આપવામાં આવ્યા છે. આ ઉપરાંત પ્રકરણ ૫ માં આપેલી લાંબી નોંધમાં આપેલા ઇતિહાસકારો અને અમલદારોનાં લખાણ પણ જુઓ.

## (૪)

### નોંધ ૪૩ પાનું ૬૫

હિંદમાં એક વખતે રેંટિયા અને હાથસાળના પ્રચારને પરિણામે કેવી જાતની સામાજિક સ્થિરતા હતી તે જાણવા માટે જુઓ:—

એરિયન, ધિ એલ્ડર પ્લિની, માર્કો પોલો, બાર્બોસા જેવા મુસાફરો અને વર્થેના, સીઝર ફ્રેડરિક, બર્નિયર ટેવર્નિયર, પિરાર્ડ, સુલેમાન, રાલ્ફ ફીચ, થેવેનોટ, એલેક્ઝાન્ડર હેમિલ્ટન જેવા ઇતિહાસકારોનાં વર્ણનો; વધારામાં રાઇસ ડેવિસ—'બુદ્ધિસ્ટ ઇંડિયા', ફિશર અનવિન, લંડન, ૧૯૦૩, પા. ૧૦૧–૧૦૨; બાલકૃષ્ણના 'કમર્શિયલ રિલેશન્સ બિટ્વીન ઇન્ડિયા એન્ડ ઇંગ્લંડ ૧૬૦૧–૧૭૫૭માં કરેલા ઉલ્લેખો, રૂટલેજ, લંડન, ૧૯૨૪; જેમ્સ મિલ–'હિસ્ટરી ઑફ બ્રિટિશ ઇન્ડિયા,' એલ્ફિન્સ્ટન—'હિસ્ટરી ઑફ ઇન્ડિયા;' ડબલ્યુ. ફોસ્ટર–'અર્લી ટ્રાવેલ્સ ઇન ઈન્ડિયા,' ઑક્સફર્ડ યુનિ. પ્રેસ, ૧૯૨૧; ઈસ્ટ ઇન્ડિયા કંપનીના પહેલાંના નોકરો મૉન્ટગોમરી માર્ટિન, બોલ્ટ

વેરેલ્સ્ટ, ઓર્મ, હેસ્ટિંગ્સ, ક્લાઈવ, ડૉ. ટેલર વ. ના પત્રો અને અહેવાલો; આમની સભાની કમિટીના અહેવાલો, પુ. ૫, ૧૭૮૧-૮૨, છપાયું ૧૮૦૪; બર્ક—'કલેક્ટેડ વર્ક્સ,' પુ. ૮: હિંદમાં ન્યાયના અમલની સિલેક્ટ કમિટીનો નવમો અહેવાલ; ડૉ. રોઇલ—'આર્ટ્સ એન્ડ મેન્યુફેક્ચર્સ ઑફ ઇન્ડિયા,' ૧૮૫૧ મહાન પ્રદર્શનનાં પરિણામો વિષે ભાષણો, પહેલી શ્રેણી; પી. જે. ટૉમસ—'મર્કેન્ટેલિઝમ ઍન્ડ ધિ ઈસ્ટ ઇન્ડિયા કંપની'માં કરેલા ઉલ્લેખો, પી. એસ, કિંગ ઍન્ડ સન, લંડન, ૧૯૨૬; બ્રુક્સ ઍડમ્સ—'લૉ ઑફ સિવિલિઝેશન ઍન્ડ ડીકે'; જેમ્સ કોટન—'ઇંડિયા,' ઇંગ્લિશ સિટિઝન સિરીઝ.

## (૫)

### નોંધ ૬૮ પાનું ૧૧૧

બેકારી ઉપરનાં ઉત્તમ પુસ્તકોમાંનાં કેટલાંકની યાદી

ડબ્લ્યુ. એચ. બિવરિજ—'અનએમ્પ્લૉયમેન્ટ,' લંડન, ૧૯૧૨ જે. એ. હૉબ્સન—'ઇકૉનૉમિક્સ ઑફ અનએમ્પ્લૉયમેન્ટ;' ઍલન ઍન્ડ અનવીન,' લંડન, ૧૯૨૪; એફ. ગિયરી—'લૅંડ ટેન્યૉર ઍન્ડ અનએમ્પ્લૉયમેન્ટ,' ઍલન ઍન્ડ અનવિન,' લંડન, ૧૯૨૫; એ. સી. પીગો—'અનએમ્પ્લૉયમેન્ટ,' હોમ યુનિવર્સિટી લાયબ્રેરી સિરીઝ; રોવન્ટ્રી ઍન્ડ લાસ્કર—'અનએમ્પ્લૉય મેન્ટ, એ સોશિયલ સ્ટડી,' લંડન, ૧૯૧૧; એફ, સી. મિલ્સ—'કૉન્ટેમ્પરરી થિયરીઝ ઑફ અનએમ્પ્લૉયમેન્ટ ઍન્ડ અનએમ્પ્લૉયમેન્ટ રિલીફ,' યુ. સ્ટે. અ. ૧૯૧૭; એ કિટ્સન—'અન એમ્પ્લૉયમેન્ટ,' સેસિલ પામ, લંડન, ૧૯૨૧; જી. ડી. એચ.

કોલ—'એ સ્ટડી સિલેબસ' લેબર રિસર્ચ ડિપાર્ટમેન્ટ' લંડન; 'થર્ડ વિન્ટર ઑફ અનએમ્પ્લોયમેન્ટ,' પી. એસ. કિંગ ઍન્ડ સન, લંડન; 'વેસ્ટ ઇન ઇંડસ્ટ્રી,' ફેડરલ અમેરિકન એન્જિનિયરિંગ સોસાયટીઝની કમિટિ, પ્રકરણ ૧૧ મેકગ્રોહિલ બૂક કંપની, ન્યૂયૉર્ક, ૧૯૨૧; સ્ટુઅર્ટ ચેઈઝ—'ધિ ટ્રૅજેડી ઑફ વેસ્ટ,' પ્રકરણ ૮, મેક્મિલન, ન્યૂયૉર્ક, ૧૯૨૬; સિડની રીવ–મૉડર્ન ઇકૉનૉમિક ટેન્ડન્સિઝ,' પ્રકરણ ૨૨, ઈ. પી. ડટ્ટન ઍન્ડ કું. ન્યૂયૉર્ક, ૧૯૨૧; ડબ્લ્યુ. એમ. પોલેકોવ—'માસ્ટરિંગ પાવર પ્રોડક્શન.' પ્રકરણ ૯ અને ૧૦, એન્જિનિયરિંગ મેગેઝિન કું. ન્યૂયૉર્ક, ૧૯૨૧; 'બિઝનેસ સાઇકલ્સ ઍન્ડ અનએમ્પ્લોય-મેન્ટ,' બેકારીને અંગે પ્રમુખે બોલાવેલી પરિષદની કમિટીનાં અહેવાલ અને ભલામણો, મેક્ગ્રોહિલ પબ્લિશિંગ કું. ન્યૂયૉર્ક ૧૯૨૨ એફ. ડબ્લ્યુ. પેથિક લૉરેન્સ–'અનએમ્પ્લોયમેન્ટ,' લંડન બી. ઍન્ડ એસ. વેબ—'પ્રિવેન્શન ઑફ ડેસ્ટિટ્યુશન,' લંડન; એચ. હાર્ટ—'ફ્લક્ચ્યુએશન્સ ઇન અનએમ્પ્લોય મેન્ટ ઇન સિટીઝ ઇન ધિ યુનાઇટેડ સ્ટેટ્સ,' ૧૯૧૮.